# પથેર પાંચાલી



ભારતી સાહિત્ય સંઘ

અમદાવાદ

## વાર્તા-નવલકથાનાં પ્રકાશનો

### નવલકથાઓ

- સંજીવની
- પચાસ વર્ષ પછી—
- પ્રાયશ્ચિત્ત ભા. ૧લો
- પ્રાયશ્ચિત્ત ભા. ૨જો
- એ પત્ની કોની?
- આવતી કાલ
- બંધન અને મુક્તિ
- જાગતા રે'જો (પૂર્વાર્ધ)
- ,, (ઉત્તરાર્ધ)
- મંગલમૂર્તિ
- દીન ધ્રુવ
- ધરતી
- જગતનો તાત
- ઘરભાણી
- પતન અને પ્રાયશ્ચિત્ત
- અહંકાર
- પશ્ચિમના સમરાંગણે

### વાર્તાઓ

- અંતરની વ્યથા
- અખંડ જ્યોત
- ઝાંઝવાંનાં જળ
- ધૂપદાની
- પ્રદક્ષિણા
- અંતરની વાતો
- પશ્ચિમની કલાકૃતિઓ
- જીવનસરિતા

## હવે પછી

### નવલકથાઓ

જીવનનું ઝેર

- પુણ્યપ્રવાસ
- ટેસ્સ (થોમસ હાર્ડી)
- લે મીઝેરેબલ (વિકટર હ્યુગો)

### વાર્તાઓ

- વિશ્વસાહિત્યની વાર્તાઓ
- પશમી અને બીજી વાતો
- ત્રણ પગલાં

શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાયની બંગાળી નવલકથા
'પથેર પાંચાલી'નો અનુવાદ

# પથેર પાંચાલી

અનુવાદક
શ્રી. ઊર્મિલા



ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી · પો. બો. નં. ૭૩
અમદાવાદ

ઉત્ક્રાન્તિના વિચારો ફેલાવતું બારસો પાનાંનું
સાહિત્ય નીચેના લવાજમે ઘેર બેઠાં મળશે.

| | દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|---|
| કાચું પૂઠું | ત્રણ રૂપિયા | સાડા ત્રણ રૂપિયા | ચાર રૂપિયા શિલિંગ ૭ |
| પાકું પૂઠું | ચાર રૂપિયા | સાડા ચાર રૂપિયા | સાડા પાંચ રૂપિયા ,, આઠ |



મૂલ્ય

| ગ્રાહકને | છૂટક |
|---|---|
| ૧-૬-૦ | ૨-૦-૦ |

પ્રકાશક
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પો. બો. નં. ૭૩: અમદાવાદ

મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘી કાંટા : અમદાવાદ

# નિવેદન

'અંજલિ ગ્રંથમાળા' આ પુસ્તક સાથે છઠ્ઠા વર્ષમાં પ્રવેશ કરે છે. પાંચ વર્ષમાં જે અનુભવો થયા છે તે સુખદ છે. ગુજરાતી વાચકવર્ગે આ માળાને પોતાની ગણીને સત્કારી છે તે માટે અમે એમના આભારી છીએ. આ નવા વરસે વિશ્વાસુ વાચકવર્ગને ખાતરી આપીએ છીએ કે તમારા વિશ્વાસને યોગ્ય રહેવા—થવા અમે પ્રયત્નશીલ રહીશું.

આ વરસે અમે અમારી યોજનામાં જે ફેરફારો કર્યા છે તે તરફ સાનું ધ્યાન ખેંચીએ છીએ. મુખ્ય ફેરફાર નીચે પ્રમાણે છે:

૧. વર્ષની અધવચ્ચે ગ્રાહક તરીકે કમી થવું હોય તો બાકી રહેલા લવાજમની રકમમાંથી કોઈ પણ પુસ્તક કે માસિક મળી શકે છે.

૨. કોઈ પુસ્તક ન જોઈતું હોય તો તેને બદલે વાર્તા-નવલકથાનું જૂનું કે નવું કોઈ પણ પુસ્તક મળી શકે છે. અમુક પુસ્તક નથી જોઈતું ને તેને બદલે અમુક જોઈએ છે એવા ખબર પુસ્તક પ્રગટ થવા અગાઉ એક મહિને આપવા જોઇએ.

૩. જે મહિનામાં જે પુસ્તક પ્રગટ કરવાનું જાહેર કર્યું હોય તે કોઈ પણ સંયોગને લઈ એ માસમાં પ્રગટ ન થઈ શકે કે એ પુસ્તકને બદલે બીજું પુસ્તક પ્રગટ થાય તો ગ્રાહક, જો ઇચ્છે તો, પોતાનું નામ કમી કરાવી લવાજમ પાછું મેળવી શકે.

આ નિયમો અમારા માટે કેટલા કડક છે તેની તુલના થાય એમ અમે ઇચ્છીએ છીએ. ગુજરાતના કોઈ કોઈ વિદ્વાન, વિવેચકો ગ્રંથમાળાની લવાજમી યોજનાઓની ટીકા કરે છે તે સૌ આ નિયમો ઉપર ધ્યાન આપે એવી અમારી વિનંતિ છે. અમે એમ પણ કહીએ છીએ કે આમાંનો પહેલો અને ત્રીજો નિયમ તો દરેક ગ્રંથમાળાના સંચાલકે સ્વીકારી જ લેવો જોઈએ. બીજા નિયમની સગવડ સૌની પાસે ન હોય. ગ્રંથમાળામાં વર્ષ દરમિયાન જે પુસ્તકો આપવાનાં હોય તેનું બંધન પહેલેથી જ સ્વીકારી લેવું જોઈએ.

આશા છે કે આ સગવડોનો ગ્રાહકો લાભ ઉઠાવશે.

**અમદાવાદ** — મુખ્ય સંચાલક

૨૦ : ૪ : ૪૦ — **ભારતી સાહિત્ય સંઘ**

# પ્રવેશક

બીજી કોઈ પણ ભાષા કરતાં બંગાળના સાહિત્યસ્વામીઓ પ્રત્યે ગુજરાતને વધુ મમતા હોય એમ લાગે છે. અંગ્રેજી જેવી મહાન અને સમૃદ્ધ ભાષાના સાહિત્યના અનુવાદો થાય છે તે કરતાં યે વિશેષ બંગાળનાં વાર્તા-નવલ આપણે ત્યાં ઊતર્યાં છે. આમ થવાનું કારણ શું હશે? બંગાળ ભાવનાપ્રધાન છે એટલે એમ થતું હશે? ગુજરાતના વ્યાપારી, વ્યવહારિક અને ગણતરીબાજ માનસને ભાવનાની ભીનાશ અને મુક્તતા અનુભવવાની ઇચ્છા થતી હશે? વ્યવહારમાં જે જીવી ન શકાય તે કલ્પનામાં જીવીને સંતોષ માનવાની વૃત્તિ ઊપજતી હશે? અવલોકન એમ કહે છે કે ગૃહજીવનના કોમળ અને કઠિન પ્રશ્નો તો જેવા બંગાળમાં હોય તેવા જ ગુજરાતનાં ગૃહોમાં પણ છે. ઉદાત્ત સ્ત્રીચરિત્ર જેવું ત્યાં છે તેવું અહીં પણ છે. એક વસ્તુ અહીં ઓછી છે એમ લાગે છે. ગુજરાતના પુરુષો બંગાળ જેટલા ભાવનાશીલ નથી જણાતા. નૈસર્ગિક વાતાવરણનું એ પરિણામ ન હોય? નિસર્ગદેવીએ ત્યાં જે ઠાલવ્યું છે તે અહીં ક્યાં છે? આ પુસ્તકના પાને પાને જે સૌંદર્યસૃષ્ટિ દેખાય છે તે આખા બંગાળમાં પથરાયેલી છે, જ્યારે ગુજરાતમાં એવાં સ્થાનો કેટલાં મળે? નિસર્ગને ખોળે રમતું જીવન વ્યાપારી કે વ્યવહારકુશળ ન થઈ શકે એમ ન બને? એટલે ત્યાંનાં સ્ત્રીપુરુષ અને કુદરત-ત્રણે ય ગુજરાતને નવીન અને મધુર લાગે છે. જીવનમાં જેની ઊણપ છે તે પ્રાપ્ત થતાં આનંદ અનુભવાય છે. શરદ્બાબુનાં પાત્રો ઉપર એટલે જ ગુજરાત મુગ્ધ બન્યું છે. શરદ્બાબુને પીને પચાવ્યા પછી આજે હવે કોઈ કોઈ સ્થળેથી બોલાય છે કે એમના સાહિત્યે આપણી લાગણીઓને

વધુ પડતી કોમળ બનાવી મૂકી છે. આપણાં સ્વભાવ, સંસ્કાર અને વાતાવરણમાં આ લાગણીઓ ભીનાશ મૂકી જાય ત્યાં સુધી તો એમાં જીવનનું માધુર્ય લાગે, પરંતુ એ લાગણીઓમાં આપણે ખેંચાવા માંડીએ તો આપણું સ્વત્વ જ ગુમાવી બેસીએ, આખું હિંદ એક રાષ્ટ્ર છે જ, કન્યાકુમારીથી કાશ્મીર અને કરાંચીથી આસામ સુધીના રાષ્ટ્રશરીરમાં એક જ લોહી વહે છે છતાં એક ખંડ જેવા આ દેશમાં પ્રાંતપ્રાંતના નિરાળા સંસ્કારો પણ છે. ભારતીય સંસ્કૃતિ એ સંસ્કારોનો સુંદર અને સુયોગ્ય સમન્વય છે. ગુજરાતને પોતાની સંસ્કૃતિ છે જેમ મહારાષ્ટ્રને, પંજાબને, બંગાળને છે. એ સંસ્કૃતિને શુદ્ધ કરે, વિકસાવે, મંગલ તત્ત્વોનો ઉમેરો કરે એવું સાહિત્ય ગુજરાતમાં પ્રસરવું જોઈએ. પરભાષાના સાહિત્યને એની રસિકતા અને હૃદયંગમતાને કારણે આપણે ઉતાર્યાં જ કરીએ તો કદાચ આપણા સંસ્કારો બદલાય તો નહિ, પણ એની દઢતા તૂટી જાય. આપણે ગુજરાતી ન રહીએ અને બંગાળી કે બીજું કંઈ તો થઈ શકીએ નહિ. એટલે આજે નવા નવા અનુવાદો પ્રત્યે આપણા વિવેચકો કડક નજર રાખી રહ્યા છે તે યોગ્ય લાગે છે. એ નજરમાં આ એક દૃષ્ટિ ભળવી જોઈએ એવો નમ્ર મત છે.

આપણા જ સંસ્કારોને પ્રગટ કરે, વિકસાવે, શુદ્ધ કરે એવું મૌલિક સર્જન પુષ્કળ પ્રમાણમાં થયા જ કરતું હોય તો પરભાષાના અનુવાદો આપણા સાહિત્યને અને જીવનને બળ આપનારા થાય, પરંતુ મૌલિક સર્જન નહિવત્ હોય અને નબળું હોય તો પરભાષાનું સાહિત્ય – જેમાં જીવનના પ્રવાહો હોય છે એ વાર્તા – નાટક – નવલકથા માટે જ હું કહું છું–ગુજરાતના જીવનને બળપ્રદ થાય કે કેમ એ વિષે મને શંકા છે. આજે આપણે ત્યાં પરભાષાનું સાહિત્ય ઢગલાબંધ ઊતરી રહ્યું છે ત્યારે આ વિચાર ફેંકી નહિ દેવાય એવી આશા છે. અહીં એક સૂચન કરવાની પણ ઇચ્છા થાય છે. જેટલું ધ્યાન પરભાષાની વાર્તા-નવલકથાને ગુજરાતીમાં ઉતારવા માટે અપાય છે તેટલું જ ધ્યાન ત્યાંનાં ગંભીર અને શાસ્ત્રીય પુસ્તકોને ઉતારવામાં અપાય તો ? આવાં પુસ્તકો

હજારોની સંખ્યામાં ગુજરાતી ભાષામાં ઊતરે અને મૌલિક સર્જન એક પણ ન થતું હોય તો યે આપણા સંસ્કારને હાનિ પહોંચે નહિ. કોઈ પણ વિષયમાં મૌલિકનું વિશેષ મહત્ત્વ છે જ કારણ કે એમાં પરિસ્થિતિનું જ્ઞાન અને બળ રહ્યાં હોય છે, પરંતુ જેને લલિતવાઙ્મય કહેવામાં આવે છે તેમાં તો એની જરૂર અન્ન-પાણી જેવી છે. મૌલિક સર્જનનો અર્થ જ એ કે આપણી જ માટી, આપણા જ ઉકરડાનું ખાતર અને આપણી જ નદીનું પાણી-ખેડનાર પણ આપણે જ, આ રીતે જે છોડ ઊગે તે આપણા જીવનના પ્રતીક જેવો પણ હોય અને આપણને પોષણ આપનાર પણ હોય. ગુજરાતના જુવાન લેખકો જો નિશ્ચય કરે તો ગુજરાતની ભૂમિ એટલા રસકસવાળી તો છે જ કે જેમાંથી સાહિત્યના સુંદર છોડ નિપજાવી શકાય. ગુજરાતના લેખકો એમ કરશે ? આજે આપણા સમગ્ર જીવનમાં આરામની ભાવના પ્રસરી ગઈ છે. અનુવાદ તરફનો આવો પ્રબળ ઝોક પણ એ ભાવનામાંથી જ ઊભો થયો જણાય છે. અનુવાદ કરવામાં લાયકાત તો જોઈએ જ, પણ મૌલિક સર્જન જેટલી નહિ. અનુવાદમાં મૂળ સર્જનની લાગણીઓ સમજવી જોઈએ, કંઈક અનુભવવી પણ જોઈએ, પરંતુ મૌલિકમાં તો હૃદય વલોવવું પડે. પ્રસવની વેદના વિના જન્મ કેમ થાય ? અનુવાદકમાં માતાના ભાવ અનુભવી શકે એવી સહૃદયતા જોઈએ, જ્યારે સર્જકે તો ખુદ માતા જ થવું પડે. કોઈ પણ સાહિત્યની સમૃદ્ધિ માટે, એટલે જ મૌલિક સર્જન આવશ્યક છે.

૨

આટલું કહ્યા પછી આ પુસ્તકને હું આવકારું છું. ખાસ તો એટલા માટે આવકારું છું કે ગુજરાતી ભાષાસાહિત્યમાં આ પ્રકારનું એક પણ પુસ્તક મારી જાણમાં નથી. ભાષા, શૈલી, વસ્તુ, વિચાર, રજૂઆત, ગુંથણી સર્વ રીતે આ પુસ્તક નવીન છે. આપણા વાર્તાપ્રિય વાચકવર્ગને આ પુસ્તક ગમશે ખરું ? આમાં અદ્‌ભુત ઘટનાઓ નથી, કશું જ

રહસ્યમય નથી, સ્ત્રી-પુરુષનું પ્રેમાકર્ષણ કે વેદનાઓ નથી, જુવાનોનાં મંથન નથી. છે સાવ સાદી વાત. નાનકડા અપુની, દુર્ગાની અને ગરીબ મા સર્વજયાની. અને તે પણ કેટલી બધી ધીમી! ચારસો પાનાંની નવલકથામાં પ્રેમમૂર્તિ સર્વજયાનો કલ્પનામૂર્તિ અપુ માત્ર તેર વર્ષનો જ થાય છે. એની વનફૂલોમાં રમતી દીદી દુર્ગા પણ એ કરતાં મોટી થતી નથી. દુર્ગા અને એક અપુ વિપુલ સમૃદ્ધિમાં ઊછરતાં હતાં, પણ સમૃદ્ધિ કઈ? શરીરમાં લોહી વધારે એવા ખોરાકની નહિ; ટાઢ, તડકા ને વરસાદમાં રક્ષણ કરે એવા ઘર કે કપડાંની નહિ; જ્યાં જાય ત્યાં માનપાન મળે એવા શિક્ષણની પણ નહિ. એકલા વગડાની, વનની, સૂર્યના પ્રકાશની, નદીના નીરની, લાખમલાખ ફૂલોની સૃષ્ટિની. દુર્ગા અને અપુ એમાં જીવતાં હતાં. કલ્પના તો એમાં જીવી શકે ને વિકસી શકે, પણ દેહ કેમ જીવે? દુર્ગા ન જીવી શકી અને અપુ એકલો રહી ગયો. આવી આ વાર્તા છે.

પણ આ વાર્તા છે? એમાં આપણને પરિચિત એવાં શરદ્‌બાબુનાં સંસારચિત્રો ક્યાં? બંકીમબાબુની અદ્ભુતતા ક્યાં? આ કેટલી સાદી સીધી વાત છે! નાનકડાં બાળકોની તે વળી વાર્તા લખાતી હશે? આ લેખકે શું કર્યું છે? એનાં જ્ઞાન અને કલ્પનાની વિપુલતા આ બાળક દ્વારા પ્રગટ કરવાને બદલે કોઈ યુવક-યુવતી દ્વારા પ્રગટ કરી હોત તો? વાંચનારને લાગત તો ખરું કે આ મારી વાત છે! બાળકોની મનોસૃષ્ટિ જોવાની કોને ફુરસદ છે? અને તે પણ કેવા બાળકની? જેની પાસે માના, દીદીના ને કુદરતના પ્રેમ-ભંડારો છે પણ એ સિવાય કશું જ નથી. હા, કલ્પના છે દૂર દૂરના દેશોમાં ચાલ્યા જવાની, મહાભારતનાં પાત્રો બનવાની, સકળ સૃષ્ટિને ખૂંદવાની, આભનાં વાદળાંઓ સાથે દોસ્તી બાંધવાની. પણ ઊભું ક્યાં રહેવું? ઊભવા માટે જમીન તો જોઈએ ને? શરીરનો બોજો ઉપાડવાની પગમાં તાકાત તો જોઈએ ને? એક જીવવાની જ ઊણપ છે, મન ઘણું કરે છે-ઘણું કલ્પે છે, શરીર કશું કરી શકતું નથી.

જો ધીરજ રહે તો એક પણ લીટી ચૂક્યા વિના આ પુસ્તક વાંચવા જેવું છે. નવી જ સૃષ્ટિ છે. નવી જ કલ્પનાઓ છે.

આને વાર્તા કહીએ તે કરતાં એક કુટુંબ, જે લાખો કુટુંબનું પ્રતિનિધિ છે તેની પળ પળનો આમાં ઇતિહાસ છે એમ કહેવું વધુ યોગ્ય થશે. ઇતિહાસ સુક્કો નથી, કેવળ ઘટનાઓની સાંકળ નથી, એમાં પળ પળની લાગણીઓના ધબકાર છે. પ્રસંગે પ્રસંગે જીવનનું કારુણ્ય પ્રગટે છે. એકે ય એવો પ્રસંગ નથી કે જ્યાં જીવનના મર્મ-ભાગને સ્પર્શ ન થયો હોય. વાર્તાનો સાર આવો ટૂંકો છે. હરિહર એક ગરીબ બ્રાહ્મણ છે. પૂજાપાઠ કરી ગુજરાન ચલાવે છે. સર્વજયા એની પત્ની છે, અપુ ને દુર્ગા બે બાળકો છે. દુર્ગા છે તોફાની, વન-વગડામાં રખડનારી. અપુ છે મુગ્ધ કલ્પના. દુર્ગા અને એ પોષણ પામતાં નથી પણ નિસર્ગના ખોળામાં રમતાં રમતાં જીવે છે. છેવટ દુર્ગાથી એમ જિવાતું નથી. એક કાળી ઘનઘોર રાતે તોફાન ઊઠ્યું છે, મુશળધાર વરસાદ વરસે છે, છાપરાં તૂટે છે. હરિહર એ પૈસાની લાલચે બહારગામ ગયો છે. સર્વજયા બાળકોને બચાવવા વલખાં મારે છે, પણ પંખી જેવો દુર્ગાનો આત્મા આ ધરતીથી થાક્યો હોય છે એટલે જતો રહે છે. એ પછી અપુ એકલો પડે છે.. ...ને કંઈ કંઈ થાય છે, વાંચી લેજો.

વાર્તા વાર્તા ખાતર લખાય તો યે હેતુવિહીન ન હોય. આ વાર્તાનો હેતુ શો? ધ્વનિ શો? કોઈ સ્થળે ઉપદેશનું વચન નથી, દુઃખની અરેરાટી નથી. સહાનુભૂતિ જગાડવાનો પ્રયત્ન નથી; પણ પહેલે પાનેથી જ, જો ચિત્તમાં સહૃદયતા હોય, માનવતા પણ પૂરી જાગૃત હોય તો હૃદય કરુણાથી ભિંજાઈ જાય છે. અપુ અને દુર્ગાની સાથે વનની સૃષ્ટિ જોતાં આનંદમસ્ત થઈ જવાય છે. પરંતુ એનું ઘર અને એની વાસ્તવિક સૃષ્ટિ ભૂલી શકાતી નથી. એક માનવબાળને ભરદરિયાનાં મોજાંઓ સાથે રમતાં રમતાં બાથંબાથ કરતું અને છેવટે નાશ પામતું જોઈએ છીએ. આખી વાર્તા સમગ્ર રીતે જે કહી જાય છે, હૃદયમાં ભરી જાય છે તે ધ્વનિમાં

કરુણા છે, પ્રેમ છે, સહૃદયતા છે, અને છુંદાઈ જતાં ફૂલોનું આક્રંદ છે. કોઈ કશું કહેતું નથી છતાં એમ થાય છે કે "એવો અપુ જો મારે હોય! એ સર્વજયા જો મારી પાડોશમાં હોય!" આવું આવું થવા લાગે છે ને કંઈક કરવાની લાગણી જન્મે છે, હૃદય ભીનું બને છે, આંખ વિનમ્ર બનીને નીચી નમે છે, જે નીચે પડ્યાં છે તેની પાસે બેસવાની ઈચ્છા જાગે છે.

પુસ્તક નવીન છે એમ મેં પહેલાં કહ્યું. એમાં જે આલેખાયું છે તે ઘર–આંગણે જ બને છે એટલે જૂનું–અતિ જૂનું છે એમ હવે કહું છું. આપણને આંખો ને કાન બંને છે; છતાં આપણે કેટલું બધું નથી જોઈ શકતા ને નથી સાંભળી શકતા તે આ પુસ્તક બતાવે છે. એમ લાગે છે કે આવું જોવા માટે હૃદયની આંખ જોઈએ. એ આંખનાં પોપચાં શ્રી. વિભૂતિભૂષણ એનાં અપુ દુર્ગા અને સર્વજયા દ્વારા ઉઘડાવે છે. આપણે આપણાં નેત્ર ખોલનાર શ્રી. વિભૂતિભૂષણનો આભાર માનીએ.

૩

અનુવાદ વિષે બે શબ્દ કહેવા જોઈએ. બંગાળી ન જાણતો હોવાથી મૂળ પુસ્તક મેં વાંચ્યું નથી. અનુવાદ વાંચીને જ હું મુગ્ધ બન્યો છું. અનુવાદ વાંચતાં દરેક પાને એમ લાગ્યું કે અનુવાદકને વનસૃષ્ટિનો પરિચય હોત તો પુસ્તક ઓર શોભી ઊઠત. પુસ્તકના પાને પાને વૃક્ષોનાં, ફૂલોનાં ને વ્રતોનાં જે નામ આવે છે તે સાવ અજાણ્યાં લાગે છે. એનો કંઈક પણ પરિચય આપી શકાયો હોત તો સારું થાત. ગુલાબને ગુલાબ તરીકે ઓળખીએ નહિ ત્યાં સુધી એની શોભા ને સુગંધ કેમ અનુભવી શકીએ? જો કે પરિશ્રમપૂર્વક એવો પરિચય આપ્યો હોત તોપણ એમાં કેટલા વાંચકો રસ લઈ શકત એ તો પ્રશ્ન છે જ, પણ શ્રી. વિભૂતિભૂષણને પૂરી રીતે રજૂ કર્યાનો સંતોષ તો પ્રાપ્ત થાત જ.

અનુવાદની ભાષા અને શૈલી ઉપરથી મૂળ પુસ્તકનાં ભાષાશૈલીનું અનુમાન થઈ શકે છે. બંગાળી ભાષાના અભ્યાસી એવા બે ત્રણ મિત્રો પાસેથી મેં જાણ્યું છે કે આ પુસ્તક અનુવાદ માટે અઘરું ગણાય. સામાન્ય વિચારથી પણ એમ લાગે છે કે આ પુસ્તકના અનુવાદનું કામ કઠિન હોય જ, કારણ કે એમાં જે કથા છે તે શુદ્ધ બંગાળના એક ઘરની છે, અને જે વનસૃષ્ટિ છે તે પણ બંગાળની જ છે. વધુમાં, લેખકની શૈલી પણ નિર્બંધ અને બંગાળીમાં જ વધુ શોભી ઊઠે એવી છે. આ બધું ગુજરાતીમાં ઉતારવા માટે જે અધિકાર જોઈએ તે અનુવાદકમાં છે કે નહિ તે વાંચકો જ નક્કી કરશે. હું તો એટલું કહું કે દોષો હોવા છતાં આ અનુવાદમાં મૂળ પુસ્તકના આત્માનું પૂરેપૂરું રક્ષણ થયું છે ને રસપ્રવાહને મુદ્દલ ક્ષતિ પહોંચી નથી. આ રીતે અનુવાદ પ્રશંસાને પાત્ર ગણાય. જ્યાં ગીતોની કડીઓ મૂકી છે ત્યાં તેને બદલે બધે એટલું જ સુંદર ગુજરાતી પદ્ય મૂકી શકાયું હોત તો ઘણું સારું હતું, પણ એમ ન બન્યું તો એનું ગુજરાતી તો ફૂટનોટમાં મૂકવું જોઈતું હતું. આ ગીત–કડીઓ ઘણાને વૃક્ષો ને ફૂલોનાં નામ જેવી જ અજાણી લાગશે.

स.

## શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય

**શ્રી.** વિભૂતિભૂષણ બંદોપાધ્યાય અવસ્થાની દષ્ટિએ આધુનિક ન કહેવાય, પરંતુ લેખનપ્રવૃત્તિની દષ્ટિએ આધુનિક જ છે. એમણે થોડું લખ્યું છે, પણ જે લખ્યું છે તે ખૂબ જ વખણાયું છે. 'પથેર પાંચાલી'એ એમને બંગાળના ઉત્કૃષ્ટ લેખકોની આગલી હરોલમાં મૂકી દીધા છે. 'પથેર પાંચાલી' એમની સર્વશ્રેષ્ઠ કૃતિ છે. હાલ તેઓ કલકત્તામાં એક શાળામાં શિક્ષક તરીકે કામ કરે છે. બંગાળી સામયિક 'પ્રવાસી'માં નિયમિત રીતે એમનાં લખાણ પ્રગટ થાય છે.

એમની ટૂંકી વાર્તાઓ પણ બહુ થોડી છે. પણ એ બધી વિશિષ્ટ પ્રતિભાવાળી અને નવીન સ્વરૂપની અને એક વાર વાંચવા જેવી છે. ગુજરાતીમાં એમની 'મેઘમલ્લાર' નામની એક ટૂંકી વાર્તા અનુવાદિત થઈ છે. (જુઓ 'જીવનસરિતા'–'નવરચના' માસિકનું ભેટપુસ્તક.)

એમની લગભગ પ્રત્યેક રચનામાં કુદરત અગ્રસ્થાન ભોગવે છે. વાર્તાવસ્તુ ધીરે ધીરે એવી રીતે ગુંથાતું જતું હોય છે કે વાંચકની દષ્ટિ સામે આગળ વધતાં, કથા ગૌણ બની કુદરત જ તર્યા કરે. વન–ઝાડી, પુષ્પો–લતાઓ, નદી–સરોવરો, આકાશ–તારા–ચંદ્ર, પશુઓ અને મૂક સૃષ્ટિ પર એમને બહુ જ પ્રેમ છે, અને એ જ પ્રેમ એમની વાર્તાઓમાં વ્યક્ત થાય છે. તેઓ જે કાંઈ લખે છે તે વાસ્તવિક આવેગથી લખે છે એટલે વાંચક એમાં તન્મયતા અનુભવે છે. 'પથેર પાંચાલી' એનો શ્રેષ્ઠ નમૂનો છે.

# ૧

નિશ્ચિંદપુર ગ્રામના છેક ઉત્તર છેડે હરિહરરાયનું ભાંગ્યું-તૂટયું ઘર છે. હરિહર સામાન્ય સ્થિતિનો માણસ, થોડી બાપીકી જમીન અને બે ચાર યજમાનનાં ખોરડાં – એમાંથી સંસાર નભાવતો.

કાલે એકાદશી હતી એટલે હરિહરની દૂરની બેન ઇન્દિર ઠાકુરણ ચોખાની કુલેરનો વાટકો લઈને ખાવા માટે ઓશરીમાં બેસી ગઈ છે. પાસે જ હરિહરની નાની દીકરી મૂંગી મૂંગી બેઠી છે. એની નજર વાટકામાંથી કુલેર લઈને મોં તરફ જતા હાથની પાછળ ફરે છે. વચ્ચે ક્યારેક ખાલી થતા જતા વાટકા સામે મીટ માંડીને જોઈ રહે છે. એક બે વાર એના હોઠ ઊઘડું ઊઘડું થતા ફફડીને જ બંધ રહી ગયા.

ઇન્દિર ઠાકુરણ તો મોટા મોટા ફાકડા ભરતી હતી. વાટકો ઝટ ખાલી થઈ ગયો. વાટકો ખાલી થઈ ગયો એટલે એને એક બાજુ હડસેલીને એણે બીજી બાજુ જોયું, અને અચાનક યાદ આવ્યું હોય તેમ બોલી: ' ઓ મા! છોકરી, તારે માટે તો રાખતાં જ ભૂલી ગઈ! પણ હવે આ જો — "

છોકરીએ નિર્મળ આંખોએ જોયું અને કહ્યું, "ના ફઇ, તું જ ખા."

મોટાં પાકાં બે કેળાંમાંથી એક ભાંગી અર્ધું ઇન્દિર ઠાકુરણે છોકરીના હાથમાં મૂક્યું. છોકરીના મોં પર આનંદ ચમક્યો. એ બચકારા બોલાવતી ખાવા લાગી.

ત્યાં પેલે ઘેરથી તેની માની બૂમ સંભળાઈ: 'ફરી પાછા ત્યાં ધામા નાખ્યા? આવતી રહે અહીં!'

"બસ વહુ! મારી પાસે બેઠી છે, કાંઈ કરતી તો નથી, બેસવા દે!" ઇન્દિર ઠાકુરણે કહ્યું.

પણ માએ તો તોપણ મોટે અવાજે કહ્યું, "ના, ખાવા ટાણે ત્યાં બેસવાનું શું કામ છે? મને એ પસંદ નથી. કહું છું કે આવતી રહે."

બીકથી છોકરી ઊઠીને ચાલી ગઈ.

ઇન્દિર ઠાકુરણ હરિહરની દૂર દૂરની સગી;—મોસાળ તરફની કંઈક બેન થતી. હરિહરનું બાપદાદાનું ગામ જશડા વિષ્ણુપુર. હરિહરના પિતા રામચાંદ રાય નાની વયે વિધુર થયા છતાં પોતાના પિતા પોતાને ફરી પરણાવવાનો વિચાર નથી કરતા એ જાણીને એમને લાગી આવ્યું. વરસ તો શરમમાં ને શરમમાં બોલ્યા વિના કાઢી નાખ્યું, પણ છતાં જ્યારે પિતાએ લગ્ન માટે કંઈ જ પ્રવૃત્તિ ન કરી ત્યારે એણે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે પિતાના ધ્યાનમાં એ વાત લાવવાનો પ્રયત્ન કર્યો. બપોરે ઘરમાં કોઈ ન હોય, સીધો સાદો રામચાંદ ખાઈને આડે પડખે પડી છટફટ કરતો હોય ત્યારે જો કોઈ આવીને 'શું થયું છે' એમ પૂછત તો એ મોટેથી બોલત, 'પોતાનું કોઈ છે? પોતાને કોઈ જોનાર છે? માથું દુ:ખતું હોય કે કંઈ પણ થયું હોય—!' પરિણામે આ જ નિશ્ચિંદપુર ગ્રામમાં રામચાંદનાં બીજાં લગ્ન થયાં. અને લગ્ન પછીને બીજે જ વર્ષે પિતાનું

મૃત્યુ થતાં વિષ્ણુપુરમાંથી ઘર ઉપાડી લઈ કાયમ માટે રામચાંદે અહીં જ વસવાટ કર્યો. આ એની નાનપણની વાત. આ ગામમાં આવ્યા પછી સસરાના પ્રયત્નથી રામચાંદે ગામની પાઠશાળામાં સંસ્કૃત શીખવા માંડયું, અને વખત જતાં એ પ્રદેશનો સારો પંડિત એ કહેવાયો. એણે કદી કોઈ ધંધોરોજગાર કર્યો નહિ—એણે કરવો જોઈએ કે નહિ એ પણ પ્રશ્ન હતો. વરસમાં નવ મહિના તો એનાં સ્ત્રી – બાળકો સસરાને ત્યાં રહેતાં. એ પોતે પણ દિવસનો મોટો ભાગ મહોલ્લાના પતિરામ મુખુજ્જેની બેઠકમાં કાઢી નાખી સસરાને ત્યાં બે ટંક ખાવા જ આવી જતો. કોઈ પૂછતું, " પંડિત મહાશય ! બૈરાં – છોકરાં છે, અંતે તો એને તમારે જ પાળવાં પડશે !" તો એ જવાબ આપતો, " કંઈ ચિંતા નહિ ભાઈ, વ્રજ ચક્રવર્તીના ધાનની એઠ ભેળી કરીએ તો ય બે જણ સુખે ખાય એમ છે." અને પછી તે છક્કા – પંજાની જોડી કેવી રીતે મેળવીને સામેનાને કેવી રીતે હાર આપવી તે વિચારવામાં પરોવાતો.

વ્રજ ચક્રવર્તીના ધાનની અક્ષયતા વિષેનો રામચાંદનો ખ્યાલ પાયા વિનાનો જ ઊભો થયો હતો એ રામચાંદને સસરાના મરણ પછી જાણવા મળ્યું. આ ગામમાં એમનાં જમીન–ખેતરાં પણ હતાં નહિ અને રોકડ પણ કંઈ ખાસ હતું નહિ. યજમાનમાં બે પાંચ ઘર થઈ ગયાં હતાં એટલે એમને આશરે છોકરાને મોટો કરતા. એમની પહેલાં એમના એક જ્ઞાતિભાઈનું લગ્ન એમનાં સાસરિયાંમાં જ થયેલ. એ પણ અહીં જ રહેતા. એમનો પણ રામચાંદને ટેકો હતો. જ્ઞાતિબંધુ નીલમણિ રાય કમિશરિયેટમાં નોકરી કરતા. પણ નોકરીને અંગે બહાર ફરવાનું વિશેષ રહેતાં, અહીંથી તેણે વાસ એક રીતે કાઢી નાખ્યો, અને વૃદ્ધ માતાને લઈને નોકરીને ઠેકાણે ચાલ્યા ગયા. અત્યારે એમના ઘરમાં કોઈ નથી રહેતું.

સાંભળ્યું છે કે પૂર્વપ્રાન્તના એક પ્રખ્યાત કુલીનની સાથે ઇન્દિર ઠાકુરણનાં લગ્ન થયેલાં. વિવાહ પછી સ્વામી ચાર છ મહિને

એક વાર ગામમાં પગ મૂકતો, એકાદ રાત રહીને ભાડુંભત્તું અને કુળસન્માન લઈ મજૂર સાથે ચાલતો થતો, એટલે ઇન્દિર ઠાકુરણને સ્વામીનું બરાબર સ્મરણ પણ નથી. માબાપ મરી ગયાં પછી ભાઈને આશરે બે મૂઠી ધાન પામતી, પણ દૈવયોગે એ ભાઈ પણ નાનો હતો ત્યાં જ ચાલતો થયો. એ પછી થોડા જ દિવસે હરિહર એ ઘરમાં આવીને રહ્યો; ત્યારથી ઇન્દિર ઠાકુરણનો આ કુટુંબમાં પ્રવેશ થયો.

તે પછી તો કેટલો કાળ વહી ગયો. શાંખારીપુકુરમાં * કમળના કેટલા ય વંશો આવ્યા અને ગયા. ચક્રવર્તીના ઉજ્જડ ખેતરમાં સીતાનાથ મુખુજ્જેએ નવી કલમો નાખીને બાગ ઉગાડયો હતો, તે બધાં ઝાડ આજે ઘરડાં થવા આવ્યાં છે. કેટલાં ય ઘરોમાં નવો સંસાર મંડાયો, કેટલાં ઘર સૂનાં થઈ ગયાં. ગોલક ચક્રવર્તી અને વ્રજ ચક્રવર્તી જેવા કેટલા ય મરી પરવાર્યા. ઇચ્છામતીની તરલ સ્વચ્છ જલધારા અનંત જોન્સન ટોન્સન સાહેબ અને મજુમદાર જેવા બીજા કેટલાયને કાલપ્રવાહની સાથે વહીને તણખલાં પેઠે મોજાંના ફીણની પેઠે, ગામના ગળીના કારખાનાની પેઠે પોતાની અંદર ઘસડતી ગઈ.

પણ માત્ર ઇન્દિર ઠાકુરણ હજી જીવે છે. આજે તે ચાળીસની સાલની × ચંદ્રમુખી હાસ્યમુખી તરુણી નથી, પંચોતેર વર્ષની ડોસી છે. ગાલ લબડી ગયા છે, કરોડ ભાંગી જઈને શરીર આગળથી નમી પડયું છે. પહેલાંની પેઠે હવે દૂરનું નજીકથી જોઈ શકાતું નથી. તડકા આડે આંખ ઉપર હાથની છાજલી કરતી હોય તેમ કરીને બોલે, "કોણ ? નવીન ? બિહારી ? ઓહો, તું તો રાજુ...... "

આ ઘર ઉપર પણ ઇન્દિર ઠાકુરણની આંખ સામે જ કંઈ

---

* પુકુર=તળાવ; × બંગાળી સંવત ૧૨૪૦ (વિક્રમ સંવત ૧૮૯૦)

ઓછું વીત્યું છે ? વ્રજ ચક્રવર્તીનું જ આ ઘર, આજે તો ખંડેર બન્યું છે. માણેકઠારી પૂનમે ગામ આખું ત્યાં મળતું. સવાર-સાંજ ચંડીમંડપમાં કે બાજુની બેઠકમાં લોકો બેસતા. કેવું ત્યારનું આ વાંસવન ! પોષપર્વણીએ એક મણ ધાનનો ઢગલો દાનમાં દેવા માટે થતો ! આંખ મીચતાં આજે પણ ઇન્દિર ઠાકુરણ એ જોઈ શકે છે : રાયકુટુંબની વચેટ વહુ બીજી સ્ત્રીઓ સાથે ડાંગર ખાંડવા આવી છે. ખાંડણિયામાં ધમધમ સાંબેલાં પડે છે, સોનાની બંગડીઓ રંગેલા હાથ ઉપર નીચે સરે છે અને ઉપર ચડે છે. જગદંબા જેવાં રૂપ, એવાં જ સ્વભાવ-ચરિત્ર. ઇન્દિર ઠાકુરણ જ્યારે વિધવા થઈ ત્યારે નવી અગિયારસ પછીની બારસે સવારમાં વહેલી ઊઠીને પારણું કરાવવા થાળ લઈને આવતી. ક્યાં ગયા એ દિવસો ! ત્યારનું હવે કોઈ જીવતું પણ નથી કે જેની સાથે દુ:ખની વાત કરી શકાય.

એ પછી તો રામચાંદ એકનો એક આશ્રયદાતા પણ ચાલ્યો ગયો. હરિહર તો ત્યારે હજી ઊગતો હતો, ઘાટે-રસ્તે નાચતો કૂદતો, રમતો ને રખડતો મુખર્જીના ઝાડ પરથી કાચાં શેતૂર ખાવા ગયેલો, ત્યાં હાથપગ ભાંગી આવેલો. બે ત્રણ માસથી પથારીમાં હતો. અને પેલો પ્રસંગ-ધામધૂમથી નાનપણમાં જ એનાં લગ્ન થયેલાં, પિતાનું મૃત્યુ થયું એટલે દસ વરસની નવવિવાહિત સ્ત્રીને બાપને ઘેર રાખી આવી ભાગી ગયો, આઠ દસ વર્ષ સુધી કશા જ ખબર નહિ, છ બાર માસે એકાદ કાગળ આવી પડતો, કદીક કદીક બે પાંચ રૂપિયા ડોશીને નામે મનીઑર્ડર કરી મોકલતો. આ જ ઘરમાં, કેટલાં દુ:ખે, કેટલા દિવસો ભૂખ્યા પેટે પાડોશીના બારણા સામે જોઈને ચિંતામાં કાઢ્યા છે ! ઘણા વખત પછી હરિહરે આવીને ઘરસંસાર શરૂ કર્યો-એને આજ છ વર્ષ થયાં.

એક છોકરી થઈ છે, એ પણ પાંચ વર્ષની થઈ. ડોશીને

લાગ્યું, આટલે વખતે પણ હવે ઘર છોકરાંછૈયાંથી ફરી ગાજતું થયું ખરું. આટલી જિંદગીમાં એણે બીજી કોઈ ઇચ્છા કરી નહોતી. અને હવે તો બીજા પ્રકારનાં સુખદુઃખનો વિચાર કરવાને પણ તે અશક્ત હતી. બાળપણથી જીવનયાત્રાનું વહેણુ જે એક બાજુ વહ્યું છે તે ફરી એ જ—આજ બાજુ વળે તો એના આનંદની સીમા આવી રહે. તેને માટે એ જ પરમ સુખ હતું.

હરિહરની નાની છોકરીને તે એક પળ પણ આંખથી અળગી કરી શકતી નહિ. તેને પોતાને એક છોકરી થઈ હતી. એનું નામ વિશ્વેશ્વરી હતું. નાની વયમાં જ એનું લગ્ન કરેલું. લગ્ન પછી થોડા સમયમાં જ તે મરી ગયેલી. હરિહરની છોકરીના રૂપમાં મૃત્યુ-પારના દેશમાંથી આજે ચાળીસ વર્ષનું સૂતેલું માતૃહૃદય આ છોકરીના મોંના ઝાંખા હાવભાવ જોઈને, તેની નિર્દોષ આંખોનું હાસ્ય જોઇને વ્યાકુળ ક્ષુધાની પેઠે જીવનની છેલ્લી ઘડીએ એકાએક અજબ રીતે જાગી ઊઠયું.

પણ પોતાની ધારણા પાછી પડી. હરિહરની વહુ જોતાં તો રાણી લાગે, પણ એમાં શું વળે ? ભારે વઢકણી. ડોશીને તો જોઇને સળગી ઊઠે એવી : 'કોણ જાણે કયાંથી આવી છે ? શું સગી છે એ ય ખબર નથી. બેઠી બેઠી ધાન ઓછું કરે છે.'

વિના કારણ જ દિવસમાં બે વાર ડોશી સાથે ઝઘડો કરે. બહુ થાય એટલે ડોશી કાખમાં પોતાનો પિત્તળનો ઘડો અને ડાબા હાથમાં અબોટિયું લઈને "બસ નવી વહુ, જાઉં છું, અને હવે ફરીને આ ઘરમાં પગ મૂકું તો મને—" કહેતી ચાલી જતી. મનના દુઃખે સામેના વાંસવનમાં આખો દિવસ બેસી રહેતી. સાંજ ટાણે હરિહરની છોકરી એને ગોતતી આવતી ને સાડલાનો છેડો ખેંચતી બોલતી, "ઊઠ ફઈ, માને કહીશ કે હવે તને કંઈ ન કહે. ચાલને ફઈ !" છોકરીનો હાથ ઝાલીને ડોશી સંધ્યાના

અંધારામાં ઘેર પાછી આવતી. એટલે સર્વજ્યા મોં મચકોડીને બોલતી, "આ આવી! બીજે જાય કયાં? અહીંથી જઈ જઈને તો મસાણે જ જાય તો ભલે. ને તો ય મિજાજ તો સત્તર ખાંડી! આવા ઝઘડા તો એ આવી તે વરસથી જ શરૂ થઈ ગયેલા, ઘણી વાર થઈ ચૂકેલા ને થયા કરતા.

ઉગમણી બાજુનું, હરિહરનું પથ્થરનું ઘર પડયા જેવું થઈ ગયું હતું. એ જ ઘરમાં હવે ડોશી રહેવા લાગી. વાંસની એક વળગણી ને બે ફાટેલાં થાન (સાડલા). ફાટેલા છેડાઓને ગાંઠ વાળીને ચલાવતી. ડોશીથી સોયમાં દોરો તો પરોવી શકાતો નહિ, એટલે કપડું સંધાતું નહિ, એટલે ફાટે ત્યાંથી ગાંઠ મારે. ફાટેલું લૂગડું અને તેમાં ગાંઠો મરાય એટલે દેખાય જાણે ઠાકોરજીના વાઘા! મનમાં હતું કે સાડલો કરવા શણ વણું. કેટલા ય દિવસની મહેનત અને જાળવણીએ શણ ભેળું પણ કર્યું, પણ એની દરકાર રાખી નહિ. હવે આજે જ્યારે ખરેખર દરકાર પડી છે ત્યારે વણવાજોગ આંખનું તેજ નથી રહ્યું. તોપણ ખૂબ સંભાળથી સાચવી રાખે, ભાદરવામાં વરસાદ પછી તડકો નીકળે ત્યારે આંગણામાં સૂકવવા નાખે.

નેતરની પેટીમાં કેટલા ય ગાભાઓની વચમાં એક પોટલી હતી. એમાં એક લાલચટક રંગની ચૂંદડી હતી. એ એની મરી ગયેલી છોકરી વિશ્વેશ્વરીની હતી.

એક પિત્તળનો ઘડો હતો. બે માટીની હાંડલીઓ હતી. થોડાંક માટીનાં બીજાં વાસણ હતાં. પિત્તળના ઘડામાં ચોખા રાખતી. કો'કવાર રાત્રે ખાંડણી–દસ્તે ચોખા ખાંડી તેની કુલેર બનાવીને ખાતી. માટીની કૂલડીઓમાં કોઈકમાં થોડું તેલ, કોઈકમાં થોડું મીઠું, કોઈકમાં થોડોક ખજૂરનો ગોળ – સર્વજ્યા પાસેથી તો કાંઈ જોઈએ તે મળે નહિ, એટલે એનાથી છાની રીતે લાવીને પોતાની લગ્ન વખતની નેતરની પેટીમાં આ સંતાડી રાખતી.

સર્વજયા તો આ ઘેર કોઈક જ વાર આવતી, પણ એની છોકરી રોજ સાંજ પડયે આવીને ઉંબરમાં ફાટેલા શણિયા પર કયાં ય સુધી ફઈની પાસે વાર્તા સાંભળવા બેસતી. આ, તે, એમ કેટલીક વાર્તાઓ સાંભળી નાખ્યા પછી છોકરી કહે, “ફઈ, પેલા બહારવટિયાની વાર્તા કહે ને?” પચાસ વર્ષ પહેલાં ગામના એક ગૃહસ્થના ઘર ઉપર બહારવટિયા પડેલા તેની એ વાર્તા હતી. આ પહેલાં કેટલી યે વાર એ વાર્તા કહેવાઈ ચૂકેલી, છતાં છોકરી ફરી ફરીને એ કહેવડાવે. ત્યાર પછી ફઈ ને મોંએ તે ગીતો સાંભળે. એ વખતનાં કેટલાં ય ગીતો ડોશીને આજે ય યાદ હતાં. એ નાની હતી ત્યારે પાણીઘાટે સરખી સાહેલીઓ પાસે એ ગાતી. ગાઈ લીધા પછી ઇન્દિર ઠાકુરણનાં કેટલાં વખાણ થતાં! મોટાં થયાં એટલે તો પછી ધીરજથી સાંભળનાર પણ કોણ હોય? પણ એ ભુલાઈ ન જાય એટલા સારુ તે રોજ સાંજે છોકરી પાસે હવે ગાતી. કડીઓ બેવડાવી બેવડાવીને ગાતી—

‘ઓ લલિતે ચાંપકલિતે, એકટા કથા શૂન્સે?
રાધાર ઘરે ચોર ઢૂકે છે—’

હસતી જાય, ગાતી જાય ને નાની ભત્રીજી સામે જોતી જાય. ભત્રીજી ઉત્સાહમાં આવીને સાથે બોલવા લાગે: ‘ચૂવો બાંધા એક—મિન્સે!’ ‘મિન્સે’ શબ્દ આવે ત્યાં અકારણ માથું ઝુકાવી દઈ જોર કરીને ‘મિ’ આગળથી મૂકી દે. છોકરીને બહુ મજા પડતી.

ફઈ એને ભુલાવવા માટે ગીતો આડાંઅવળાં ફરી ફરીને લે ને પાદપૂર્તિ માટે વચ્ચેથી મૂકી દે, પણ છોકરીને ભુલાવામાં નાખવી સહેલી નહોતી. એ ગીત બરાબર યાદ રાખતી. પહેલા દશ પંદર દિવસ એ બોલી નહોતી.

રાત પડવા લાગે એટલે મા ખાવા બોલાવે, એટલે ઊઠીને તે ચાલતી થાય.

❦

## ૨

હરિહરનું બાપદાદાનું ગામ વિષ્ણુપુર – ત્યાંના ધનિક ચોધરીના વંશજોએ કેટલીક જમીન દાન કરીને કેટલાક બ્રાહ્મણોને ગામમાં વસાવ્યા હતા – હરિહરના પૂર્વજ વિષ્ણુરામ એમાંના એક હતા.

બ્રિટિશ શાસન ત્યારે સર્વત્ર નહોતું. જવા–આવવાના બધા રસ્તાઓ પર ચોર–લૂંટારાનો ઉપદ્રવ ઘણો રહેતો. ભારવાડ, બાગદી અને બાઉલ જેવા લોકો આ ટોળીઓમાં મુખ્યત્વે હતા. તેઓ ઘણા બળવાન હતા. ઢાલ – લાકડી ચલાવવામાં એક્કા હતા. ગામના નિર્જન સ્થાનમાં એ લોકોની કાળીમાતાના મંદિરના પથરા હજી ઊભા છે. દિવસે આ લોકો સારાં લૂગડાં પહેરી ફરે, રાત્રે કાળીમાતાની પૂજા કરી આથેના ગામના કોઈનું ઘર લૂંટી બહાર નીકળી જાય. એ વખતના ઘણા સમૃદ્ધિશાળી માણસોનો પૈસો લૂંટમાંથી જ ભેળો થયો હતો. બંગાળના ઘણા જમીનદાર અને મૂડીવાળા ગૃહસ્થોની મતા એમના પૂર્વજોએ લૂંટીને ભેળાં કરેલ ધન – રત્નને કારણે હતી. એ જમાનાની વાતો જાણતું હોય તેને આ બધી ખબર હોય છે.

વિષ્ણુરામના પુત્ર વિરુરાયનો પણ આ જ ધંધો હતો. એણે

પગારથી લૂંટારાઓની ટોળી રાખી હતી. નિશ્ચિંદપુરની ઉત્તરે જે કાચી સડક ચુયાડાંગાથી આવે છે અને નવાબગંજ થઈ ટાંકી તરફ જાય છે તે સડકની ધારે સોનાડાંગાની સીમમાં ઠાકુરઝી નામનું મોટું તળાવ હતું, તે આ ટોળીનું મથક હતું. તળાવને કાંઠે મોટા વડની ઘટાદાર વડવાઈઓ વચ્ચે સંતાઈને તેઓ બેસતા અને એકલા મુસાફરને મારી નાખી તેની પાસેનું લૂંટી લેતા. એમની લૂંટવાની રીત બહુ વિચિત્ર હતી. ચાલ્યા જતા માણસ ઉપર પાછળથી લાકડીનો ઘા કરે, માણસને મારી જ નાખે, અને ત્યાર પછી એની પાસે શું છે તે જુએ. કેટલીક વાર તો એવું બને કે આમ મારી નાખેલા માણસ પાસેથી પહેરેલાં લૂગડાં સિવાય કાંઈ ન નીકળે. આ વખતે આમ પાછા પડી જવાની ભોંઠામણને મોં પરથી દૂર કરવા, શબને તળાવમાં નાખી દઈ, મારવાનો શ્રમ ફોગટ ગયો તેના રોષમાં, વધુ બદલો મેળવવાનો નિશ્ચય કરી તેઓ ઝાડ નીચે ફરી પાછા આવી બેસતા. ગામની ઉત્તરે એ સીમમાં, એ ઝાડ આજે પણ છે. તળાવ તો નથી, એનાં ચિહ્નો પણ બહુ નથી, ત્યાં તો આજે ખેડૂતોનાં હળ ફરે છે; પણ એ નીચી પોચી જગ્યા હજી ઠાકુરઝી તળાવને જ નામે ઓળખાય છે. હળ ખેડતાં હજી જમીનમાંથી માણસની ખોપરીઓ નીકળી આવે છે.

કહેવાય છે કે પૂર્વદેશનો એક વૃદ્ધ બ્રાહ્મણ પોતાના નાના છોકરાને લઈને કાલીગંજ મહાલમાંથી ટાંકીશ્રીપુર વટાવીને આવતા પોતાને ગામ પાછો ફરતો હતો. કાર્તિક મહિનો હતો. કન્યાના વિવાહ માટે પૈસા મેળવવા તે પરદેશ નીકળેલો એટલે ગાંઠે કંઈક પૈસા ખરા, અને બીજી પણ વસ્તુઓ હતી. હરિદાસપુરની ધર્મશાળામાં રાંધી જમી કરીને બપોર નમ્યે તે ફરી વાર રસ્તે પડ્યો. એણે ધારેલું કે પાંચ ગાઉ દૂર નવાબગંજ છે, સાંજે તો એ પહોંચી જશે. રસ્તાની મુશ્કેલીઓ એનાથી અજાણી નહોતી, પણ ગણતરીમાં ભૂલ પડી. કાર્તિક મહિનાનો ટૂંકો દિવસ,

નવાબગંજ તો ક્યાં ય દૂર રહી ગયું, સોનાડાંગાની સીમમાં જ સૂરજ ડૂબું ડૂબું થવા લાગ્યો. એણે પગ ઉતાવળો કર્યો, પણ ઠાકુરઝી તળાવ પાસે આવ્યો ત્યાં જ લૂંટારા ભેટી ગયા.

પહેલો જ ઘા પાછળથી માથા પર આવ્યો. પ્રાણ જવાની બીકે બૂમો મારતો એ રસ્તો છોડીને ખેતરો તરફ દોડ્યો. છોકરો બાપની પાછળ દોડ્યો. પણ બાપ વૃદ્ધ અને છોકરો બાળક, લૂંટારાના હાથમાંથી ભાગી કેટલેક આઘે જઈ શકે? થોડી જ વારમાં લૂંટારાઓએ એની ગળચી પકડી લીધી. બ્રાહ્મણ કરગરવા લાગ્યો, "મારવો હોય તો મને ભલે મારી નાખો, પણ મારા વંશના આ એકના એક વેલાને – મારા છોકરાને – જીવતો રાખજો. મારો પિંડલોપ થશે." સંજોગવશાત્ વીરુરાય પણ તે દિવસે ટોળીની સાથે હતો. બ્રાહ્મણ એને ઓળખી ગયો. ધ્રૂજતો ધ્રૂજતો એને હાથે પગે પડી છોકરાના જીવતદાન માટે કરગરવા લાગ્યો. બિચારો બ્રાહ્મણ! એ સમજતો નહોતો કે આ લોકોને એના પિંડલોપની ચિંતા નહોતી, એમને તો એના ધનની જ ચિંતા હતી. આવતી રાતના અંધારામાં હતભાગી પિતાપુત્રનાં શબોને એક સાથે ઠંડી રાત્રે ઠાકુરઝી તળાવના પાણીમાં તાડનાં પાન અને ઘાસના પૂળાઓમાં વીંટી ફેંકી દેવાની વ્યવસ્થા કરી વીરુરાય ઘેર આવ્યો.

આ ઘટના બન્યા પછી ઘણા દિવસે, એટલે કે એકાદ વર્ષ પછી, પૂજાના તહેવારો × માં વીરુરાય એના પરિવાર સાથે હોડીમાં બેસીને સસરાને ગામ હલૂદબેડાથી પાછો આવતો હતો. ૧૨૩૮ ની સાલ હતી.* નકીપુરની નોનાગાંગ પાર કરીને મધુમતીમાં હોડી પ્રવેશી; બે દિવસ જુવાળના પાણીમાં પ્રવાસ કર્યા પછી દક્ષિણ શ્રીપુર પાસેની ઇચ્છામતીમાં પ્રવેશવાનું આવતું. ત્યાંથી ચાર દિવસના રસ્તા ઉપર એમનું ગામ હતું.

---

× દુર્ગાપૂજા = દશેરા. * ૧૨૩૮ બંગાળી સંવત. બંગાળી સંવત વિક્રમ સંવતથી ૬૫૦ વર્ષ પાછળ છે.

આખો દિવસ પ્રવાસ કરીને બપોરે ટાકીના ઘાટ સાથે નૌકાને બાંધી. ઘેર પૂજા થતી. ટાકીની બજારમાંથી પૂજાની સામગ્રી ખરીદી રાત ત્યાં જ રોકાઈ વહેલી સવારે હોડી છોડી. બે દિવસ પછી સંધ્યાસમે ધોલચિતની મોટી ખાડી પાસે ઇચ્છામતીના સુંદર શાંત પટ પર જુવાળની આશામાં હોડી લાંગરીને સૌ રસોઈપાણીની વ્યવસ્થામાં પડી ગયાં. મોટા પટમાં વચ્ચે વચ્ચે ઝાંખરાં હતાં, પણ મોટું ઝાડ દેખાતું નહોતું. એક બાજુ માછીઓએ અને બીજી બાજુ વીરુની પત્નીએ ચૂલા પર રસોઈ ચડાવી, બે દિવસમાં તો ઘેર પહોંચવાના અને વળી પૂજાનો ઉત્સવ હતો એટલે બધાં આનંદમાં હતાં.

ચાંદની ખીલી છે. નોનાગાંગનાં પાણી તગતગે છે. સુ–સુ કરતો પવન પટ ઉપર ફુંકાય છે. કાશ-ફૂલોના ઢગ, આકાશ, ચાંદની અને નિર્મળ જળ એકરૂપ થઈ ગયાં છે. એકાએક કશોક અવાજ થયો. રસોઈ છોડીને એક-બે માછીઓ દોડયા. ચારે બાજુ જોયું. કાશ-ફૂલોનાં ઝાંખરાં આડેથી જાણે કાંઈક અવાજ, કાંઈક આર્તસ્વર, અસ્ફુટ ચિત્કાર જેવું આવે છે ને અટકી જાય છે.

શું છે એ જોવા એ ઝાંખરાં પાછળ જવું કે ન જવું એના વિચારમાં માછીઓ છે, ત્યાં ડુડૂમ કરતુંક પાણીમાં કંઈક ડૂબ્યું. પટ ઉપર તો એટલામાં કોઈ નહોતું. કશું કોઈના જોવામાં પણ નહોતું આવ્યું. શું બન્યું? શું થયું? ખબર પડે તે પહેલાં તો દાંડીમાંઝી (માછીમાર) ત્યાં આવ્યો. ધમાલ સાંભળીને વીરુરાય પણ આવ્યો, તેનો નોકર પણ આવ્યો. હોડીમાં છોકરો હતો તે કયાં? વીરુરાયનો એકનો એક એ છોકરો. અંદર અંદર એકબીજાને પૂછતાં નક્કી થયું કે રસોઈને વાર હતી એટલે છોકરો ચાંદનીમાં ફરવા ઊપડયો હતો. સાંભળતાં જ દાંડીમાંઝીનું મોં સુકાઈ ગયું. કાશવનમાં રેતીના ઢગલાઓ પાછળ

મોટા મગર રહેતા એ વાત એ જાણતો હતો. મગર છોકરાને પાણીમાં ખેંચી ગયો !

છોકરાને શોધવા કરવાનું બધું કર્યું. હોડી લઈને આ બાજુ તે બાજુ એમ બહુ જગ્યાએ પાણીમાં જોયું. આખી રાત પાણી ડોળ્યા કર્યાં ત્યારે છેક સવારે પાણીમાં છૂટા છૂટા હાથપગના અવયવો દેખાયા.

ગયે વર્ષે લગભગ આ સમયે ઠાકુરઝી તળાવની સીમમાં જે બન્યું હતું તેના અદૃશ્ય વિચારકે આ વર્ષે ઇચ્છામતીના રેતીપટમાં એના વિચારને ફળીભૂત કર્યો. મૂર્ખ વીરુરાય ઠોકર ખાઈને શીખ્યો કે તે અદૃશ્ય ન્યાયાધિકારીના દંડને ઠાકુરઝી તળાવની શેવાળના ધનથી લોભાવી શકે એ વાત જુદી છે. અંધકારમાં પણ એ પોતાનો રસ્તો શોધી લે છે.

ઘેર આવ્યા પછી વીરુરાય બહુ દિવસ જીવ્યો નહિ. એ રીતે એના વંશનો ચમત્કારિક રીતે અંત આવ્યો. એનો વંશ લોપ થયો પણ એના ભાઈનો વંશ જીવતો હતો. પણ કુળમાં મોટું સંતાન જીવતું નહિ. પિતા બનતાં પહેલાં કોઈ ને કોઈ રોગથી એ મરી જતો. સૌ કહેતા કે એને બ્રાહ્મણનો શ્રાપ નડે છે. હરિહરરાયની મા તારકેશ્વરને દર્શને ગઈ ને ત્યાં એક સંન્યાસી પાસેથી પોસપોસ આંસુએ રોઈ એક માદળિયું મેળવ્યું. ત્યારપછી માદળિયાને કારણે કે કાળના બળે બ્રહ્મશાપનું તેજ કેટલીક પેઢી પછી કપૂરની પેઠે હવામાં મળી ગયું અને વંશનો એક માત્ર પુત્ર હરિહર આજ સાડત્રીશ વર્ષથી જીવતો છે.

*

કેટલાક દિવસ પછી—

છોકરી મોડી સાંજની સૂઈ ગઈ છે, ઘરમાં એની ફઈ નથી, બે મહિના ઉપર એની મા સાથે ફરી વાર કંઈક કારણે ઝઘડો

થતાં ગુસ્સો કરીને એના કોઈક દૂરના સગાને ત્યાં દૂરના ગામડામાં એ ચાલી ગઈ છે. માને ય શરીરે આટલા દિવસ અસુખ હોવા છતાં કોઈ જોવા આવ્યું નથી. સુવાવડના ઓરડામાં કાલે મા દાખલ થઈ ત્યાં સુધી એણે શું ખાધું, શું પીધું, ક્યારે ઊંઘી, એ કોઈએ જોયું નહિ.

છોકરી સૂતી સૂતી ઊંઘ ન આવી ત્યાં સુધી ફઈના વિચારમાં રડતી રહી. રોજ રાત્રે એ ફઈને માટે રડતી. થોડી રાત ગઈ હશે ને કોઈની વાતચીતના અવાજથી એ જાગી ગઈ. કુકુનીની મા દાયણ રસોડાના નેવા આગળ ઊભી ઊભી કંઈક બોલતી હતી. શેરીનાં ઠાકુરમા અને બીજાં કેટલાંક બૈરાં ઊભાં છે. બધાં જાણે ચિંતાતુર અને ગભરાયેલાં દેખાતાં હતાં. થોડી વાર એ જાગતી પડી રહી અને પછી ઊંઘી ગઈ.

વાંસવનમાંથી સરસર હવા આવતી હતી. અંદરના ઓરડામાં દીવો બળતો હતો અને કોઈક વાતો કરતાં હતાં. આંગણામાં ચાંદની રેલાતી હતી. ઠંડી હવામાં એ થોડી વાર ઊંઘતી રહી. પહેલા પહોરે ઊંઘના ઘેનમાં કંઈક અસ્પષ્ટ અવાજ અને ધમાધમથી એ ફરી જાગી ગઈ. એના બાપુ દોડતા દોડતા અંદરના ઓરડા તરફ જાય છે અને ગભરાતા અવાજે કંઈક બોલે છે, "છોકરીને કેમ છે? કંઈ થયું?' અંદરથી કેવી યે રીતનો અવાજ આવ્યો. એ એની માની બૂમ હતી. અંધકારમાં અને વળી ભરઊંઘમાં તે કશું સમજી શકી નહિ, એટલે ચૂપ પડી રહી. તેને થવા લાગ્યું, 'મા એમ કેમ રડે છે? એને કંઈ થયું છે?"

તે થોડી વાર વધારે બેસી રહી, પણ કંઈ સમજાયું નહિ એટલે સૂઈ ગઈ, અને થોડી વારમાં ઊંઘી ગઈ. કેટલી વાર પછી, એ તો એને ખબર નહોતી, પણ ક્યાંકથી આવતા બિલાડીના અવાજથી તે જાગી ગઈ. એકદમ એને યાદ આવ્યું કે ફઈના ઘરમાં ભાંગેલા

ચૂલામાં બિલાડીએ બચોળિયાં સંતાડી રાખ્યાં હતાં. કેવાં નાનકડાં અને રૂપાળાં! હજી આંખો પણ આવી નહોતી. વિચાર આવ્યો, રાની બિલાડો બચ્ચાંને ખાઈ જશે તો ? હા —

ઊંઘે ભરી આંખે ઊઠી એકદમ દોડી, અંધારામાં ફઈના ઘરમાં ગઈ. ચૂલામાં હાથ નાખી ફંફોળીને જોયું, બચ્ચાં શાંતિથી ઊંઘતાં હતાં. રાની બિલાડાનું ચિહ્ન પણ નહોતું. પાછી આવી ફરીને શાંતિથી સૂઈ ગઈ.

ભરઊંઘમાં ફરી ફરીને પણ ક્યાંક બચોળિયાં બોલતાં સંભળાતાં હતાં.

બીજે દિવસે ઊઠીને તે આંખ ચોળતી હતી ત્યાં કુકુનીની મા બોલી, " એ છોકરી ! રાતે તારો ભાઈ આવ્યો, જોયો કે નહિ ? એ મા રે ! કેટલી ધમાલ મચી હતી, કેવું બની ગયું, અને તું ક્યાં હતી ? જે થયું તે, કાલપુરના પીરની દરગાહે માનતા છોડી આવશે, રાત્રે એણે જ રક્ષા કરી." છોકરીએ એકદમ દોડી જઈને અંદરના ઓરડામાં ડોકિયું કર્યું. એની મા ખજૂરીની કાથીના ખાટલા ઉપર ઊંઘતી હતી. બાજુમાં એક નાનું, અસંભવિત લાગે એટલું નાનું, કાચની મોટી રમવાની પૂતળી હોય એવડું, કોઈક જીવ શણિયા પર સૂતું હતું. તે પણ ઊંઘતું હતું. લોબાનના ધૂપના આછા ધુમાડામાં બરાબર દેખાતું નથી. થોડી વાર એ ઊભી ત્યાં તો પેલું નાનકડું પ્રાણી આંખો ઉઘાડીને પટપટાવતું તદ્દન નાના એવા બે હાથ હલાવવા લાગ્યું, અને ખૂબ જ નબળા અવાજે રડવા લાગ્યું. આટલી વારે એ જાણી શકી કે રાત્રે બિલાડીનાં બચોળિયાં જેવો અવાજ તે ખરેખર કોનો હતો ! બિલાડીનાં બચ્ચાંના જેવો જ આ અવાજ હતો, દૂરથી સાંભળનાર પારખી શકે નહિ. એકાએક છોકરીનું મન અસહાય અને સાવ નાના ભાઈના દુઃખે મમતા અને સહાનુભૂતિથી ભરાઈ ગયું.

પાડોશનાં ઠાકુરમા અને કુકુનીની માએ ના પાડી એટલે ઇચ્છા હોવા છતાં તે ઓરડામાં ન જઈ શકી.

*

આ ઓરડામાંથી બહાર આવી ત્યારે ભાઈને ઝૂલામાં ઝુલાવતી ઝુલાવતી છોકરી કેટલાં ય હાલરડાં ગાતી. સાથે સાથે વાર્તાઓ પણ કહેતી. એ વખતે ફઈ યાદ આવી જતાં એની આંખો ભિંજાઈ જતી. આ જ રીતે ફઈ ગીત ગાતી ! છોકરાને જોવા શેરીનાં માણસો આવ્યા કરતાં. જોઈને બધાં કહેતાં : 'ઘર અજવાળે એવો છોકરો છે. માથાના વાળ કેવા સરસ છે ! રંગે ય કેવો છે ! જો તો ખરી, કેવું હસે છે !' એમ બોલતાં જાય.

છોકરીને થયા જ કરતું, ' ફઈ એક વાર આવીને જુએ ! એના ભાઈને બધાં જુએ છે ને એની ફઈ જ ક્યાંક ચાલી ગઈ છે. એ શું ક્યારે ય પાછી નહિ જ આવે ?' એ નાની હતી તો પણ સમજતી હતી કે આ ઘરમાં બા કે બાપાને ફઈ ગમતાં નથી. એને બોલાવવાની પણ કોઈને દરકાર નથી. ઘરની પછીતે નિમાણી થઈને ફઈના ઘર સામે એ જોઈ રહેતી અને વિચારતી કે, ' ઘરમાં આરિયો (ભીંતકબાટ) ઉઘાડો પડ્યો છે, ઉંબરામાં ચામાચીડિયાની લીંડીઓ નમી ગઈ છે, આંગણું પહેલાંની જેમ સાફ રહેતું નથી. એક બાજુ લીલ, બીજી બાજુ લીલું ઘાસ! ફઈ હોય તો આવું રહેવા દે ? છોકરીની મોટી મોટી આંખો પાણીથી ભરાઈ ગઈ. એ ગીતો અને એ વાર્તાઓ એ કેમ કરીને ભૂલે ?

એક દિવસે હરિ પાલિતની છોકરીએ આવીને એની માને કહ્યું કે "તમારી ડોશી ઘાટ આગળ થઈને વગડામાંથી કાખમાં ઘડો અને હાથમાં પોટલી લઈને આવી છે, ને ચક્રોતી મશાયના ઘર આગળ આવીને બેઠી છે. જાઓ, દુર્ગાને મોકલો, હાથ ઝાલીને તેડી લાવે, એની સામે ગુસ્સો ન રાખો."

હરિ પાલિતને ઘેર બેઠાં ડોશીએ હરિહરને ત્યાં બાળક થયાનું સાંભળ્યું.

"ઓ ફઈ !"

ડોશીએ ચમકીને જોયું તો દુર્ગા. ખૂબ દોડીને આવી હોય તેમ હાંફતી હતી. ડોશીએ ધ્રૂજતાં હાથ લંબાવીને દુર્ગાને પાસે લીધી. દુર્ગા પણ ઝપ કરતી ડોશીના ખોળામાં પડી. એના મોં પર હાસ્ય અને આંખમાં પાણી આવ્યાં. આંગણામાં દાસી અને જે કોઈ ઊભાં હતાં—સૌની આંખમાં પાણી આવી ગયાં. હરિ પાલિતની સ્ત્રી પ્રવીણા બોલી, "ઠાકુરઝી, આગલા જન્મમાં તમારી દીકરી હતી એ જ દીકરી ફરી તમારે ખોળે આવી છે."

ઘેર આવીને છોકરાને જોતાં ડોશી ગાંડા જેવી થઈ ગઈ. કેટલે વખતે ઘરમાં ચંદ્ર ઊગ્યો !

સવારે ઊઠીને ખૂબ આનંદે ડોશી આંગણું વાળે. ઉજ્જડ જંગલ થઈ ગયું હતું તેને સાફ કરે. દુર્ગાના મનમાં થયું, ઘણે વખતે ઘરમાં પાછી શાંતિ આવી, આટલા દિવસ જાણે કાંઈ બરાબર જ નહોતું ચાલતું.

બપોરે જમીને ડોશી ખડકીની પાછળના વાંસવનમાં રસ્તા પર બેઠી ખપાટો કાપતી. એ બાજુ નદીકાંઠા સુધી હવે માણસનો વાસ નથી. નદી પણ કાંઈ પાસે નહોતી, પંથ થાય એટલી દૂર હતી. આંબાનું, વાંસનું અને કેટલી યે વનસ્પતિનું વન જામ્યું હતું. ખપાટ કાપતી વખતે દુર્ગા પાસે આવીને બેસે, ગમે તે વાતો કરે અને ભાર ઓછો કરવા ખપાટોના ઢગલામાંથી ઉપાડી ઉપાડીને ઘરમાં મૂકી આવે, ગરમીને લીધે કંટાળો આવે ત્યારે ઠંડી છાયામાં ડોસીને કેટલી યે વાતો યાદ આવે.

અહા, કેટલા વખત પહેલાંની વાત—!

તેઓ ત્રણેક વાર આવેલા સ્વપ્નની પેઠે યાદ આવે. એક વાર પોટલીમાં કંઈક ખાવાની ચીજ લાવેલા, ત્યારે વિશ્વેશ્વરી બે

વરસની હતી; એને 'ઓલા' કહેતા. ખાંડનું ઢેફું હોય એવી ખાવાની ચીજ હતી. ધડામાં ઝબકોળીને એમણે પણ થોડું ખાધું હતું. એ જ પેલો માણસ–એ જ જૂની જમરૂખી પાસે આવી બરાબર સંધ્યા વખતે આવી ઊભો. સસરાને દેશથી આવ્યો છે. હાથમાં એક કાગળ છે. કાગળ વાંચે એવું કોઈ નથી. ભાઈ ગોલક ગયે વર્ષે ગુજરી ગયેલો, એટલે કાકાના ચંડીમંડપમાં તે પોતે કાગળ લઈને ગઈ. બરાબર યાદ છે એ પ્રસંગ. બે મોટા કાકા, વ્રજકાકા, પેલા પાડાના પોતિત રાયનો ભાઈ જોદુ રાય ઉપરાંત હતો ગોલકનો સંબંધી ભજહરિ. નાના જેઠે પત્ર વાંચ્યો. અવાક થઈ જઈને પૂછ્યું, "કોણ લાવ્યું પત્ર, ઇન્દિર?" બસ, ત્યાર પછી ઇન્દિર ઠાકુરણને ઘેર આવી, હાથની ચૂડીઓ અને પ્રથમ યૌવનની પ્રિય વસ્તુઓ ભાંગી, પિયરની ચાંદીના મણકાવાળી સૌભાગ્યબંગડી ઉતારી નાખી, કપાળનું સિંદૂર ભૂંસી નાખી નદીએ નહાવા જવું પડ્યું. કેટલા વખતની વાત! બધું સ્વપ્ન બની ગયું, તોય યાદ આવે છે. એ દિવસનું–"

નિવારણની વાત યાદ આવે છે. નિવારણ–નિવારણ! વ્રજ-કાકાનો છોકરો, સોળ વર્ષનો, શરીર કેવું લાલચટક! કેવાં જુલફાં! એટક સામેના બળેલા જંગલમાં દાટેલ છે, વાંસના વનની વચ્ચે ઓરડામાં ધીખતા તાવમાં પડ્યો હતો, જાય–જાય કરતાં બે ત્રણ દિવસ જીવ્યો હતો. અહા! ગભરુ બાળક, પાણી પાણી કરતો હતો પણ સૈશાન વૈદરાજે પાણીની મના કરેલી, તુલસીપત્રની પોટલી ચૂસવા આપતા. ચોથે દિવસે નિવારણ મૃત્યુ પામ્યો. મૃત્યુ પહેલાં પણ પાણી માટે જ બૂમો મારતો હતો. કોઈએ એક ટીપું પણ એના મોંમાં ન પાડ્યું. એ છોકરો મરી ગયા પછી પાંચ દિવસમાં મોટી કાકીને કોઈ પાણી પાઈ શકતું જ નહોતું. પાંચ દિવસ પછી રામચંદ્ર ચક્રવર્તી પોતે ભાઈની વહુને ઘેર ગયા અને હાથ જોડીને બોલ્યા, "તુંય જશે તો મારું શું થશે? આ વૃદ્ધ અવસ્થાએ હું

ક્યાં જઈશ, મા ?" મોટી કાકી ખાનદાન, શાહુકાર ઘરની છોકરી હતી. જગદ્ધાત્રી જેવું રૂપ–એવું રૂપ એટલાં ગામોમાં ક્યાં ય નહોતું. સ્વામીનું પાદોદક લીધા વિના તે પાણી પણ પીતી નહિ. એ જમાનાની સ્ત્રી રાંધીને સ્વજનોને ખવરાવી લીધા પછી ત્રીજે પહોરે સામાન્ય આહાર કરે. દાનધ્યાન અને અન્ન આપવામાં હતી સાક્ષાત અન્નપૂર્ણા. લોકોને જમાડવામાં બહુ આનંદ પામતી, એટલે જેઠજીની વાતથી હૃદયના કોમળ ભાગને લાગી આવ્યું, એ પછી એ બેડી થઈ ગઈ અને થોડો આહાર પણ લીધો. પણ બહુ ન જ જીવી. પુત્રના મૃત્યુ પછી દોઢ વર્ષે એણે પણ પુત્રના માર્ગે પ્રયાણ કર્યું.

" પાણી–થોડુંક પાણી દે, મા ! "

"ના ભાઈ, પાણી ન પિવાય, વૈદરાજે ના નથી પાડી ? પાણી પિવાય ?"

" એક થોડુંક–થોડુંક જ, એક ઘૂંટડો દે, તને પગે લાગું."

બપોરે પશુપંખીના અવાજમાં દૂર દૂર પચાસ વરસ પાર થઈને વાંસનો મર્મરધ્વનિ કાનમાં ગાજે છે.

દુર્ગા પૂછે, " ફઈ, ઊંઘ આવે છે ? લે. સૂઈ જઈએ." હાથમાં દાતરડું રાખી ડોશી બોલે, ' ના, હવે ઝોકાં નહિ આવે, કવેળાએ સૂવું નહિ, ચાલ, આ ભેળાં કરી લઈએ. લઈ આવ જોઉં પેલાં લાકડાં !—"

*

છોકરો દસેક મહિનાનો થયો. શરીરનો બાંધો ગંઠાયેલો હતો. નાનકડોક ચહેરો હતો. નીચલા પેઢામાં બે જ દાંત આવ્યા હતા. કારણ વિના કારણ, તે એ દૂધના દાંતવાળું પેઢું બહાર દેખાડી હસે. લોકો કહે, 'વહુમા ! છોકરાનું હસવું બંધ કરાવ ! એ એક વાર શરૂ થઈ જશે તો પછી કંઈ ઉપાય હાથ નહિ રહે. ગાંડાની જેમ એકલો છોકરો એવો હસે કે મા કહે, " બસ બસ, આજ હવે બસ કર, આજ બહુ હસ્યો. કાલ સારુ થોડું બાકી રાખ. " છોકરો માત્ર

એ બાબત શીખ્યો હતો—ગેલમાં હોય ત્યારે બોલે જે જે જે, અને નાનકડા દાંત બહાર કઢી હસે. અને ગમતું ન હોય ત્યારે ના–ના ના–ના કરે અને ખરાબ રીતે ચીસો પાડીને રડવા લાગે. સામું જે કાંઈ આવે તેની ઉપર પોતાના એ નવા દાંતનું જોર અજમાયી જુએ. માટીની પૂતળી, લાકડાનું ચૂસણિયું કે માનો પાલવ–જે હાથમાં આવે તે મોંમાં નાખે. દૂધ પિવડાવતી વખતે વારે વારે તે એકદમ કાંસાની વાટકીને હરખમાં આવીને નવા દાંતથી જોરથી પકડી લઈ કરડવા લાગે. એની મા ખડખડ હસતી કહે, "અરે અરે છોકરા રે, વાટકીને શા સારુ બટકાં ભરે છે? મૂકી દે, શું કરે છે એ? તારી બે દાંતુડીનું બહુ જોર—ભાંગી જશે તો હસીશ શેનાથી?" પણ તોય છોકરો મૂકે નહિ. મા એના મોંમાં આંગળું નાખી ખૂબ મહેનતે વાટકી છોડવે.

છોકરીને ભરોસે બધો વખત રહેવાય નહિ, એટલે રસોડાના ઉંબરમાં જ લાકડાની બેસણીમાં છોકરાને બેસાડીને મા પોતાનું કામ કરતી. છોકરો બેસણીમાં સાક્ષીની પેઠે અથવા તો ફોજદારી મામલાનો આસામી અટકમાં રહ્યો હોય તેમ બેઠો ક્યારેક એકલો એકલો હસે, અદૃશ્ય શ્રોતાજનો પાસે ન સમજાય એવી ભાષામાં કાંઈક બોલે, કેટલીક વાર બેસણી વચ્ચેના આડા લાકડાને પકડીને ઊભો થાય અને બહારના વાંસવન તરફ જોઈ રહે. મા ઘાટ પરથી નહાઈને આવે, માનાં ભીનાં કપડાંનો અવાજ સાંભળતાં જ છોકરો રમતમાંથી મોં ફેરવી ચારે તરફ જોવા લાગે અને માને જોતાં હસતો હસતો લાકડું પકડીને ઊભો થઈ જાય. મા એને જોતાં જ બોલે, "ઓ મા! આંજણ લૂછીને મોં આખું ભરી દીધું. અસ્સલ જાણે હાંડીઅટ્ટો બન્યો. આમ આવ જોઉં!" છોકરાનું નાક–મોં જોરથી રગડી કાજળ ભૂંસી નાખતાં મોં લાલ–લાલ થઈ જાય, દુ:ખથી ખીજમાં છોકરો બોલવા લાગે ના–ના–ના–ના. પણ મા એ શેની સાંભળે?

એ અનુભવ પછી છોકરો માના હાથમાં ટુવાલ જોતાં જ

ઘૂંટણિયાભર દોડતો ભાગે. રોજ ઘાટેથી આવીને સર્વજયા કહે, "બોલ જોઉં, ડુડુઉ! નાચ તો! નાચે રે નાચે રે છોકરાં નાચે." છોકરો ત્યાં જ બેસી રહીને આગળ પાછળ ઝૂકીને ડોલવા લાગે અને નાના બે હાથ હલાવી આનંદથી ગાવા લાગે.

જે – જે – જે – જે, જે – જે – એ – એ ઈ!
જે – જે – જે – જે – એ!
જે – જે – જે – જે – જે!

મા કહે, "વાહ, બસ હવે, હવે ડોલ મા, બસ બસ, બહુ થયું." ક્યારેક ક્યારેક સર્વજયા કામ કરતાં કરતાં કાન માંડીને સાંભળે – છોકરાનો કંઈ અવાજ ન આવતો, બધું જાણે સ્તબ્ધ. એને છાતીમાં ધ્રાસકો પડે. લોંકડી – બોંકડી ઉપાડી તો નહિ ગઈ હોય! દોડી આવીને જુએ તો છોકરો, ચંપાનાં ઢગલો એક ફૂલની ટોપલી ઊંધી વાળી હોય તેમ, હાથ ગમે તેમ રાખી ઊંધો પડી જમીન પર ઊંઘતો હોય. આસપાસ લાલ કીડીઓ, માખી અને ચાંચડનું લશ્કર ભેગું થયું હોય. છોકરાના પાતળા પાતળા બે લાલ હોઠ ઊંઘમાં જરા જરા હલે છે. વચ્ચે વચ્ચે ઊંઘમાં થૂંક ગળીને એ ઊંડા શ્વાસ લે છે. એ વખતે એ જાગી ગયેલો લાગે પણ તરત પાછો એવી ઊંઘમાં પડી ગયેલો લાગે કે કેટલીયે વાર સુધી શ્વાસનો અવાજ પણ સંભળાય નહિ.

સવારથી સાંજ અને સાંજથી કેટલીયે રાતો સુધી વાંસવન તરફનું પેલું નિર્જન ઘર દસ મહિનાના બાળકના અર્થહીન આનંદગીત અને અબોધ કલરવ અને હાસ્યધ્વનિથી ગાજી રહ્યું છે.

મા બાળકને હેત પાઈ પાઈ મોટો કરે છે. યુગે યુગે માની એ ગૌરવગાથા પ્રત્યેક જનમનમાં વ્યક્ત વાર્તારૂપે ગુંજે છે. પણ બાળક માને જે આપે છે તે શું કમ છે? એ આવે છે નિષ્કંચન, પણ એનું હરયહર હાસ્ય, શૈશવતારલ્ય, ચંદ્રનું તેજ નિતારીને ઘડેલું મુખ અને અર્ધી અર્ધી, કાલી કાલી બોલી – એનું મૂલ્ય કોણ આંકી શકશે? એ જ એનું ઐશ્વર્ય. એ ઐશ્વર્યના

બદલામાં એ સેવા લે છે–ખાલી હાથે ભિખારીની પેઠે લેતું નથી.

રોજ જ્યારે હરિહર બજારનો હિસાબ કે પોતાનું લખવાનું લખવામાં તલ્લીન હોય ત્યારે સર્વજયા ત્યાં બાળકને લઈ જઈને બોલે, "ઘડીક આને રાખો ને! છોકરી તો શી ખબર ક્યાં રખડે છે, ઠાકુરઝી ગયેલ છે ઘાટે; લ્યો થોડી વાર, હું નાહવા જાઉં છું. છોકરો હાથપગ ન ભાંગે એ જોજો." હરિહર ઊંહું કરે, "એ ગડબડ અહીં ન લાવ. હું બહુ કામમાં છું." સર્વજયા ગુસ્સો કરીને છોકરાને મૂકીને ચાલી જાય. હરિહર હિસાબ કરતાં કરતાં છોકરા સામું જુએ તો એ જોડો ચાવતો હોય. હરિહર જોડો ખેંચી લઈને બોલે, "લો, ભારે કામ કર્યું!"

એકાએક ચંડોલ પંખી આવીને કડેરાની ધારે બેસે. આશ્ચર્યથી બાળક એ બતાવવા માટે પિતા સામે જોઈ હાથ ડોલાવીને બોલે– "જે – જે – જે – જે."

હરિહરની વિરક્તિ ઊડી જાય. એના હૃદયમાં પ્રેમ ઊભરાઈ આવે.

કેટલા ય સમય ઉપરની એક રાત યાદ આવે – નતૂન (હરિહર) પશ્ચિમમાંથી આવીને તે દિવસે ગામના સૌ લોકોની સલાહથી સાસરે સ્ત્રીને તેડવા ગયો. રાંઢા ટાણે હોડી સાસરાના ગામને ઘાટે પહોંચી. વિવાહ પછી એક જ વાર તે આ ગામ આવ્યો હતો એટલે ઘર યાદ નહોતું. પૂછતાં પૂછતાં ઘર શોધ્યું. એની બૂમથી એક ગૌરાંગી હસું – હસું ચહેરાવાળી તરુણી, કોણ બૂમ મારે છે તે જોવા, બહાર આવી. દૃષ્ટોદૃષ્ટ થતાં જ તે ચટ કરીને પાછી વળી ગઈ ને ઘરમાં ચાલી ગઈ. હરિહર વિચાર કરવા લાગ્યો, "કોણ હશે એ? એ એની સ્ત્રી હશે? આવડી મોટી થઈ ગઈ હશે?"

રાત્રે બધી ખબર પડી. સર્વજયા ગરીબાઈમાંથી બચાવેલી,

તેની માની લાલ સાડી પહેરીને મોડી રાતે ઓરડામાં આવી. હરિહર એને જોઈને આશ્ચર્ય પામ્યો. દસ વર્ષ પહેલાંની બાળક-પત્નીમાંનું કશું જ આ તરુણી સુંદરીમાં નથી. ભાંગીને જાણે નવી જ ઘડી! મુખ પરના પેલા બાલભાવ હવે નથી રહ્યા. એનું સ્થાન સૌંદર્યે લીધું છે. એ સુલભ નથી એ સમજતાં હરિહરને વાર ન લાગી. હાથપગનું સુગઠન અને હાવભાવ બધું અદ્‌ભુત અને નવીન!

ઓરડામાં આવતાં પ્રથમ તો સર્વજયા અચકાઈ. એ જો કે મોટી થઈ છે, છતાં સ્વામી સાથે આ રીતે એનો પ્રથમ જ મેળાપ હતો. નવવિવાહિતની એ લજ્જા તાજી થઈને એના મોં પર આવી બેઠી. હરિહરે જ વાત શરૂ કરી. પત્નીનો ડાબો હાથ હાથમાં લઈ પથારી પર બેસાડતાં બોલ્યો, "અહીં બેસો. તબિયત તો ઠીક છે ને?"

સર્વજયાએ મૃદુ સ્મિત કર્યું. લજ્જા કંઈક ઓછી થઈ. બોલી – "બહુ દિવસે યાદ આવી? આટલા દિવસ ક્યાં સંતાયા હતા?" પછી હસીને બોલી, "કહેશો કે મેં શો દોષ કર્યો હતો?" સ્ત્રીની વાતચીતમાં ગામડાનાં સરળ આકર્ષણ અને ભાવ હરિહરને બહુ મીઠાં લાગ્યાં. પછી એણે ધ્યાનથી જોયું કે સ્ત્રીને હાથે માત્ર લાકડાનો છલો અને કાચની બંગડી સિવાય કશું ઘરેણું નહોતું. ગરીબ ઘરની દીકરી — કાંઈ આપે એવું કોઈ નહિ. આટલો વખત ખબર ન લેવામાં એણે ભારે ખોટું કર્યું. સર્વજયા પણ એકી ટશે સ્વામીની સામું જોઈ રહી હતી. આજે દિવસે પણ એણે ચાર પાંચ વાર બારણા આડેથી એને જોયો હતો. તંદુરસ્ત જુવાનીએ હરિહરના સુગઠિત શરીરના પ્રત્યેક અંગમાં ચપળતા લાવી મૂકી હતી. એવું શરીર બંગાળનાં ગામડાંમાં ઠેર ઠેર જોવા ન મળે. માબાપની વાતમાંથી એણે જાણ્યું હતું કે એનો સ્વામી પશ્ચિમમાંથી બે પૈસા રળીને ન આવ્યો હોય એમ

ન બને. આટલા દિવસે એનું દુઃખ ગયું. ભગવાનની કૃપાએ આટલા દિવસે સ્વામીનું મોં જોવા મળ્યું. સૌ કહેતાં, "તારો વર તો બાવો થઈ ગયો છે. હવે પાછો ન આવે," પણ એણે એ માન્યું નહોતું. એ તો સ્વામીની આવ્યાની વાટ જોતી હતી. કેટલી રાત્રીઓ એ વિચારમાં કાઢી છે! ગામમાં થતાં લગ્નો કે જનોઈના ઉત્સવોમાં એ બરાબર ભળી શકતી નહિ. સૌ આશ્વાસન આપે, સહાનુભૂતિ દર્શાવે, ને એની આંખોમાં આત્મગ્લાનથી પાણી આવે. શુદ્ધ યૌવનની સોનેરી કલ્પના આટલા દિવસો છાની છાની નિર્જન રાત્રીએ આંખનાં પાણી વાટે ઝરી જાય. કોઈની પાસે મોં ખોલીને અંતરની વાત કહી શકાય નહિ. પણ બેઠી બેઠી કેટલો ય સમય વિચાર કર્યા કરે — શું આ જ દશા રહેશે? જો સ્વામી નહિ જ પાછો આવે તો? માબાપના મૃત્યુ પછી એ ઊભી ક્યાં રહેશે? કોણ આશ્રય આપશે? આટલે દિવસે કિનારો હાથ લાગ્યો.

હરિહરે હસીને પૂછ્યું, "વારુ, તેં મને તે વખતે દરવાજામાં જોયો ત્યારે ઓળખી શકી હતી? સાચું કહેજે!"

સર્વજયા હસીને બોલી, "ના, કેવી રીતે ઓળખી શકું? પહેલાં તો ઓળખી ન શકી, પણ પછી તરત જ — "

"અટકળે — "

"નહિ, અટકળે નહિ. હાં, જોયું નહિ, તરત જ છેડો માથા પર લઈ ને ઘરમાં દોડી ગઈ? ઠીક, મારા સમ ખાઈ ને કહો — "

કામની અને નકામી એવી ઘણી વાતો કરતાં રાત વધવા લાગી. પરલોકવાસી મોટાભાઈની વાત કાઢતાં સર્વજયાની આંખનાં પાણી રોકયાં રોકાયાં નહિ. હરિહરે પૂછ્યું, "વીણાનો વિવાહ ક્યાં થયો?" નાની સાળીનું નામ તે જાણતો નહોતો, આજે જ સસરાને મોંએ સાંભળ્યું હતું.

"વિનોદપુર, પેલી કઈ મોટી નદી? શું નામ? હાં,

મધુમતી, એ મધુમતીને કાંઠે આવ્યું છે, ત્યાં."

સર્વજયાના મનમાં એક પ્રશ્ન વારે વારે થતો હતો. સ્વામી એને લઈ જશે કે નહિ? મળીને એ જ કાશી–ગયા ફરીને ચાલ્યા જશે? બોલું બોલું થતાં હોઠ ઊઘડી જતાં યે મોંમાંથી વાત નીકળી શકતી નહોતી. એના મનમાં જાણે કોઈક બળવો કરીને કહેતું હતું – છો ન લઈ જતા! તેડી જવાનું કહીને એવી નાનપ શા માટે દેખાડવી?

સમસ્યાનું સમાધાન કરતો હરિહર પોતે જ બોલ્યો, "ચાલ કાલે જ તને તેડી જઉં, નિશ્ચિંદપુરે."

સર્વજયાના હૃદય પર ધબ્બ કરતું જાણે સાંબેલું પડ્યું. પોતાને સંભાળી લેતાં તે બોલી, "કાલે જ કેમ? આટલે વખતે આવ્યા ને બે દિવસ રહેશો નહિ? બા–બાપુ શું એકદમ જવા દેશે? પરમ દિવસનું તમને અમારા બકુલફૂલના ઘરનું આમંત્રણ આવી ગયું છે."

"કોણ છે તમારા બકુલફૂલ?"

"ગામના જ છે. આ શેરીમાં રહે છે. પેલી શેરીમાં વિવાહ થાય છે." પછી હસીને બોલી, "કહેતા હતા કે કાલ સવારે તમને જોવા આવશે, કહેતા'તા."

વાતનો પ્રવાહ એકધારો વહ્યે જતો હતો. રાત ગંભીર બની, ઘરની પછીતે સરગવાના ઝાડ ઉપર રાતનું પંખી અદ્ભુત સ્વરે બોલતું હતું. હરિહરને થયું, આ એકાંત ગામડાગામના વાંસવનની છાયામાં આવેલ ઘરના એક સ્નેહવ્યગ્ર ખૂણાએ તેના આગમનની મહિના પછી મહિના અને વર્ષ પછી વર્ષ તેની પૂજા માટે તૈયાર થઈને વ્યર્થ પ્રતીક્ષા કર્યા કરી છે. ત્યારે કશાકને મેળવવા એ પશ્ચિમની અકિંચન અપરિચિત મરુભૂમિમાં લોભમાં તણાઈને ઘર વિનાનો, આધાર વિનાનો અથડાતો કુટાતો હતો!

પેલું રાતનું પંખી એક સૂરે બોલ્યા કરે છે. બહારની જ્યોત્સ્ના મ્લાન છે. એક રીતે આ રાત્રિ એને મન રહસ્યોથી ભરપૂર બની હતી. સામે એમના નવજીવનનો જે પથ વિસ્તીર્ણ ભાવિમાં મળવા જાય છે તે આજની રાતથી શરૂ થયો છે. કોણ જાણે એ જીવન જ કેવું હશે! કોણ જાણે જીવનલક્ષ્મીએ એ અનિશ્ચિત ભાવિના પાથેયરૂપ શું તૈયાર કરીને રાખ્યું હશે!

બંનેનાં મનમાં કેટલાં ય અસ્પષ્ટ રૂપે પણ એક જ ભાવ જાગતો હતો. બંને શાંત રહીને બારીની બહાર ઝાંખી ચાંદની તરફ જોઈ રહ્યાં હતાં.

એ પછી તો કેટલા દિવસો વહી ગયા! ત્યારે આ બાળકની કલ્પના પણ ક્યાં હતી?

*

ઇન્દિર ઠાકુરણને પાછા આવ્યે છ સાત મહિના થયા, પણ સર્વજયાએ આટલા મહિનામાં એક દિવસ પણ એની સાથે સરખી રીતે વાત કરી નથી. આજકાલ તેના મનમાં થતું હતું કે આ સાત કુળને ભરખી ખાય એવી ડાકણને એની છોકરી પોતાની મા કરતાં પણ વધુ પ્રેમ કરે છે. ઈર્ષા તો થતી, ક્રોધ પણ આવતો. પેટની દીકરી પારકાની કરી દીધી છે, દિવસમાં બે વાર વાત વાતમાં ડોશીને વખત થયા પહેલાં ઇશારાથી રસ્તો લઈ લેવાનું કહી દેતી. રસ્તો કઈ તરફ છે તેની તે સમજણી થઈ ત્યારથી સિત્તેર વર્ષની અવસ્થા સુધીમાં તેને ખબર નથી પડી. આટલી વ્યવસ્થા પછી તે કયાં મળશે એનો વિચાર કરતાં ય તે નક્કી ન કરી શકતી.

ચોમાસું પૂરું થતું હતું તે વખતે એક દિવસ ડોશીને સૂઝ્યું. છ ગાઉ દૂર ભાંડારહાટ ગામમાં એના જમાઈનું ઘર હતું. જમાઈ ચંદ્ર મજુમદાર જીવતો હતો. જમાઈની સ્થિતિ સાધનસંપન્ન હતી, પણ છોકરીના મૃત્યુ પછી જમાઈ સાથેનો વહેવાર તૂટી ગયો હતો.

પાંત્રીસ વર્ષથી કોઈ કોઈને મળ્યું નહોતું કે કોઈએ કોઈનાં ખબરઅંતર જાણ્યાં નહોતાં. છતાં ય એ ત્યાં જાય અને જમાઈ થોડો આશરો આપે તો એમાં શું મોટો પાડ કહેવાય?

સંધ્યા વખતે ભાંડારહાટ ગામમાં પ્રવેશી એક મોટી બેઠક સામે ગાડીવાળાએ ગાડી થોભાવી. ગાડીવાનની બૂમથી એક ચોવીસ – પચીસ વર્ષના જુવાને પૂછ્યું, "ક્યાંની ગાડી છે?" એની પાછળ એક વૃદ્ધ બહાર આવ્યો, "કેમ રાધુ? પૂછ કે ક્યાંથી આવે છે?" ડોશી એ વૃદ્ધને ઓળખી ગઈ. એ જ એનો જમાઈ. ચાળીસ વર્ષ પહેલાંના બેવડી કાઠીના સુંદર ચહેરાના જુવાન સાથે આ પંચકેશ વધારેલી વ્યક્તિની સરખામણી મનમાં થઈ જતાં એ અવાક્ થઈ ગઈ. બીજી જ ક્ષણે એક અનોખો ભાવ ઉત્પન્ન થયો—નહિ હાસ્ય, નહિ ગ્લાનિ એવા મનના ભાવમાં વિહ્વળની પેઠે એ મોં મૂકીને રડી પડી. ઘણાં વરસે છોકરીનું નામ લઈને એ રોઈ.

પ્રથમ તો ચંદ્ર મજુમદાર વિસ્મિત થઈને સૂનમૂન ઊભા રહ્યા. પછી પૂરી વાત સમજ્યા, એટલે આગળ આવીને સાસુની ચરણ-રજ લઈ એમને પ્રણામ કર્યા. ડોસી પણ સ્વસ્થ થઈ. છેડો જરા આઘો કરી તૂટું તૂટું અવાજે એ બોલી, "આટલાં વર્ષે તમારી પાસે આવી છું બાબાજી, થોડા આશરા સારુ. હવે કેટલું જીવવાની? ત્રિભુવનમાં હવે કોઈ નથી એટલે કોળિયો ભાત અને કટકા લૂગડા માટે આ અવસ્થાએ — "

મજુમદાર મહાશયે મોટા છોકરાને ગાડીમાંથી સામાન ઉતારવાનું કહ્યું. તે પછી છોકરા સાથે સાસુને ઘરમાં મોકલી દીધી. બીજી પરણેતરની વિધવા દીકરી અને મોટી પુત્રવધૂ ઘરની કર્તા હતાં. બીજી પણ ત્રણ પુત્રવધૂઓ હતી. દીકરા – દીકરીનાં છોકરાં પણ ત્રણ ચાર હતાં.

તાડના થાંભલા અને પાટિયાંની મોટી મોટી ભીંતોવાળું બે માળનું આઠ ઓરડાવાળું ઘર. સરસામાન અને પેટીપટારા એટલાં કે પગ મૂકવા જેટલી જગ્યા બાકી નહોતી. મજુમદારની વિધવા દીકરીનું નામ હેમવતી હતું. બહુ સારા સ્વભાવની. પોતાને હાથે ફળ કાપીને નાસ્તાની તૈયારી કરી. બહુ પ્રેમથી જાતે પાસે બેસીને ખવડાવ્યું અને આ વાત, તે વાત એમ પૂછવા લાગી. બોલી, "મોટી મા! તમારી ચરણરજથી આ ઘર ક્યારે ય પાવન કર્યું નહોતું ને? શેરડી કાપી દઉં? દાંત છે?" પાસેના ઓરડામાં છોકરાં કીકીયારો કરતાં હતાં. એક બૂમ મારતું હતું, "ઓ બા, જુઓ ને, ઊમી બધી દાળ મારી થાળીમાં નાખી દે છે!" મોટી વહુ ચિડાય છે. "તો એની પાસે ખાવા બેસે છે શા સારુ? રોજ કહું છું કે આઘાં બેસો. કેમ ઊમી! બહુ તોફાન વધ્યું છે?"

પણ દસ બાર દિવસ જતાં ડોશીને બધું અતડું અતડું લાગવા માંડ્યું. કેમે ય શાંતિ મળે નહિ. ઘરની નવી રીત, નવી જ જાતના રસ્તા, નવી જ જાતની ગૃહસ્થાઈ. એને લાગતું હતું કે આ એનું પોતાનું નહોતું. વડીલની પહેલી વારની સસુના આકસ્મિક આગમનથી અને તેનો હેતુ જાણ્યા પછી મોટી વહુ એના પ્રત્યે નારાજ રહેતી એટલે એને તો ખુશી–નાખુશી હતી નહિ. ચંદ્ર મજુમદારની ઇચ્છા શી હતી તે તો ભગવાન જાણે, પણ મોટા છોકરા અને વહુની બીકે બોલી શકતા નહિ.

ઘણા દિવસો પછી વળી પાછી પોતાના ઘરના ઉંબરમાં દુર્ગાને અને છોકરાને પાસે લઈ ને નીતરતી જ્યોત્સ્નામાં નાળિયેરની ડાળીઓના મૃદુ ડોલનને જોતાં જોતાં ડોશીને શાંતિમાં ઊંઘનું ઘેન ચડતું હતું.

દુર્ગાએ પહેલાં તો મોં ચડાવ્યું હતું. ડોશી સાથે વાત ન કરે, તેની પાસે ન આવે. જુદી જુદી રીતે સમજાવ્યા પછી એ

દિવસથી બોલે છે, પાસે બેસે છે. ડોશી એના માથા પર હાથ ફેરવતાં બોલે છે, "મારી પાસે સરસ લાલ રંગનાં એરિંગ છે, તને આપીશ. હમણાં વળી એમ કેમ કરે છે? એ લોકો ભલે મન ફાવે તેમ કહે."

ઠંડી છે; ડોશી પેલી બાજુની શેરીમાં ગાંગુલીને ઘેર જઈ ડોસા રામનાથ મહાશય પાસે જઈને બોલી, "ઓ રામ, હવે તો બહુ ટાઢ પડે છે, શરીર ઉપર એક જ લૂગડું છે – એ જ સવાર – સાંજ લપેટીને બેસું છું. જો એકાદ –"

રામ ગાંગુલીએ કહ્યું, "વારુ બેન, પછી આવજો. આ મહિને તો બની શકશે નહિ, આવતે મહિને વાત." બહુ દિવસ આંટાફેરા ખાધા પછી એક દિવસ શણુના રંગનો છીંટનો સુતરાઉ સાડલો હાથમાં દેતાં બોલ્યો, "લ્યો બેન, ભારે ગરમ કાપડ છે. આખા નવાબગંજમાં આથી સારું ક્યાં ય મળે નહિ. સાડા નવ આના આપ્યા. બુધવારે લઈ આવી રાખેલ. જુઓ ને, ખોલી જુઓ!" ડોશીને ક્યાંય સુધી વિશ્વાસ ન બેઠો. પણ પછી ત્યાં જ ઉખેળ્યો ને શરીરે લપેટી જોયો. આનંદથી હસીને બોલી, "વાહ, ભારે સરસ! જીવતો રહે ભાઈ. ભગવાન તારી રક્ષા કરે. અખંડ બુદ્ધિમાન થાઓ. કંગાળ ગરીબને કોઈ આપે નહિ. આ અન્નદા પાસે આજ ત્રણ વરસથી શરીરને લપેટવા એક લૂગડું માગ્યા કરું છું, દઈશ દઈશ કરે, આખરે આપ્યું નહિ. શોખ તો કાંઈ કરતી નથી; નસીબમાં ખરાબ જ દિવસો, બીજું શું?"

આનંદથી ડોશી સર્વજ્યાને બતાવવા ગઈ, તો સર્વજ્યાએ સંભળાવ્યુંઃ "જુઓ ઠાકુરઝી, હું ચોખ્ખું કહી દઉં છું કે આ ઘરમાં રહીને સાત ઘરે માગતાં ફરશો એ મને નહિ પાલવે. ભીખ માગવી હોય તો જુદું રહેવાનું કરો."

ડોશી વાતને ગળી ગઈ. આવાં તો કેટલાં ય મેણાંટોણાં ખાવા પડતાં. ગીતનું પેલું ચરણ એ સાવ ભૂલી નથી :

લાથિ, ઝાંટા, પાયેર તલ
ભાત પાથરટા ખુકેર બલ—

દુર્ગા ખૂબ આનંદમાં આવીને પૂછે છે, "કેટલા પૈસા સાડલાના ફઈ? કેટલામાં ખરીદ્યું?" ડોશી રસ આવતો હોય તેવા સૂરે કહે, "હું મરીશ ત્યારે તને આપતી જઈશ. મોટી થા એટલે પહેરજે." નવા સાડલાની બળેલી માટી જેવી વાસ ડોશીને બહુ ગમતી. મનમાં થાય, કેવો ઓપે છે! સવારે એ સાડલો પહેરીને ઘર વાળતાં વચ્ચે વચ્ચે એને ટીકી ટીકીને જુએ. કારણ વિના ઘાટને રસ્તે ઊભી રહે, ચુપચાપ ચાલી જતી ઝી* વહુને બૂમ મારીને કહે, "કોણ જાય છે? રાજીની મા? આ વખતે?" પછી વધુ આગળ ન પૂછતાં જરા હસીને પોતાના અંગ તરફ જોઈને બોલે, "પેલી શેરીના રામ ગાંગુલીએ અપાવ્યો સાડલો, નવ આના બેઠા."

કોઈક તોફાની છોકરીઓ બોલે, "ઠાકુરમાને રંગીન કાપડ બહુ સરસ ઓપે છે. ઠાકુરમાનાં લગ્ન છે?"

છોકરાને કેડ ઉપર તેડીને દુર્ગા આંગણા પાસે ફરતી હતી. ડોશી બોલી, "આવ દુર્ગા, ઘરમાં આવ." દુર્ગા ભાઈને ઉંબરામાં બેસાડીને દોડતી ફઈના ઘરમાં ગઈ. ફઈ કોઈ કોઈ વાર એને ખાવાનું આપતી એટલે એ લોભે એ ત્યાં ફરતી. એની આશા ખોટી ન ઠરી. એક ખૂણામાં માટીની ઊંચી પેઢલી બનાવીને તે ઉપર પિત્તળનો ઘડો રાખ્યો હતો. એ ઉતારીને ડોશી બોલી, "કાંઈક આપું, આ પકડ."

એક પાકું અર્ધું સફરજન. દુર્ગાએ ડાબા હાથથી આંખ ઉપર આવેલી ટૂંકડા વાળની લટો સંકોરીને કાન પાછળ સેરવી દીધી ને મોં ઊંચું કરીને હસીને પૂછ્યું, "પાકું? ક્યાંથી આણ્યું, ફઈ?"

---

* નોકરડી

ખાતી ખાતી તે બહાર આવી. બીજી જ ક્ષણે તેની ભયભીત બૂમ ડોશીએ સાંભળી, "ઓ ફઈ! જલદી આવ!" ડોશીએ બહાર આવીને જોયું, દુર્ગા નીચે વળીને ભાઈના મોં આગળ હાથ રાખી ધાંત્રીવાંઘી થતી બેઠી છે. એવું બન્યું હતું કે ભાઈના મોંમાં સક્કરજનનો કટકો આપતાં ખબર પડી કે આંગણામાં પડેલ સોપારી કે કંઈક કઠણુ ફળ ભાઈએ મોંમાં નાખી દીધેલું છે. ભાઈ તો નિરાંતે બેઠો છે. પણ જો ગળી જશે તો? ભયથી દુર્ગાનો જીવ અદ્ધર ચડી ગયો. જોર કરીને બહાર કઢાવતાં ગળી જાય અને નહિતરે ય હમણાં ગળે અટકી તો જવાનું. આવા ભયની બૂમ સાંભળી સર્વજયા આવી. ડોશી બોલી, "ઉતાવળ કરો નહિ વહુ, છોકરો મોઢામાં સોપારી નાખી ગયો છે. ધીમે ધીમે બહાર કાઢવી જોઈશે." ખડખડ હસીને પલકમાં તો કંઈનું કંઈ બની ગયું. માને જોઈને છોકરાએ હાથ લાંબા કર્યા અને એ જ ક્ષણે એના ગળામાંથી કંઈ અસ્પષ્ટ અવાજ નીકળ્યો અને બીજી ક્ષણે એની બે શાંત આંખો એકાએક ભયાનક રીતે ફાટી ગઈ. ગળામાંથી ગા—ગા—ગા એવી દબાયેલી ચીસ બહાર નીકળી. બે એક વાર જાણે કંઈક ખાવાનું ગળે ઉતારતો હોય તેમ કરી છોકરાએ મોઢું ખૂબ ઊંચું કર્યું અને તે ચત્તો પડી ગયો.

સર્વજયાએ એને ઝાલી લીધો. "ઓ મા, શું થયું રે?" કહીને એણે રાડ નાખી ત્યાં તો હરિહર પરસાળમાં હતો ત્યાંથી દોડી આવ્યો. "રે, જુઓ તો ખરા રે, છોકરાને ગળામાં શું અટક્યું છે? જલદી જુઓ રે!" દુર્ગા પણ પોકો મૂકવા લાગી. ડોશી ગભરાઈ ગઈ. નિમિષમાત્રમાં જગત ઊલટી જઈને કેમનું કેમ થઈ ગયું. નીચે બેસીને હરિહરે છોકરાના ગળામાં સાવચેતીથી આંગળી નાખી શું છે તે જોયું. ગળામાં કંઈક અટક્યું છે. બબ્બે વાર એણે આંગળી પકડી પણ છૂટી ગઈ. એ પણ ભયભીત સ્વરે બોલ્યો, "શું કરવું? દુર્ગિ, દોડ તો, નીલમણિબાબાને બોલાવી લાવ તો, દોડ!" બરાબર એ જ વખતે છોકરાના મોંમાં કંઈક

જોઈને સર્વજયાએ ચીસ પાડી: “ એ રે, છોકરો જાય છે! ”

“ છોકરો જાય છે? શી રીતે? ”

આંખો ફાટીને માથાની બહાર નીકળી પડવા માગતી હોય એવું લાગે છે. ગળામાં ઘરરર ઘરરર એવો અવાજ નીકળવા લાગે છે. ગુલાબ જેવા નાનકડા લાલ લાલ હાથની મુઠ્ઠી વળી ગઈ છે. પગ મરડાય છે, મોં ઉપરથી લોહી ઊડી જવા લાગે છે. ઓહ, ચહેરો પણ સફેદ પૂણી જેવો થઈ ગયો. બધાંનાં મોંમાંથી ચીસ નીકળી ગઈ. હરિહરના હાથપગ પાણી થવા લાગ્યા. છેલ્લી ક્ષણે કોણ જાણે ક્યાંથી સર્વજયામાં વાઘણનું તેજ આવી ગયું. હરિહરને એકદમ ખસેડી પોતે છોકરાના ગળામાં આંગળી નાખી દીધી. તાળવા નીચે શ્વાસનળીના મૂળ પાસે કાંઈક લાગ્યું. ત્યાંથી આંગળી આઘી જાય એમ નહોતી. પણ એ ક્ષણે કોણ જાણે કોણે એને શીખવ્યું, ‘ એને ગળાને એક પડખે સરકાવી દેવાનો પ્રયત્ન કર. ’ થોડી ક્ષણો એણે એ નિષ્ફળ પ્રયત્ન કર્યો, પણ પછી જોરથી વાંકી આંગળી આગળ ઘોંચી દઈ એક અધો પૈસો એણે ગળાની બહાર ખેંચી કાઢ્યો.

ઓહ! સૌનાં શરીરમાંથી જાણે વીજળીની ઝણઝણાટી પસાર થઈ ગઈ. છોકરો હાંફીને એક વાર ગળે થૂંક ઉતારી થોડી વાર આડો પડી પછી રડી પડ્યો. બધાં એકી સાથે બૂમાબૂમ કરવા લાગ્યાં: પાણી – ટુવાલ – તુલસીપાન–માટી! ઘાટ ઉપરથી શશી પાલિતની મા હોહા સાંભળીને આવી. શ્વાસ હેઠો મેલીને એ બોલી, “ બાબા તારકનાથ...! મા જશડા – કાલી! માડી રે, શરીર હજી યે કેવું ધ્રૂજે છે! ઓહો! શું વીતી! હાં રે ઇન્દિર-મા, અડધો એની પાસે હતો કે ઉંબરામાં પડ્યો હતો? ”

જ્યારે બધું શાન્ત થઈ ગયું, અને ત્યાર પછી પણ આવનારાંઓની પૂછાપૂછ બંધ પડી ત્યારે સર્વજયા એકાએક આક્રંદ કરી ઊઠી, “ શું થશે મારું રે! મારા લાલને શું થઈ ગયું હતું રે! કાંઈ થઈ ગયું હોત તો હું ક્યાં જાત રે!...

# ૩

**પેલી** શેરીની દાસી ઠાકુરણ આવીને હસતી હસતી બોલી, "બે પૈસા સારુ આવી છું, વહુ, ઇન્દિર ફઈ કાલે મારી પાસેથી એક સફરજન લઈ ગઈ છે, કહે, કાલ પૈસા લઈ જજે."

સર્વજયા ઘરનું કામકાજ કરતી હતી. સ્તબ્ધ થઈને બોલી, "વેચાતું લઈ ગઈ? તમારી પાસેથી?"

દાસી ઠાકુરણ પૂરા વેપારી સ્વભાવની હતી. એની આંબલીના ઝાડ પરથી એક સાખ પણ તે મફત કોઈને લેવા દેતી નહિ. દાસીનો સરળ ભાવ અદશ્ય થઈ ગયો. એ બોલી ઊઠી, "લીધું છે કે નહિ તે તમારી નણંદને જ પૂછો ને, બે પૈસા સારુ હું શું સવારના પહોરમાં જૂઠું બોલતી હોઈશ? ચાર પૈસાથી ઓછું હું કદી લેતી નથી, થયું, ઘરડી ડોશી છે, ખાવાનું મન થયું છે, દેવા દે બે પૈસામાં."

સર્વજયા ગુસ્સામાં કશું બોલી શકી નહિ. સફરજન જેવું ફળ, જે વનમાં ને જંગલમાં એટલાં બધાં છે કે ઢોરને પણ એ ખાઈને અબખે પડી ગયાં છે—આ શેરીમાં એ વેચાતું લઈને ખાનાર કોઈ હશે એવું તો સર્વજયાને કલ્પનામાં પણ નહોતું.

બરોબર એ જ વખતે ઇન્દિર ડોશી ક્યાંકથી આવી પહોંચી.

સર્વજયા જાણે એના પર તૂટી પડી, બોલી, "ત્રણ ભાગની જિંદગી કાઢી નાખી, રહી છે એક ભાગની, ત્યારે જેનું બેઠાં બેઠાં ખાય છે તેનું પૈસાભાર પણ દુઃખ ઓછું કરવું કે નહિ? સફરજન વેચાતું લાવી હતી? મારે તને આજ સફરજન, કાલ દાણા – બધું બેઠાં બેઠાં ક્યાંથી પૂરું પાડવું? શોખ કરવો હોય તો પૈસા તારી પોતાની પાસેથી કાઢ. બીજાં ઉપર મોજશોખ કરતાં શરમ નથી આવતી?" ડોશીનું મોં પડી ગયું. તોપણ એક વાર જરા હસવાની ચેષ્ટા કરીને બોલી, "દે વહુ! પાકું સફરજન હતું, એટલે થયું કે લઈને ખાઉં. હવે કેટલા દિવસ જીવવાની છું?"

સર્વજયા ચાર ગણા જોરથી ત્રાડીને બોલી, "પૈસા તો જાણે વાટેઘાટે પડ્યા હશે! તારી ગાગર અને વાટકી છે, વેચીને ચૂકવી દે પૈસા." પછી તે ઘડો લઈને બારણાં બંધ કરી ઘાટ તરફ ચાલી ગઈ. દાસી થોડી વાર ઊભી રહીને બોલી, "હું નાકલીટી તાણું, કાનબૂટી પકડું; ચીજ વેચતાં આવી હેરાનગતિ? હું કહું છું, ઇન્દિર ફઈ? જો પાસે પૈસા નહોતા તો સફરજન તમારે લેવું નહોતું બાપુ! હવેથી એમ કોઈ ચીજ ઉધાર ન લઈશ. તમારો ઝઘડો તમે જાણો – અમે તો ગરીબ માણસ. બીજે વખતે આવીને મારા પૈસા દઈ જજે બાપુ!"

દાસીની પાછળ પાછળ દુર્ગા ઘર બહાર ઓટલા સુધી બોલતી બોલતી આવી, "ફઈમા બિચારાં ઘરડાં છે. એક સફરજન લીધું તેમાં આટલું સાંભળવું? ખાવાનું મન ન થાય, હેં દાસીમા? કાલ સરસ મજાનું અર્ધું સફરજન મને જ એણે આપ્યું હતું. તમારે ઘેર ઝાડ છે. મા?" પછી તે તાણીને બોલી – "સાંભળો ને દાસીમા! હું હમણાં તમને એક પૈસો દઉં, ઢીંગલીની પેટીમાં છે. મા ઘરને તાળું મારીને ગઈ છે, આવશે એટલે તરત તમને છાનીમાની દઈ જઈશ. પણ માને કહેજો મા, હો!"

બપોરને વાર હતી ત્યારે ઇન્દિર ડોશી ક્યાંક બહાર જતી હતી. ડાબા હાથમાં એક મેલાં કપડાંની પોટલી ને જમણા હાથમાં પિત્તળની ગાગર ઝુલાવતી જતી હતી. બગલમાં એક જૂની ગોદડી હતી, એમાંથી ચીંથરાં લટકતાં હતાં.

દુર્ગાએ બૂમ મારી, "ઓ ફઈ, જા મા! ઓ ફઈ, ક્યાં જાય છે?" પછી દોડીને ડોશીનો સાડલો પકડીને બોલી, "તું જઈશ તો હું રોઈશ, ફઈ. ઠીક છે–"

સર્વજયા ઘરના ઉંબરમાંથી બોલી, "જવા દે એને. ગૃહસ્થીનું બગાડીને શા સારુ જાય છે? ધણી–છોકરાં લઈને ઘર માંડીને હું બેઠી છું; આટલો વખત જેનું ખાધું તેનું કાંઈક તો સારું કરવું જોઈએ, વારે વારે ભૂખ્યે પેટે ચાલ્યાં જઈને જ અમારું અમંગલ વધારવું એ જ તમારી વાંછના છે ને? તારી આવી ઊંધી મતિ ન હોત તો વળી તારી આવી દશા હોય?" ડોશી પાછી ન ફરી. દુર્ગા રડતી રડતી ઘણે દૂર સુધી એની પાછળ ગઈ.

ડોશી જઈને ગામની પેલી શેરીના નવીન ઘોષાલને ઘેર ઊભી રહી. નવીન ઘોષાલની વહુ બિંદુ સાંભળીને કાનમાં આંગળી નાખી ગઈ. બોલી, "ઓ મા, આવું તો ક્યાં ય નથી સાંભળ્યું. ડોશીમા! ભલે રહો, અહીં જ રહો તમે." બે મહિના રહીને પછી ડોશીએ ત્યાંથી તીનકડી ઘોષાલને ત્યાં, અને ત્યાંથી પૂર્ણ ચક્રવર્તીને ત્યાં આશ્રય લીધો. દરેક ઠેકાણે પહેલાં આપ્તજન જેવો પ્રેમ અને સદ્ભાવ મળે, પણ થોડાક દિવસમાં એ ભાવ ઊબળી જાય, ત્યારે ઘરનાં માણસો ડોશી પ્રત્યે કચકચાટ બતાવે. ડોશી સૌનું મન શાંત કરી ત્યાંથી ચાલતી થાય. એ પછી પણ ડોશી બે એક ઘેર ફરી. મનમાં સદા ય ખાતરી રાખીને જ બેઠી હતી કે કોઈક ને કોઈક, છેવટ હરિહર, તેને પાછી બોલાવશે જ. પણ ત્રણ માસ થયા તો ય કોઈ આગ્રહ કરીને બોલાવવા આવ્યું નહિ. દુર્ગા પણ

આવી નહિ. ડોશી જાણતી કે છેક ત્યાંથી આટલે દૂર નાની છોકરી આવી શકે નહિ. આશામાં ને આશમાં તે એ શેરીમાં એક વાર જઈ આવી, પણ છોકરીને જોઈ નહિ.

બારે માસ તો લોકોનાં ઘરોમાં આશ્રય મળે નહિ. ઉગમણી પાસનું ચિંતે ગોવાલણીનું છાપરું નમી પડયું હતું. બે માસ ઉપર સૌએ મળીને ડોશી સારુ એ ઠીક કરી આપ્યું ને નક્કી કર્યું કે સૌ થોડી થોડી મદદ કરશે. ઘર તદ્દન નાનું, ખપાટની દીવાલોનું બનાવેલું હતું. લોકની વસ્તીથી દૂર પણ ઘણું. વાંસવનની વચ્ચે હતું. લોકોને મોંએથી સાંભળી સર્વજયા બોલી, "મિજાજ તો જુઓ. મારું ઘર તો ઠીક, પણ મારા છોકરાના મોં સામું ય જોવા આવતી નથી. એને હવે હું શું મારા ઘરમાં ગરવા દઈશ? ભલે ને પછી ચમારવાડે જઈને મરે." જેણે જેણે મદદ કરવાનું કહ્યું હતું તેમણે પહેલાં થોડા દિવસ તો ખૂબ ઉમંગથી આપ્યું, પણ ધીરે ધીરે એ ઉમંગ ઠરી ગયો. હવે ડોશીને વિચાર થયો. 'શા સારુ તે દિવસે ગુસ્સો કરીને ચાલી આવી? વહુએ ના પાડી, છોકરી કેટલું રોઈ, હાથ પકડી તાણાતાણી કરી –' આમ પોતાની ઉપર જ અત્યંત દુ:ખી થઈ ને આંખનાં પાણી તેના કરચલીવાળા ગાલ ઉપર ટપકવા લાગ્યાં. ગણગણવા લાગી, 'નસીબમાં છેલ્લી અવસ્થાએ આટલું દુ:ખ લખ્યું હશે. આજ જો છોકરી હોત –'

*

ચૈત્ર માસની સંક્રાંતિ હતી. આખો દિવસ સખત તાપ હતો. સાંજે થોડી થોડી હવા આવે છે. ગોંસાઈનો શેરીમાં મંડળીનો ઢોલ હજી વાગે છે. મેળો હજી પણ પૂરો થયો નથી.

તાપમાં આ ઘેર – તે ઘેર રખડીને અને ચિંતામાં ડોશીને સાંજ પડયે થોડો તાવ આવ્યો છે. લૂગડું પાથરી ઉંબરામાં મૂંગી મૂંગી તે સૂતી છે. માથા પાસે માટીના વાસણમાં પાણી છે,

ગાગરમાં ચાર આનાના વેચાતા આણેલા ચોખા છે. તાવમાં તરસથી વચ્ચે વચ્ચે થોડું પાણી માટીના વાસણમાંથી પીએ છે.

" ફઈમા ! "

ડોશી ઓઢવાનું ફગાવી દઈને ઊભી થઈ ગઈ. બારણાનાં પગથિયાં પાસે છોકરી ઊભી છે. તેની પાસે દુર્ગા ઊભી છે. તેની પાછળ તેની શેરીના બિહારી ચક્રવર્તીની છોકરી રાજી છે. દુર્ગાએ સફેદ વસ્ત્ર પહેર્યું છે, તેને છેડે ગાંઠો ને પોટલીઓ બાંધી છે. ડોશી કાંઈ બોલી શકી નહિ. ઘણી મહેનતે તેણે ક્ષીણ હાથ ઊંચકીને તાવથી તપેલ છાતી સાથે એને દાબી.

" કોઈને કહેજે નહિ ફઈ, જોજે કોઈને ખબર ન પડે હોં ! સાંજે મેળો જોવા છાનીમાની આવી હતી, રાજી પણ ભેળી છે, જો, રામલીલાના મેળામાંથી તારે સારુ આ બધું લાવી છું. "

દુર્ગાએ પોટલીઓ છોડી.

" મમરા—ફઈ, તારા માટે બે પૈસાના મમરા ને બે પૈસાની મીઠાઈ લાવી ને ભાઈ માટે લાકડાની એક પૂતળી. " ડોશી ઊઠીને સરખી બેઠી. વસ્તુઓને આમ તેમ જોતી બોલી, " જોઉં, જોઉં, મારી રતન દીકરી, કેટલું બધું લાવી ! જુઓ તો ! રાજરાણી થા ! ગરીબ ફઈ ઉપર આટલી બધી માયા ! ભાઈની લાકડાની પૂતળી જોઉં તો ! વાહ, ઓહો – પૂતળી ! કેટલા પૈસામાં લીધી ? "

આમ થોડી વાર વાતો કર્યા પછી દુર્ગા બોલી, " ફઈ, તારું શરીર બહુ ગરમ કેમ લાગે છે ? "

" આખો દિવસ ઘેર ઘેર ફરું ને, એટલે થયું કે થોડી વાર સૂઈ જાઉં. "

બાળક હોવા છતાં દુર્ગા ફઈનું તડકામાં રખડવાનું કારણ સમજી ગઈ. દુઃખથી અને ભૂખથી નિર્બળ બની ગયેલા ફઈના

શરીર પર હેતથી હાથ ફેરવતી બોલી, " તું ઘેર ચાલ ને ચાલ. સાંજે વાર્તા યે સાંભળવા મળતી નથી. પણુ આજે કાંઈ નહિ, કાલે આવજે, ઠીક ને ? "

ડોશી આનંદથી છલકાઈ ગઈ. બોલી, " વહુએ તને કાંઈ કહ્યું છે ? "

રાજીએ કહ્યું, " કાકીએ તો કાંઈ નથી કીધું. કાકી તો આને અહીં આવવા ય દેતાં નથી, કહીએ તો વઢે; તો ય તમે ચાલો ફઈ. તમે કાંઈક કહેજો એટલે પછી કાકી કાંઈ નહિ કહે. "

દુર્ગા બોલી, " કાલે ચોક્કસ આવજે ફઈ. મા કાંઈ નહિ કહે. હું હવે ઘેર જાઉં છું. પણુ જો, કોઈને કહેતી નહિ. કાલે સવારે ચોક્કસ આવજે, હોં ! "

સવારે ઊઠીને ડોશીએ જોયું તો શરીર હળવું લાગ્યું. વખત થતાં નાની પોટલીમાં ફાટેલાં બે કપડાં ને મેલો સાડલો બાંધીને ડોશી ચાલી. રસ્તામાં ગોપી બોષ્ટમની વહુએ બોલાવી, " ઠાકુરણુમા ! પેલે ઘેર જાઓ છો ? રોષ ઓછો થઈ ગયો લાગે છે. " ડોશી બોખું હસીને બોલી, " કાલે સાંજે દુર્ગા આવી'તી. કેટલું રોઈ ! ને કહે, ' માએ કહ્યું છે કે ફઈ, ઘરે ચાલને ચાલ. ' એટલે મેં કહ્યું, ' આજ તું જા, સવારે વખત થયે હું આવીશ. ' દીકરી મારી, કેટલું રોઈ ! લઈ જવાનું એને કેટલું મન ! એટલે આ અત્યારે જાઉં છું. "

ડોશીએ ઘરમાં આવીને જોયું તો ઘરમાં કોઈ નહોતું. કાલ આખી રાતનો તાવ, ને વળી આટલો રસ્તો તાપમાં, દૂબળા શરીરે ચાલીને આવી તેથી બેભાન જેવી થઈ ને પડી. પોટલી મૂકીને પોતાના ઘરનાં પગથિયાં પાસે બેસી પડી.

થોડી વાર પછી ખડકીનું બારણું ધકેલી સર્વજયા નદીએથી

નાહીને આવી. આ બાજુ નજર પડતાં ડોશીને બેઠેલી જોઈને તે સ્તબ્ધ થઈને ઊભી રહી ગઈ. ડોશી હસીને બોલી, "કેમ વહુ, છો તો ઠીક ને? આટલે દિવસે આવી, તને છોડીને આ ઉમરે હવે હું બીજે ક્યાં જઉં? તું જ કહે."

સર્વજયા આગળ આવીને બોલી, "આ ઘરને તે તું શું સમજે છે?" તેના હાવભાવ અને બોલવાના સૂરથી ડોશીનો હસવાનો ઉત્સાહ વધુ ન ટક્યો. સર્વજયા ડોશીના સવાલનો જવાબ આપ્યા વિના જ બોલી, "આ ઘરમાં હવે તારે માટે ક્યાંય જગ્યા નથી એ મેં તને તે દિવસનું જ કહી દીધું છે, પછી કયા મોંએ પાછી આવી?"

ડોશી લાકડાના ઠૂંઠાની પેઠે સ્થિર થઈ ગઈ. મોંમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. પછી એકાએક તે રડી પડી ને બોલી, "ઓ વહુ, છેક આમ ન કર. એક ખૂણો દે. આ અંત અવસ્થાએ હું ક્યાં જઉં, કહે જોઉં? આ ઘરમાં જ –"

"રાખો, આ ઘરને વિશેષ આશીર્વાદની જરૂર નથી. ઘરનું ભલું વાંછતાં તો તમને ઊંઘ પણ નથી આવતી. જાઓ, અહીંથી વિદાય થાઓ, નહિતર કાંઈક ન કરવાનું હું કરી નાખીશ."

છેક આવું થશે એમ તો ડોશીએ ધારેલું જ નહિ. ડૂબતો માણસ જે મળે તેને પકડી રાખે તેમ ડોશીએ થોડા આશ્રયને શોધવા માટે દસે દિશામાં આંખોને ચકળવકળ ફેરવવા માંડી. એને થયું, જાણે એનો હમેશનો આધાર સાચેસાચ આજ પગ નીચેથી સરી જાય છે, અને એને પકડી રાખવાનો ઉપાય નથી.

સર્વજયા બોલી, "જાઓ, હવે અહીં બેસી ન રહો, ઠાકુરઝી. મારે મોડું થાય છે. મારે કામકાજ છે. અહીં તમને કોઈ રીતે જગા દઈ શકાશે નહિ."

પોટલી લઈને ડોશી માંડ માંડ પાછી ઊઠી. જતાં જતાં

એની નજર આંગણામાં એક ખૂણામાં ઊભી રાખેલી એક સાવરણી તરફ ગઈ. આજ ત્રણ ચાર મહિનાથી એને કોઈએ હાથ પણ અડાડચો નથી. વાડાનું ઘાસ, જતનથી ઉગાડેલું પેલું લીંબુનું ઝાડ, અતિ પ્રિય આ સાવરણી, દુર્ગા, છોકરો, વજકુવા, ઘર– એની સિત્તેર વરસની અવસ્થામાં આ સિવાય કશું એણે જાણ્યું નહોતું, કોઈની ઓળખાણ નહોતી. આજ એ ચિરકાલની પેઠે દૂર સરી જાય છે. બગલમાં પોટલી દબાવીને ફળિયામાંથી જતી હતી ત્યાં રાયકુટુંબની વહુ બોલી, "ઠાકુરમા ! પાછાં ક્યાં ચાલ્યાં ? ઘેર નથી જવું ?" ઉત્તર ન મળવાથી તેણે ફરીને પૂછ્યું, "ઠાકુરમા, આજકાલ કાંઈ ઓછું સંભળાય છે ?"

સાંજે પેલી શેરીમાંથી આવીને સર્વજયાને કોઈએ કહ્યું, "ઓ રે ઓ, તમારી ડોશી મરી જતી લાગે છે. પાલિતના ઉકરડા પાસે બપોરની સૂતી પડી હતી. તડકે ચાલી જતી હતી, પણ પછી આગળ ચલાયું નહિ હોય. એક વાર જઈને જોઈ આવો, દાદાઠાકુર ઘેર નથી ? જરા એને બોલાવો ને ?"

પાલિતના મોટા ઓટલા નીચે ઉકરડા પાસે ઇન્દિર ઠાકુરણ મરવા પડી હતી તે વાત સાચી હતી. હરિહરના ઘેરથી પાછા ફરતાં તેના શરીરમાં કંઈ કંઈ થતું હતું. વધુ આગળ ન ચાલી શકાયું એટલે ત્યાં જ પડી. પાલિતની બેઠકમાં એને ઉપાડીને સુવડાવી. છાતીએ ને વાંસે માલીશ કર્યું, પવન નાખ્યો. પણ કંઈ ફેર ન પડચો એટલે એ કરવું મૂકી દીધું. પાલિતના ઘરનાં બધાં એને ઘેરીને ઊભાં છે. કોઈ બોલ્યું, "આવા તાપમાં રખડવું જ શા સારુ જોઈએ ? તડકો ય શું પડે છે !' તો કોઈ બોલ્યું, 'લૂ લાગી છે, હમણાં ઠીક થઈ જશે."

વિષ્ણુ પાલિત બોલ્યો, "લૂ નથી. ડોશી હવે જીવે નહિ. ભાઈ હરિહર ઘેર લાગતો નથી. ખબર તો દીધી, પણ આટલે દૂર આવે કોણ ?"

વાત સાંભળીને દિનુ ચક્રવર્તીનો મોટો છોકરો ફણી, શું થયું છે તે જોવા આવ્યો, બધાં બોલી ઊઠ્યાં : "આવો ભાઈ, નસીબજોગે આવી ચડ્યા તો ડોશીના મોંમાં ગંગાજળ આપો. જુઓ તો ખરા, બ્રાહ્મણવાડો નહિ, કોઈ નહિ, કોણ જળ મોંમાં મૂકે ?"

ફણીએ હાથમાંની વાંસની લાકડી વિશુ પાલિતના હાથમાં આપી ડોશીના મોં પાસે નમ્યો. અંજલિમાં ગંગાજળ લઈ મોટેથી બોલ્યો, "ફઈબા !" ડોશી આંખ ફાડીને સામું ટીક ટીક જોઈ રહી, પણ એના મોંમાંથી શબ્દ નીકળ્યો નહિ. ફણી ફરીને બોલ્યો, "કેમ છે ફઈબા ? શરીરે બહુ અસુખ લાગે છે !" પછી તેણે ગંગાજળ ડોશીના મોંમાં રેડ્યું, પણ તે મોંની અંદર પડ્યું નહિ. વિશુ પાલિત બોલ્યો, 'ફરી એક વાર આપો ભાઈ !"

થોડી વાર પછી ફણીએ ડોશીની આંખની પાંપણો બંધ કરી દઈ ખૂબ જળ ગળામાં રેડ્યું, પણ ક્ષીણ બની ગયેલા બંને ગાલો પરથી તે બહાર વહી ગયું.

ઇન્દિર ઠાકુરણના મૃત્યુની સાથોસાથ નિશ્ચિંદપુર ગામના એ જમાનાનું પણ મૃત્યુ થઈ ગયું.

[ ખંડ બીજો ]

# આંબા–આંબલીની ઘટાઓમાં

## ૪

હરિહર ઠાકુરણના મૃત્યુ પછી ચાર પાંચ વરસ વહી ગયાં છે. માહ મહિનાના છેલ્લા દિવસો છે. ઠંડી સખત છે. બેય બાજુ ઘટાદાર સરુની ઘટાથી ઘેરાયેલ માટીની સડક પરથી, નિશ્ચિંદપુરના કેટલાક માણસો, સરસ્વતીપૂજાની સાંજે, ગામની બહારના જંગલમાં, નીલકંઠ પંખીને જોવા નીકળ્યા હતા.

ટોળામાંથી એક જણ બોલ્યો, "અરે હરિ, ભૂષણ ગોવાલને ત્યાં તારું કેળવન તેં જમા મૂક્યું શું?"

જેને સંબોધીને વાત થઈ હતી તેને જોતાં જ દસ વરસ પહેલાંનો એ હરિહર યાદ ન આવે. આવો આધેડ વયનો, પૂરેપૂરો સંસારી–બે છોકરાંનો બાપ હરિહર, લાગો ઉઘરાવવા ગામેગામ ફરતો. પિતાના વખતના યજમાનોનાં ઘરોનો પત્તો મેળવી ગોરપણું ચલાવતા, ને શેરીમાંથી ને વગડામાંથી કાકડી ભેળી કરી વેચતા ફરતા હરિહરમાં પહેલાંની હિંમત, યૌવનનો મુક્ત પ્રાણ કે રખડુપણું શોધ્યું ય જડતું નથી. પશ્ચિમમાં જે જીવન ગાળતો તે ધીરે ધીરે દૂર ભૂતકાલનું થઈ ગયું. ચૂનાબંધ ગઢની દીવાલ પર ચડીને દૂર દૂરના પહાડ પરનો સૂર્યાસ્ત જોવો, કેદારના રસ્તાની તેની નાની વાડીમાં રાત રહેવું, શાહ કાસમ સુલેમાનની દરગાહના

બાગમાંથી ખાટી નારંગી તોડીને ખાવી, રૂપાની સેર જેવી ટપકતી સ્વચ્છ ઉજ્જ્વળ હિમશીતલ આકાશગંગા સમી અલકનંદા, દશાશ્વમેધઘાટનાં પગથિયાં–એ બધું થોડું થોડું યાદ આવે છે, જાણે ઘણા દિવસ પહેલાંનું જોયેલું સ્વપ્ન!

હરિહર માથું હલાવીને કાંઇક બોલવા જતાં પાછું વળીને જોઇને બોલ્યો, "છોકરો વળી ક્યાં ગયો? છોરા, છોરા, એ–ય, ચાલ!"

રસ્તાના વાંક પાછળથી એક છ સાત વરસનો ફૂટડા ચહેરાનો છોકરો દોડીને ટોળાની નજીક થઇ ગયો. હરિહરે કહ્યું, "એટલામાં પાછળ રહી ગયો? હવે આગળ ચાલ."

"ઝાડીમાં શું ગયું, બાપા? મોટા મોટા કાન—" છોકરો બોલ્યો.

હરિહરે પ્રશ્ન તરફ લક્ષ ન આપ્યું.નવીન પાલિતની સાથે એ માછલાં પકડવા વિષે વાતો કરવા લાગ્યો. તેના છોકરાએ ફરીને કહ્યું, "શું દોડી ગયું ઝાડીમાં બાપા? મોટા મોટા કાન ને—"

હરિહર બોલ્યો, "શી ખબર ભાઇ? તારા સવાલના જવાબ દેવાશે નહિ. નીકળ્યો ત્યારથી પૂછપૂછ માંડયું છે. આ શું ને તે શું? ઝાડીમાં શું ગયું તે મેં કાંઇ જોયું છે? ચાલ, હવે આગળ ચાલવા માંડ."

છોકરો બાપના કહેવા પ્રમાણે આગળ આગળ ચાલ્યો.

નવીન પાલિતે કહ્યું, "ઠીક, એક કામ કર, હરિ, જો માછલી પકડવી હોય તો એક દિવસ બંધશાને તળાવે ચાલ. ગામનો નેપાલ પાડુઇ જાળ નાખે છે, રોજ દોઢ મણ, બે મણ, એવી રીતે જ કાઢે છે. કોઇ દિવસ પાંચ શેરથી તો ઓછી માછલી નહિ જ. સાંભળ્યું છે, એક દિવસે વહેલે પરોઢિયે બરાબર તળાવની વચ્ચે અસ્થિર પાણીમાં એણે હંભા–હંભા એવી વાછરડાના ભાંભરડા જેવી બૂમ સાંભળેલી–શું સમજ્યો?"

સૌ એકીસાથે આગળ થઈને નવીન પાલિતની સામે જોઈ રહ્યા.

કેટલા ય દિવસનું જૂનું તળાવ, ઊંડું પાણી, વચમાં જોઇએ તો પાણી કાળું ભમ્મર, કમળનું તો જંગલ. કોઈ એ કહ્યું, રાઘવ ભોયાલ, તો કોઈએ કહ્યું, ના જક્ષણી. સવાર પડયું ત્યાં સુધી ભાઈસાહેબ હોડીમાં બેઠા બેઠા કાંપતા રહ્યા !

વાત બરાબર જામી છે. એકાએક હરિહરના છોકરાએ હરખથી પાસેની એક ઝાડી તરફ આંગળી ચીંધી ને બૂમો મારતો દોડચો, " એ જા-ય, બાપા, જો ગયું. બાપા, મોટા મોટા કાન--"

બાપાએ પાછળથી બૂમ મારી, ' એ-એ-એ' પછી દોડીને ઝપ સરખો તેનો હાથ પકડી લીધો. " તું તો ભાઈ ગુસ્સો ચડે તેવું કરે છે! સો વાર ના પાડી છતાં સાંભળતો જ નથી. આટલા માટે તો સાથે લાવતો નહોતો." બાળકે પ્રશ્નભાવે મોં ઊંચું કરીને પુછ્યું, " કેમ ?" હરિહરે કહ્યું, " શું હતું તે મારા જોવામાં થોડું આવ્યું હતું ? પણ હશે સૂવર-બૂવર, માટે બરોબર રસ્તા વચ્ચે ચાલ."

" સૂવર નહોતું બાપા ! આ તો નાનું હતું." પછી એણે વળીને જમીન પરથી ઊંચાઈ બતાવી. " ચાલ, ચાલ. સમજાઈ ગયું હવે, જોવાની જરૂર નથી." હરિહરે કહ્યું.

નવીન પાલિતે કહ્યું, " એ તો સસલું ! અહીં ખડના ઢગલામાં સસલાં રહે છે."

છોકરાએ બાળપોથીમાં ' સ ' એટલે સસલાનું ચિત્ર જોયું હતું. પરંતુ તેને આમ જીવતી સ્થિતિમાં ને આવી રીતે કૂદતું પોતે નરી આંખે જોઈ શકશે એ એની કલ્પનામાં પણ કદી નહોતું. સસલું ! જીવતું ! તમારી સામે જ બરાબર દોડતું ચાલ્યું જાય — ચિત્ર નહિ, કાચનું રમકડું નહિ, સાચેસાચું, ઊંચા કાન કરીને ! જીવતું

જાગતું! આમ ઘાસમાં અને બોરડીના જાળામાં પેસી જતું! જળ અને માટીની બનેલી નશ્વર પૃથ્વીમાં આ ઘટના કેમ કરીને સંભવિત બની હશે તેનો વિચાર એ કરી ન શક્યો.

સરુથી ઢંકાયેલા રસ્તાને વટાવીને સૌ મેદાનમાં પ્રવેશ્યા. નદીકાંઠાના બાવળ ને જિતુનના ઝાડ નીચે ઈંટના એક મોટા ખડકલા જેવું નજરે પડ્યું. જૂના વખતના બળી ગયેલા ગળીના કારખાનાના એ અવશેષ હતા. એ ગળીના કારખાના – નીલકોઠીની બોલબાલાના વખતમાં નિશ્ચિંદપુર બેંગાલ ઈન્ડિગો કંપનીની મુખ્ય ઑફિસ હતી. આ જિલ્લાની ચૌદ કોઠીઓ પર નિશ્ચિંદપુરની કોઠીના મેનેજર જનરલ લારમાર સાહેબનું રાજ ચાલતું. આજે તો એ કોઠીના ખંડિયેર થયેલ બોઈલર રૂમ, ફરનેસ( ભઠ્ઠી )રૂમ, સાહેબનો રૂમ, સાહેબનું ઘર–બધું ઉજ્જડ જેવું અને ઈંટના ઢગલામાં દટાયેલું પડ્યું છે.

એક વખત જે પ્રતાપી લારમાર સાહેબના નામે આ જિલ્લામાં વાઘ ને બકરી એક આરે પાણી પીતાં, આજે તેનું નામ પણ, એક બે વૃદ્ધો સિવાય, કોઈ જાણતું નથી.

વગડો વનકલમી અને સોંદાલી જેવાં ફૂલઝાડો અને લીલાં–સૂકાં ઘાસથી ભર્યો છે. કલમી લતા બધી ઝાડીને મોટાં મોટાં લીલાં પાનથી ઢાંકી દીધી છે, નીચે મીઠી છાયા પથરાઈ છે. લજામણી, સૂર્યમુખી અને નીલવર્ણાં જંગલી અપરાજિતાનાં ફૂલ સૂર્યના પ્રકાશ તરફ મોં ઊંચું કરીને ખીલ્યાં છે. સાંજ સમયે છાયાથી સ્નિગ્ધ બનેલ વનભૂમિની શ્યામલતા, પંખીઓનો કલરવ, ચોતરફ કુદરતે મુક્ત હાથે વેરેલું ઐશ્વર્ય–જાણે રાજાએ પોતાનો ભંડાર લૂંટાવ્યો છે. ક્યાંય જરા જેટલું ય દારિદ્ર દેખાતું નથી. મધ્યમ વર્ગની કૃપાયાચનાનો ભાવ નથી. ખેતર, નદી, વન – જાણે સંધ્યાનું જાદુ!

નવીન પાલિતે એ વાત કહેવા માંડી કે આ મેદાનની જ ઉત્તર ભાગની જમીનમાં શાક અને બટાટાની વાવણી કરીને પોતે

કેવો લાભ મેળવ્યો હતો. એક કહ્યું, "સાંભળ્યું છે કે કોઠીની ઈંટો વેચાવાની છે. નવાબગંજના મતિદા ઘણું કરીને એની વ્યવસ્થા કરે છે. મતિદાની વાત ઉપરથી એ સામાન્ય સ્થિતિમાંથી કેવી રીતે ધનવાન થઈ ગયા તેની વાત નીકળી. એમાંથી વાત નીકળતાં ક્રમે ક્રમે હાલની મોંઘવારી, ગુજરીમાં જથાબંધ વેપારીની દુકાનમાં લાગેલી આગ, ગામના દિનુ ગાંગુલીની છોકરીના વિવાહ કઈ તિથિએ થવાના છે તે, ઇત્યાદિ વિધવિધ વાતોના સવાલ–જવાબ થવા લાગ્યા.

હરિહરનો છોકરો બોલ્યો, "નીલકંઠ પંખી ક્યાં, બાપા?"

"આ બાવળ ઉપર હમણાં આવીને બેસશે."

બાળક મોં ઊંચું કરીને પાસે ઊગેલ બાવળના ઝુંડ તરફ નજર માંડીને જોઈ રહ્યો. મેદાનમાં અહીંતહીં ઊગેલાં આંબલીનાં નીચાં ઝાડોને ખૂબ કાતર આવ્યા છે. એના મોંમાં પાણી આવી ગયું, ને એ તે બાજુ જોઈ રહ્યો. કાતર લેવા જતાં કેટલીક વાર બાપાનો ઠપકો ખાવો પડ્યો હતો એટલે એ એ લેવા જતાં અચકાયો. આવડાક ઝાડ ઉપર કાતર હોય? એની શેરીમાં જે ઝાડ છે તે તો ઘણું ઊંચું છે. તેના પરથી કાતર લેવાનું મન થાય તો ય લઈ શકાતા નહિ. મોટો આંકડો બે હાથે પકડતાં ય પકડાતો નહિ. એ જાણતો હતો કે ખાટી ખોરી ચીજ છુપાઈને ખાવામાં કેટલી તકલીફ છે. માને ખબર પડતાં તે આવીને પકડીને ઘરમાં લઈ જાય ને બોલવા માંડે, "ઓ મા! મારે તે શું કરવું? તું તે કેવો દુષ્ટ છોકરો થયો છે? કેટલા દિવસ પછી આજે જ તો તાવમાંથી ઊઠ્યો, ને આંબલી નીચે રખડવા ચાલ્યો! જરાક આઘી ગઈ, ઘરમાં પાછી આવું ત્યાં ભાઈ ગુમ! કેટલો કાતર ખાધો? જોઉં, મોં જોવા દે જોઉં!" ને એ કહે, "કાતર નથી ખાધો મા! નીચે થોડોકે ય ક્યાં પડ્યો'તો? અને ઊંચેથી હું શું પાડી શકું?" પછી તો માની નજીક નાનકડું મોં લાવીને 'હાં' કરી મોં ખોલે;

મા ધ્યાનથી અંદર જુએ, માખણ જેવી સુગંધ પુત્રના મોંની અંદરથી બહાર આવે, મા એનું સુંદર મોં ચૂમી લઈને કહે, "કોઈ દિ' એવું ન ખાવું, બેટા! તને શરીરે શરદી થઈ છે; હું કોર ભેગા કરી અથાણું કરી વાસણમાં ભરી રાખીશ. વૈશાખ મહિનામાં બહુ ગરમી પડે ત્યારે ખાજે. છાનામાના ન ખાવું, હાં!"

હરિહર બોલ્યો, "કોઠી કોઠી કરતો'તો ને, જો આ કોઠી! જોઈ ને?"

પુરાણકાળના કોઈ બહુ મોટા હિંસક પશુના હાડપિંજરની જેમ આખા નદીકિનારા પર પથરાઈને કારખાનું પડ્યું હતું. ગતિશીલ કાળના પ્રતીકની પેઠે તેની પાછલી ભીંત ઉપર ઠંડી છાયા ધીરે ધીરે પથરાતી હતી.

કારખાનાથી થોડે દૂર, કોઠીવાળા લારમાર સાહેબના એક નાના બાળકની સમાધિ પરિત્યક્ત અને અગોચર જેવી હાલતમાં પડી હતી, એંગાલ ઇન્ડિગો કંપનીની વિશાળ મુખ્ય કચેરી સિવાય અન્ય કોઈ ચિહ્ન હવે અખંડ સ્થિતિમાં જમીન ઉપર ઊભું નથી. પાસે જઈને જોતાં જૂના સમયની કાળા પથ્થરની જીર્ણ તખ્તી હજી પણ ઊભેલી દેખાય છે, તેના પર વંચાય છે:

Here lies Edwin Lermor,
The only son of Jhon and Mrs. Lermoro:
Born on May 13, 1853; Died, April 27, 1860

જહોન અને શ્રીમતિ લારમારનો એકનો એક પુત્ર એડવીન લારમાર અહીં સૂતો છે. જન્મ ૧૩ : ૫ : ૧૮૫૩; મૃત્યુ ૨૭ : ૪ : ૧૮૬૦

બીજાં ઝાડપાન વચ્ચે એક પલાશનું ઝાડ એની ઉપર ડાળી લંબાવાને વધેલું છે. ચૈત્ર – વૈશાખમાં આડાઈ – બાંકી નદી ઉપરથી આવતી પવનની લહરો પલાશની પીળી પુષ્પકળીઓને રાત દિવસ એ વિસ્મૃત વિદેશી બાળકની ભગ્ન સમાધિ ઉપર ઢગલાબંધ વેરે

છે. સૌ ભૂલી ગયાં પણ વનનાં ઝાડપાન અને હવા બાળકને હજી ભૂલ્યાં નથી!

હરિહરનો બાળક આશ્ચર્યથી ચારે તરફ જોવા લાગ્યો. એની છ વર્ષની જિંદગીમાં એ પહેલી જ વાર આટલે દૂર આવ્યો હતો. આટલા દિવસ તે નેડાને ઘેર, પોતાના ઘરની સામે જ, અને બહુ બહુ તો રાણુબેનને ઘેર – બસ આટલામાં જ એના જગતની સીમા હતી. માત્ર એક જ દિવસ એની મા સાથે ઘાટે સ્નાન કરવા આવ્યો હતો. ત્યારે પાણીમાં પડેલા કારખાનાના બળેલ ખંડેરના પ્રતિબિંબને જોઈને એની સામે એ તાકી તાકીને જોઈ રહ્યો હતો. આંગળીથી બતાવીને માને પૂછ્યું, 'મા, પેલું જ કારખાનું કે?' એણે પિતાને મોંએ, બહેનને મોંએ, અને બીજાં કેટલાં ય માણસોને મોંએ કારખાનાના જંગલની વાત સાંભળેલી. પરંતુ આજે પહેલવહેલો જ એ ત્યાં આવ્યો! આ જંગલની પેલી બાજુ માએ કહી હતી તે વાર્તાની પરીનું રાજ્ય હશે કે જ્યાં, શ્યામ લંકાના દેશમાં, વડના ઝાડ નીચે રહેતો રાજપુત્ર તલવાર પાસે રાખીને એકલો સૂઈને રાત કાઢે છે? આને પેલે પાર માણસની કોઈ વસ્તી નથી, દુનિયાનો ત્યાં છેડો છે, અહીંથી જ તે અદ્‌ભુત દેશ, એ નવીન દેશ, શરૂ થાય છે.

ઘેર પાછા વળવાના રસ્તાની બાજુએ એક નીચી ઝાડીમાંથી એક ધોળું ધોળું ફળ તોડવા માટે એણે હાથ લંબાવ્યો, ત્યાં એના પિતાએ બૂમ મારી, "છેટો રહેજે એનાથી! એ શું છે એ ખબર છે? એ તો આલકુશી છે, આલકુશી! તોબા તારાથી, બહુ જીવ બાળે છે તું! હવે તો કદી ક્યાં ય ન તેડી જાઉં. આજ પછી એ નક્કી. એને અડચો હોત તો ખબર પડત. હાથ ચમચમીને હાથે ફોલ્લા પડત. રસ્તા વચ્ચે ચાલવાનું કહ્યું છે તો ય કાને જ ધરતો નથી?"

"હાથ કેમ ચચચમે, બાપા?"

"કેમ ચમચમે? લાહ્ય જેવું ઝેર છે. જાણે સોયા ભોંકાતા હોય, ઝમઝમ કરતું એવું બળે કે તું તો ચીસો જ નાખે."

ગામમાં આવીને હરિહર છોકરાને સાથે લઈ ખડકીનો દરવાજો ખોલી અંદર પેઠો; સર્વજયા દરવાજો ઊઘડવાના અવાજે બહાર આવી, બોલી, "કેટલી રાત થઈ? છોકરાને સાથે લઈ ગયા, એને શરીરે નહિ બંડી કે નહિ બીજું કાંઈ."

હરિહરે કહ્યું, "લઈ ગયો, પણ હેરાન કરી નાખ્યો મને. આમ જાય ને તેમ જાય. સચવાય જ નહિ. ભાઈ આલકુશીનું ફળ તોડવા જતા'તા!" પછી છોકરા તરફ જોઈને બોલ્યો, "'કારખાનું જોવું છે, કારખાનાનું જંગલ જોવું છે,' કર્યા કરતો'તો; કેવુંક જોયું કારખાનાનું જંગલ?"

*

સવારનો સમય છે. આઠ–નવ વાગવાનો સુમાર છે. હરિહરનો છોકરો ઓસરીમાં બેઠો એકલો એકલો રમે છે. એની પાસે એક નાની ટીનની પેટી છે. એનું ઢાંકણું ભાંગેલું છે. પેટીમાંનો 'ખજાનો' ઊંધો વાળીને એણે જમીન ઉપર પાથર્યો છે. રંગ ઊડી ગયેલ એવો એક ઘોડો, ચાર પૈસાવાળી કાણાવાળી એક ટીનની વાંસળી, કેટલીક છીપલીઓ–માથી છાનામાના લક્ષ્મીપૂજાની છીપલાંની ટોપલીમાંથી એ લઈ લીધેલ છે અને રખે કોઈ જોઈ જાય તે બીકે સંતાડીને રાખે છે, બે પૈસાવાળી એક પિસ્તોલ, સુકાયેલાં નાળિયેરનાં કેટલાંક નાનાં ફળ – દેખાવમાં મજાનાં લાગતાં હોવાથી એની બેને ક્યાંકથી લાવીને એકઠાં કર્યાં હતાં – થોડાંક તેને આપ્યાં હતાં, બાકીનાં પોતે રાખ્યાં હતાં, આરસના કેટલાક પાંચીકા–ગંગાજમના રમવા માટે આ પાંચીકાનું ચીંધ ખાલી ન જાય એવી શ્રદ્ધા હોવાથી તેણે એને જતનથી પેટીમાં રાખ્યા હતા : આ એની મહામૂલ્યવાન સંપત્તિ. આ બધી વસ્તુઓમાં ટીનની વાંસળીને વગાડીને ખૂબ ધરાઈ ગયો હતો એટલે એણે એને

બાજુએ રાખી દીધી હતી; લાકડાનો ઘોડો ટાંગા–ભાંગેલ થઈ ગયો હતો એટલે જેલમાં ગયેલ કેદીની જેમ વીસરાઈ ને પડ્યો હતો. અત્યારે તો એ ગંગાજમના રમવા માટે પાંચીકા હાથમાં લઈ ને ઉંબરા આગળ ગંગાજમનાની લીટી તાણી, આંખ મીંચી, કલ્પીને પાંચીકાને તાકી જુએ છે કે એ બરાબર લાગે છે કે નહિ.

આ વખતે એની બેન દુર્ગાએ ઓસરીના કઠેરા આગળ બૂમ મારી, 'અપુ! એ અપુ...ઉ...!' આટલો વખત એ ઘેર નહોતી, હમણાં જ ક્યાંકથી આવી. એના અવાજમાં કશાક ભય જેવું હતું. માણસનો અવાજ સાંભળીને અપુએ યાંત્રિક પૂતળાની જેમ લક્ષ્મીની ટોપલીની છીપલીઓ એકદમ સંતાડી દીધી, પછી જવાબ આપ્યો, "કોણ? દીદી?"

દુર્ગાએ હાથ હલાવીને બૂમ મારી, "અહીં આવ, જો!"

દુર્ગાને દસ અગિયાર વર્ષ થયાં છે. શરીર પાતળું પાતળું ને રંગ અપુના જેટલો તો ગોરો નહિ, પણ કંઈક ઘઉંવર્ણો. હાથમાં કાચની બંગડી, શરીરે મેલું લૂગડું, માથાના વાળ જુંથરકા જેવા હવામાં ઊડે છે, મોં કુરૂપ નથી. અપુની જેવી જ સ્વચ્છ મોટી મોટી આંખો છે.

અપુ ઓસરીમાંથી ઊતરીને પાસે ગયો, બોલ્યો, "કેમ?"

દુર્ગાના હાથમાં નાળિયેરની એક કાચલી હતી, એને નીચી કરી દેખાડી તો એમાં કેટલીક કાપેલી કાચી કેરીઓ હતી. ધીમેથી બોલી, "મા ઘાટેથી આવી તો નથી?"

માથું હલાવીને અપુ બોલ્યો, 'ઊં...હું...'

દુર્ગા ધીમેથી બોલી, "થોડુંક તેલ ને મીઠું લઈ આવીશ? કેરીમાં નાખશું."

અપુ આનંદથી બોલી ઊઠ્યો, "આ તું ક્યાંથી લાવી દીદી?"

દુર્ગાએ કહ્યું, "પટેલના બગીચાના નાળામાં હતી. જા, થોડું

તેલ અને મીઠું લઈ આવ ને !"

અપુ દીદી તરફ જોઈને બોલ્યો, "તેલનું વાસણ અભડાવવાથી મા મારશે તો ? મારાં લૂગડાં વાસી છે."

"તું જા ને, જલદી જલદી, માને આવવાને હજી કેટલી યે વાર છે. મીઠું મંગાવવા ગઈ છે, જલદી જા."

અપુ બોલ્યો, "નાળિયેરની કાચલી મને દે. એમાં જ નાંખીને લઈ આવું. તું ખડકીના બારણે ઊભી રહીને જોજે, મા આવે છે કે નહિ ?"

દુર્ગા નીચા અવાજે બોલી, "જોજે, તેલ અંદર ઢોળતો નહિ, સાવચેતીથી લેજે, નહિ તો માને ખબર પડી જશે. તું છે અક્કલ વિનાનો છોકરો !"

અપુ ઘરમાંથી બહાર આવ્યો એટલે દુર્ગાએ તેના હાથમાંથી કાચલી લઈ કેરીઓ ખૂબ મસળી ને બોલી, "લે હાથ ધર –"

"તું આટલી બધી ખાઈશ દીદી ?"

"આ બહુ છે ? ઠીક જા, લે બીજી આ બે. વાહ, કેવી સરસ છે ! થોડું મરચું લઈ આવીશ તો તને એક વધારે દઈશ."

"મરચું શી રીતે લઉં દીદી ? મા જે અભરાઈ ઉપર રાખે છે તેને હું ક્યાં પહોંચી શકું છું ?"

"ત્યારે રહેવા દે, વળી બીજી વાર લાવશું. પટેલના તળાવની પાળ પરના આંબા પર સાખ થઈ છે, બપોરના તાપથી નીચે ખરી પડે છે."

દુર્ગાના ઘરની ચારે બાજુ જંગલ છે. હરિહરરાયનો જ્ઞાતિભાઈ નીલમણિરાય ગયે વર્ષે મરી ગયો છે. તેની સ્ત્રી બાળકો સાથે પોતાને પિયર રહે છે–એટલે પાસેનું ઘર પણ જંગલ જેવું થઈ ગયું છે. નજીકમાં બીજા કોઈનું ઘર નથી. પાંચ મિનિટ ચાલીએ તો ભુવન મુખરજીનું ઘર આવે.

હરિહરના ઘરની ઘણા વખતથી મરામત થઈ નથી. સામેની

ઓસરીની ભીંતો ભાંગી ગઈ છે. ખંડેર જેવા ઘરમાં ઝાડનાં વન ઊગ્યાં છે. ઘરનાં બારણાં, જાળી, કબાટ–બધું ભાંગી ગયું છે. નાળિયેરના રેસાથી બારણાં બાંધી રાખ્યાં છે.

ખડકીનું બારણું ફટાક કરતું ઊઘડ્યું ને એની સાથે જ સર્વજયાનો અવાજ સંભળાયો : "દુર્ગા–ઓ દુર્ગા !"

દુર્ગા બોલી, "મા બોલાવે છે. જા, જોઈ આવ. ઊભો રે', ખાઈને જ જા, જો, મોંએ મીઠાની કણી લાગી છે. લૂછી નાંખ. જલદી."

માની બૂમ કાને આવી ત્યારે દુર્ગાને ઉત્તર આપવાની સગવડ નહોતી. મોં ભરેલું હતું. એ બૂકડા પર બૂકડા લગાવવા લાગી. પણ કેરીના કકડા ખૂટ્યા નહિ. એ કાંઠાલના ઝાડ પાસે સરી જઈને થડની પાછળ ઊભી ઊભી આખા ને આખા કકડા ગળી જવા લાગી. અપુ એની પાસે ઊભો રહી પોતાનો ભાગ ઝડપથી ખાવા લાગ્યો. ચાવીને ખાવાનો હવે સમય જ નહોતો. ખાતાં ખાતાં અપુએ દીદી તરફ જોઈ આ ગુના માટે જાગૃતિસૂચક હાસ્ય કર્યું. દુર્ગાએ કાચલી ખાલી કરી વરંડાની નાની વંડી ઉપરથી નીલમણિ-રાયના ઘર તરફ જંગલમાં ફગાવી. ભાઈ તરફ જોઈને બોલી: "મોં લૂછી નાંખ વાંદરા, મીઠું ચોટ્યું છે."

પછી દુર્ગા ડાહી થઈ ઘરમાં આવી બોલી "શું મા ?"

"ક્યાં રખડવા ગઈ હતી? હું એકલી કેટલે પહોંચું ? સવારની મીઠું મંત્રાવવા ગયેલી, શરીર આખું દુઃખી આવ્યું છે. જો ક્યાંયથી પણ નિરાંત મળવાની હોય તો તું એક છો. પણ આવડી મોટી છોકરી થઈને એક તરણું તોડીને બે નથી કરી શકતી. આખો દિવસ શેરીએ શેરીએ ભટકવું ને સૌના ઉંબરા ભાંગતા ફરવું !"

"ઓલ્યો વાંદરો ક્યાં ગયો ?"

અપુ આવીને બોલ્યો, "મા, ભૂખ લાગી છે."

"રહો રહો, થોડી વાર ઊભા રહો બાપુ, જરા શ્વાસ હેઠો બેસવા દો. તમારે રાતદિવસ ખાવું ને વળી હુકમ ચલાવવો. અરે, દુર્ગા, જો તો, વાછરડું બરાડા કેમ મારે છે?"

થોડી વાર પછી સર્વજયા રસોડાના ઉંબરમાં પાથરણું પાથરી કાકડી કાપવા બેઠી. અપુ પાસે બેસીને બોલ્યો, "હવે એની કચુંબર કરો ને મા! મને બહુ ભાવે છે."

દુર્ગા એનો ભાગ હાથમાં લઈ ધીમા અવાજે બોલી, "ચણા હવે નથી મા?"

અપુ ખાતાં ખાતાં બોલ્યો, "ઊંહ, ચવાતું નથી–કેરી ખાધી ને દાંત અંબાઈ......" દુર્ગાની આંખ જોતાં જ તેની વાત અધેથી બંધ થઈ ગઈ. માએ પૂછ્યું, "કેરી ક્યાંથી લીધી?" સાચી વાત કહેવાનું સાહસ ન થતાં અપુએ દીદી તરફ સૂચક દષ્ટિએ જોયું—સર્વજયા દુર્ગા તરફ જોઈને બોલી, "તું ફરી રખડી આવી લાગે છે!–"

દુર્ગા ગભરાયેલ ચહેરે બોલી, "એને જ પૂછો ને? હું તો કઠેરા નીચે ઊભી હતી, તમે જ્યારે બૂમ મારી ત્યારે તો......" સ્વર્ણ ગોવાળણ ગાય દોવા આવવાથી વાત બંધ પડી ગઈ. મા બોલી, "જા, વાછરડાને પકડી રાખ, બૂમો પાડી પાડીને અધો થઈ ગયો છે." પછી ગોવાળણ તરફ જોઈને બોલી, "વાછરડું હજી નાનું છે સ્વર્ણ, આટલી મોડી આવ તો એ જીવશે કેમ? સવાર સુધી તું ન આવી. વાછરડું બિચારું બાંધેલું જ રહ્યું."

દીદીની પાછળ પાછળ અપુ દૂધ દોવાનું જોવા ગયો–એણે બહાર ઓસરીમાં પગ મૂક્યો ત્યાં જ દુર્ગાએ ધમ કરતો એક ધુંબો મારી કહ્યું, "અભાગિયા, વાંદરા!" પછી મોં મરડીને ચાળા પાડતાં કહ્યું, "કેરી ખાઈને દાંત અંબાઈ ગયા છે! હવે કદી કેરી ખાવા દઉં તો ને? ખાજે પછી! હવે તો પટેલની વાડીની કેરી ભેગી કરી મીઠું-મરચું લગાવીશ. એમને મોટી મોટી સાખ થઈ છે, મીઠી મધ જેવી

લેજે દઈશ તને ! હવે ખા ! અક્કલ વિનાનો છે કોક, જરા ય બુદ્ધિ હોય તો ને? ”

બપોર પછી થોડી વારે હરિહર કામ પતાવીને ઘેર આવ્યો. એ આજકાલ ગામના અન્નદા રાયરના ઘેર ગુમાસ્તાનું કામ કરતો. એણે પૂછ્યું, “ અપુ ક્યાં છે ? ” સર્વજ્યાએ જવાબ આપ્યો, “ અપુ તો ઘરમાં ઊંઘે છે. ”

“ને દુર્ગા ? ”

“એને તો ખાઈને રખડવાનું જ ને ? એ ઘરમાં કયે દિવસે હોય છે? બે વાર ખાવા સાથે સંબંધ. હવે ખાવું હશે ત્યારે આવશે કાં તો કોઈના ઘેર, નહિ તો આંબા નીચે ને જામફળી નીચે ફર્યા કરે. આ ચૈત્ર માસનો તાપ! જુઓ ને, ફરી આ તાવમાં પડ્યો લાગે છે– આવડી મોટી છોકરી સમજશે ક્યારે? વાત તો કદી સાંભળતી જ નથી.”

થોડી વાર પછી હરિહર ખાવા બેસતાં બોલ્યો, “આજે બરાબર દસ ઘરે ઉઘરાણી માટે ગયેલો. એમાં એક બહુ આબરૂદાર હતા. પાંચ છ તો ઘરમાં કોઠીઓ. બહુ પૈસાવાળા માણસ હતા. મને જોઈને દંડવત્ કરી કહ્યું, “ દાદાઠાકુર, અમને ઓળખો છો ?” મેં કહ્યું, “ના બાપુ. હું તે કોણ ?” એણે કહ્યું, તમારા પિતા હતા ત્યારે પૂજાપાઠ વખતે તેઓ જ આવતા ને ચરણરજ દેતા. તમે અમારા ગુરુતુલ્ય છો. અમે આખું ઘર ફરીથી મંત્ર લેવો એવું વિચારીએ છીએ, તો તમે જ કેમ મંત્ર ન આપો ? એને તો મેં કહ્યું, “આજ હવે કાંઈ વાત ન કહેશો બે દિવસ, પછી ફરી આવીશ, સમજ્યા ? ”

સર્વજ્યા દાળની વાટકી હાથમાં લઈને ઊભી હતી. વચ્ચે જ

વાટકી હેઠે મૂકીને તે સામે બેસી ગઈ ને બોલી, " એમાં ખોટું શું ? આપો ને એમને મંત્ર ? જાત કઈ છે ? " હરિહર અવાજ ધીરો કરીને બોલ્યો, "કોઈને કહીશ નહિ, સદેગાપ-તારો તો વળી વાતો કર્યા કરવાનો સ્વભાવ—"

"હું વળી કોને કહેવા જવાની હતી ? ભલે ને સદેગાપ હોય. જઈને દઈ આવો—આ દુઃખ તો જાય ! આ રાયઘરના આઠ રૂપિયા ભરવાના છે, એને બે ત્રણ માસ થયા એટલે હવે દેવા જોઈએ. વળી પેલી બાજુ રાજુ માગે છે. કાલ ઘાટના રસ્તા પર નાની ઠાકુરણ બોલી ગઈ, વહુમા, હું હવે બાના વિના ઉધાર પૈસા નહિ આપું-એ વખતે તો તેં બહુ વાર કહ્યું એટલે દીધા. આજ પાંચ મહિના થઈ ગયા. હવે તુ પૈસા રાખી શકીશ નહિ. આ બાજુ રાધા બોષ્ટમની વહુ તો માથું ખાય છે-બે વાર તગાદો કર્યો. છોકરાંને વસ્ત્ર નથી, બે ત્રણ ઠેકાણે કપડાં ફાટયાં છે તો ય મારાં છોકરાં હસતાં નાચતાં ફરે છે. મને એમ થાય છે કે કયાંક ચાલ્યાં જઈએ."

" સાંભળ વળી, એમણે એક બીજી વાત પણ કરી. ગામમાં એકે ય બ્રાહ્મણ નથી, જો તમે આ ગામમાં આવો તો ઘર - જમીન આપીને વાસ કરાવીએ. ગામમાં એક ઘર બ્રાહ્મણનું વસાવવાની અમારી મોટી ઇચ્છા છે - તેઓ વાડી ખેતર આપવા પણ રાજી છે - પૈસાનો અભાવ નથી. આજકાલ તો ખેડૂતને ઘેર જ લક્ષ્મી વસી છે, અને ભદ્ર લોકને ભાતની પણ હાય હાય છે. "

સર્વજયા આનંદથી વાત પૂરી કરતાં બોલી : "તો તો હમણાં જ જઈએ. તમે રાજી થયા કે નહિ ? તમે એમને હા કેમ ન પાડી ? આવો મોટા માણસનો આશરો કયાં મળવાનો હતો ? આ ગામમાં તમારું છે શું ? તૂટેલું મકાન પકડીને નકામા બેસી રહ્યા છો."

હરિહર હસીને બોલ્યો : ' ગાંડી ! કોણ રાજી ન થાય ?

માણસોને લાગશે કે ઠાકુરનાં હાંડલાં સુકાયાં હશે, ઊંહું...ખાતાં હોય તે ખાઈએ. બીજું નહિ. જોઉં એકવાર, કોઈ ન જાણે એમ મજુમદાર મહાશય સાથે ચર્ચા કરીશ. આપણે વિચારીએ કે આફત જાય તો શું અત્યારે જ ચાલી જાય ? બધા માગણાવાળા દીકરા આવીને કહે કે પૈસા દો નહિ તો જવા નહિ મળે. જોઉં, સલાહ લઉં, પછી જોયું જાય છે."

આ વખતે જ દુર્ગા ક્યાંકથી દબાતે પગે આવી. બહારના બારણા આડેથી બીકથી એણે ડોકું કાઢીને જોયું, પણ બીજી પળે માતાપિતાને સંપૂર્ણ વાતો કરતાં જોઈને પેલી બાજુની વાડની પાસે સરીને ઘરની ઓસરીમાં આવી – બેઠકના ઓરડાનાં બારણાં ધીમે ધીમે ઠેલી જોતાં એ પણ બંધ જણાયાં. આ બાજુ ઓસરીમાં ઊભા રહેવું અસંભવિત હતું. સખત તાપમાં પગ બળી જતા હતા, એટલે એ જગાએથી ઊતરીને ઓટલાના કઠેરા નીચે ઊભી રહી. તડકે રખડીને એનું મોં લાલ થઈ ગયું હતું. ઓઢણીના છેડાને ગાંઠો વાળીને કંઈ કંઈ સાચવીને બાંધ્યું હતું. એના મનમાં હતું કે જો બહારનું બારણું ઉઘાડું હશે અને મા ઊંઘતી હશે તો ઘરમાં છાનામાના જઈને થોડું સૂઈ લઈશ, પરંતુ પિતાની અને ખાસ કરીને માની સામે બારણું ખોલીને જવાનું સાહસ થઈ શક્યું નહિ.

ઓટલેથી ઊતરી તે કઠેરા નીચે ઊભી રહી. કશું કરી ન શકી. નિરુત્સાહથી આમ તેમ જોવા લાગી – પછી ત્યાં જ બેસી જઈને છેડાની ગાંઠ છોડી કેટલાંક સૂકાં ફળના ઠળિયા બહાર કાઢ્યા, થોડી વાર જોઈ રહી ને પછી પોતાના મનમાં એને ગણવાની શરૂઆત કરી: એક–બે–ત્રણ–ચાર–છવ્વીસ થયા. પછી બે ત્રણ ઠળિયાને હાથમાં લઇ ઊલટાસૂલટા કરી રમવા લાગી. મનમાં મનમાં બોલવા લાગી: "આ અપુને દઈશ—અને આ ઢીંગલાની પેટીમાં મૂકી દઈશ.–કેવા ઠળિયા લીસા લીસા છે ! આજે જ ઝાડ પરથી પડ્યા છે. નસીબજોગે

વહેલી ગઈ, નહિ તો બધા ગાય ખાઈ ગઈ હોત—પેલી લાલ ગાય ભારે રાક્ષસ જેવી છે, બધી જગાએ જાય. પહેલી વખતે કેટલા બધા લાવી હતી! વળી આટલા લાવી, કેટલા બધા થશે!"

એણે રમવાનું બંધ કરી બધા ઠળિયા ફરીથી સંભાળપૂર્વક છેડાની ગાંઠે બાંધી દીધા. એકાએક કાંઈક વિચારી કોરા વાળ ઉડાડતી ઉડાડતી આનંદથી સીધી ઘર બહાર નીકળી ગઈ.



# ૫

અપુના ઘરથી થોડે દૂર એક ખૂબ મોટું વડનું ઝાડ હતું. એની ટોચ જ માત્ર એના દીવાનખાનાની જાળીમાંથી કે ઓસરીમાંથી દેખાતી. જેટલી વાર એ જોઈ રહે એટલી વાર એને જાણે દૂર દૂરના કોઈ દેશની વાત યાદ આવે. કયો દેશ એ કાંઈ બરોબર એની કલ્પનામાં ન હતો. ક્યાંકનો કોઈક દેશ. માને મોંએ આ બધા દેશના રાજપુત્રોની વાત એ સાંભળતો.

એક વાર એના ઘરનું રસોડું સમારવા કડિયા આવ્યા. અપુએ એક મજૂરની ઘણી ખુશામત કરીને ઝાડ પરથી એક લાકડું છાનુંમાનું તોડી એક નાનું ધનુષ તૈયાર કરાવ્યું. કમાનને છેડે દોરી બાંધી એણે બાણ પણ તૈયાર કરી દીધું. અપુનું કામ થઈ જવાથી ખૂબ આનંદમાં તે રાતદિવસ ધનુષબાણ લઈને રખડવા લાગ્યો. વારે વારે ધનુષ ઊંચું કરી આકાશ તરફ બાણ છોડે અને પછી ફૂલની જેમ મોં ઊંચું કરી એકીનજરે બાણ તરફ 'અહાહા' કરતો જોઈ રહે. સટ કરીને કમાનમાંથી તીરને છોડતો છોડતો ઘણે દૂર નીકળી જાય.

તીર બહુ દૂર જાય ત્યારે અપુના મનમાં થાય કે બાણ હવે પાછું નહિ આવે, ગયું એ તો–નીલ આકાશને વીંધીને ક્યાં ય ગયું.

બાણુની પાછળનું પૂછડું માત્ર દેખાય છે, પરંતુ અણી ક્યાં ય નજરે પડતી નથી. અપુ આશ્ચર્યથી એ બાજુ જોઈ રહે છે. "અરે! એટલી વારમાં બાણ ક્યાં ગયું? ઠીક, હવે જો પાછું ન આવે તો? તેમ પણ કેમ ન થાય?" જોતજોતાંમાં તો બાણ જાણે થોડી વાર થંભીને પછી એકાએક ઉપરથી ચક્કરચક્કર ફરતું ભારે થઈને ખુલ્લી જમીન તરફ અણી ફેરવીને સન સન કરતું ઊતરી આવે અને ડક કરતું જમીન પર પડી જાય છે. અપુ દોડી જઈને બાણને સંભાળપૂર્વક જમીન પરથી ઉપાડે છે. "હવે બાણ ક્યાં છોડું? એકદમ· પેલા વાંસના ઝાડ પર થઈને ક્યાંનું ક્યાં! આટલી પાસે, હાથની મુઠ્ઠીમાં રહેતી ચીજને એકાએક ઊંચે છોડી દેતાં ક્યાંની ક્યાં જઈને પહોંચે? પંખીના ટોળાને સાંજ સમયે ઘેર પાછા ફરવાનો અને બપોરે તડકામાં સમડીને ઊડવાનો એ રસ્તો, એનું બાણ પણ એ રસ્તે જ. કેટલે બધે દૂર!" આ વિચાર આવતાં બાણ એની પાસે એક રહસ્યમય વસ્તુ બનીને ઊભી રહે છે.

દૂર દૂરની અનેક વાતોથી એના બાળક-મનમાં એક વિસ્મયથી ભરપૂર આનંદની સૃષ્ટિ રચાઈ ગઈ. નીલું આકાશ કેટલું દૂર! પતંગથી યે દૂર, કોઠીના મેદાનથી યે ઘણે દૂર. એ સમજી ન શકે, કોઈને કહી ન શકે, પરંતુ આ બધી વાતથી એનું મન ક્યાંક ઊડવા લાગ્યું. આમાં સૌથી આશ્ચર્યની વાત તો એ હતી કે દૂર દૂરની આ કલ્પના એના મનને ગોદમાં લઈ જાણે એને ક્યાંક ઉપાડી જતી! બરોબર એ જ વખતે એને મા બહુ યાદ આવી જતી. એકાએક એને થતું કે પોતે જ્યાં જાય છે ત્યાં મા નથી. આ રીતે મા પાસે જવાને મન વ્યાકુળ થઈ જતું. આવું તો કેટલી ય વાર થતું. આકાશના રંગમાં કેટલે ય દૂર એક સમડી ઊડતી હતી-ક્રમે ક્રમે નાની નાની થતી-લીલા તાડના ઝાડની ઊંચી ટોચને વટીને દૂર આકાશમાં મળી જતી-જોતજોતાંમાં ઊડતી સમડી દૃષ્ટિમાંથી બહાર જતી. અપુ નજર ખેંચી લઈને બહારના વાડામાંથી એક

દોટે રસોડામાં કામ કરતી માને વળગી પડતો. મા કહેતી, “ જુઓ જુઓ છોકરાનાં કામ. છોડ, છોડ, જો ને ગંદા હાથ, મૂકી દે. મારા માણેક, મારા સોના, તારા માટે જ જો આ ચીંગડી માછલી ભૂંજું છું. તને ચીંગડી માછલી બહુ ભાવે છે ને ? અરે, મૂકી દે હવે. હેરાન કર મા. ”

ભોજન કર્યા પછી બપોર વખતે એની મા કોઈ કોઈ વાર બારીની બાજુમાં લૂગડું પાથરો સૂતી સૂતી મહાભારત રાગથી વાંચતી. ઘરની બાજુના ઝાડ પર શંખચીલ બોલતું. અપુ પાસે બેસીને હાથના લખેલ ક, ખ, ગ લખતો લખતો શાંતિથી મહાભારત સાંભળતો. દુર્ગાને એની મા કહેતી. “ એક પાન તૈયાર કરી દે તો દુર્ગા ! ” અપુ કહે, “ મા, પેલી લોભિયાની વાત ! ” એની મા પૂછે, “ લોભિયાની કઈ વળી કહે તો ? પેલી હરિ હોડેરની ? અન્નદા મંગલની છે એ તો નહિ ? ” પછી પાન મોંમાં મૂકી એ રાગ કાઢીને વાંચવા લાગેઃ

રાજા બલે શુણ શુણ મૂનીર નંદન
કહીબ અપૂર્વ કથા ના જાય વર્ણન
સોમદત્ત નામે રાજા સિંધુદેશે ઘર
દેવદ્વિજે હિંસા સદા અતિ

અપુ એ રીતે માના મોં પાસે હાથ લાવીને બોલે, “ મને થોડું પાન ? ” મા ચાવેલું પાન મોંમાંથી લઈ છોકરાના ધરેલા હાથમાં આપીને બોલે, “ આ બહુ કડવું. આ ખાવું સારું નહિ – રોજ ના પાડું છું કે ખાવા જેવું દુકાનેથી કાંઈ ન લાવે તો યે–”

વાંસવનનો બપોરનો તાપ શેવડા ઉપર વરસતો હતો. સામેના ગાઢા વનની તરફ બારીમાંથી જોતાં જોતાં મહાભારતની અને વિશેષતઃ કુરુક્ષેત્રના યુદ્ધની વાત સાંભળતાં સાંભળતાં તે તન્મય થઈ જાય. મહાભારતનાં બધાં ચરિત્રોમાં કર્ણનું ચરિત્ર એને બહુ

સારું લાગતું. કર્ણ ઉપર એને મમતા થઈ ગઈ હતી. રથનાં ચક્ર જમીનમાં ખૂંચી ગયાં છે, બંને હાથે મહામહેનતે જમીનમાંથી ચક્ર બહાર ખેંચી કાઢવા પ્રયત્ન કરે છે, નિઃશસ્ત્ર, અસહાય, મૂંઝાયલા કર્ણની વિનંતિ અને અનુરોધની ઉપેક્ષા કરી અર્જુન તીર ફેંકી એને મારી નાખે છે-માને મોંએ આ ભાગ સાંભળતાં સાંભળતાં અપુનું બાલ-હૃદય ભરાઈ જાય છે. આંખનાં પાણી રોક્યાં રોકાતાં નથી, આંખમાંથી ટપકીને નરમ ફૂલ જેવા ગાલ પરથી વહી નીચે સરી જાય છે. સાથે સાથે બીજાના દુઃખથી પોતાની આંખમાંથી આંસુ વહ્યાનો જે આનંદ થાય એની સજીવ લાગણી એના બાલમનોરાજ્ય ઉપર વારે વારે જાગે છે. જીવનપથની જે દિશામાં માણસનાં દુઃખ, દારિદ્ર, વ્યથા અને મૃત્યુની વેદના રહી છે તેની સુગંધ આ જૂની ફાટેલી ચોપડીનાં પાનાંમાંથી માના મીઠા સૂર દ્વારા ધખતા બપોરે ચમત્કારિક રીતે મળ્યા કરે છે.

સાંજ પડયે મા ઘરકામ માટે ઊઠી જાય. એ બહાર આવી ઓસરીમાં ઊભો રહી દૂરના પેલા વડના ઝાડ તરફ રોજ રોજ જુએ. ખરો ચૈત્ર-વૈશાખનો તાપ હતો એટલે ઝાડની ટોચ ધૂપ છવાયો હોય એવી અસ્પષ્ટ હોય, અથવા તો ગ્લાનિભર્યો પ્રકાશ નિશ્ચિંત રીતે ઝાડની ટોચે પડી રહ્યો હોય. સૌ કરતાં સાંજનો ઝાડ પર પથરાઈ ગયેલો આવો પ્રકાશ જોતાં એના મનમાં કાંઈક થઈ જતું. જાણે આ વડ એ જ એનો કર્ણ, અને ઝાડની પેલી બાજુ, આકાશ નીચે ઘણે દૂર ક્યાંક, હજી પણ જમીનમાંથી રથનું ચક્ર બે હાથે મહામહેનતે ખેંચીને રોજ એ ઉપાડે છે. અર્જુને રાજ્ય મેળવ્યું, માન મેળવ્યું, રથ ઉપરથી બાણ ફેંકી મૂંઝાયલા શત્રુનો નાશ કર્યો તે અપુને મન વિજયી વીર નથી. વિજયી તો છે કર્ણ, જે માણસોની આંખનાં પાણીમાં હજુ જીવનો છે-માણસની વેદનાનો સહાનુભૂતિ-કારક સહચર તરીકે વિરાજમાન થયેલો છે.

રોજ રોજ મહાભારતના યુદ્ધની વાર્તા સાંભળતાં સાંભળતાં

એના મનમાં થતું કે યુદ્ધનાં શસ્ત્રો માટે મહાભારતમાં બહુ ઓછું લખ્યું છે. એનો અભાવ પૂર્ણ કરવા માટે અને યુદ્ધશસ્ત્રનો ઉપભોગ કરવાની પોતાની ઇચ્છા સંતોષવા માટે એણે એક ઉપાય શોધી કાઢ્યો. એક બાંખારી એટલે કે કોઈ હલકા ઝાડની ડાળીને શસ્ત્રસ્વરૂપે હાથમાં લઈ એ ઘર પછવાડે વાંસવના રસ્તા પર કે બહાર વાડામાં આંટા મારે, અને એકલો એકલો બોલે, 'ત્યાર પછી દ્રોણે તો એકી સાથે દસ બાણ છોડયાં તો અર્જુને કેવું કર્યું, કે એક સાથે બસો બાણ ફેંકયાં! ત્યાર પછી કેવું યુદ્ધ જામ્યું! કેવું યુદ્ધ! બાણની ચોટથી ચારે બાજુ અંધકાર થઈ ગયો.' અહીં તે મનમાં મનમાં જેટલાં બાણ થયાં તેની કલ્પના પોતાની ઇચ્છા સંતોષવા કરે. જો કે એની કલ્પનાની ધારા માને મોંએ સાંભળેલ મહાભારતવર્ણિત યુદ્ધની પ્રણાલીને વટાવી ન જાય. 'ત્યાર પછી અર્જુને તો એવું કર્યું કે ઢાલ ને તલવાર લઈ રથમાંથી કૂદી પડયો – પછી એ યુદ્ધ! દુર્યોધન આવ્યો, ભીમ આવ્યો. બાણથી આકાશમાં અંધારું છવાઈ જાય છે. હવે કશું દેખાતું નથી.'

ગ્રીષ્મકાળનો દિવસ છે. વૈશાખ માસ ચાલે છે. નીલમણિ-રાયના ઘર તરફ જંગલને શેઢે, અપુની કલ્પનામાં, એ દિવસે બપોર પહેલાં થોડી વારે દ્રોણગુરુ મહા વિપાદમાં પડેલા છે. કપિધ્વજ રથ એકીસાથે એની ટોચ પર ફરકે છે. ગાંડીવ ધનુષમાંથી બ્રહ્માસ્ત્ર છૂટવાને એક પલક માત્રની વાર છે. કુરુસૈન્યમાં હાહાકાર ઊઠ્યો છે. આવે વખતે શેવડા વનની પેલી બાજુથી એકાએક કોઈ કે કુતૂહલભર્યા અવાજે પૂછ્યું, "કેમ રે અપુ?" અપુએ ચમકી જઈને કાન સુધી તાણેલી પણછ એકદમ છોડી દઈ ઊંચુ જોયું, તો એની દીદી જંગલમાં ઊભી ઊભી તેની તરફ ખિલખિલાટ કરતી હોય છે. અપુને જોતાં જ બોલી, 'અરે પાગલ! એકલો એકલો શું બકે છે? બડ બડ કરે છે ને હાથ પગ કેમ હલાવે છે?' પછી તે

દોડીને આવી. ભાઈના કુમળા ગાલ પર પ્રેમભરી ચૂમી લઈને બોલી, "પાગલ, શું બોલતો હતો એકલો એકલો ?"

અપુ લજ્જિત મુખે વારે વારે કહેવા લાગ્યો, "હા, બકતો હતો, જા."

દુર્ગા હસવું રોકી બોલી, "ચાલ મારી સાથે" અને અપુનો હાથ પકડી વનમાં લઈ ચાલી. થોડે દૂર જઈ હસતા મોંએ આંગળી બતાવી તે બોલી, "જુએ છે ? કેટલાં સફરજન પાકચાં છે ? આને કેમ કરીને પાડશું, કે' જોઈએ ?"

અપુ બોલ્યો, "ઓ ! આટલાં બધાં દીદી ? એક વાંસથી ન પડાય ?' દુર્ગા બોલી, "તું એક કામ કર, દોડી ઘરમાંથી ખંપાળી લઈ આવ, ખંપાળીનો ધક્કો મારતાં નીચે ઢગલો થશે."

અપુ બોલ્યો, "તું અહીં ઊભી રહે દીદી, હું લાવું છું–"

અપુ તુરત ખંપાળી લાવ્યો. બંનેએ મળી બહુ પ્રયત્ન કર્યો પણ ચાર પાંચથી વધુ ફળ ન પડચાં. ખૂબ ઊંચું ઝાડ, ને સૌથી ઊંચી ડાળે જે ફળ હતાં એને ખંપાળીથી દુર્ગા પહોંચી શકી નહિ. એ બોલી, "ચાલ, આજ આટલાં જ લઈ જઈએ– નહાવા જતી વખતે માને સાથે લાવશું, માના હાથ બરોબર પહોંચશે. લાવ સફરજન, મને દે. તું ખંપાળી લે. ફૂલનું લટકણિયું લેશું ?"

એક નીચી ઝાડી પર જંગલી ફૂલની લતા ઉપર ધોળાં ધોળાં ફૂલનાં ઝૂમખાં હતાં. દુર્ગા હાથથી ફૂલોને ઉતારી પાસેના ફૂલનું ઝૂમખું તોડતાં બોલી: 'આ બાજુ આવ, છોગું પે'રાવી દઉં–"

અપુની દીદી જંગલી ફૂલોના છોગાથી સુંદર લાગતી હતી. વનવનમાં ફરી, તપાસ કરી એ હમેશ ફૂલ શોધી લાવે, પોતે પહેરે અને પછી કેટલીક વાર અપુને પહેરાવે, પરંતુ અપુ છોગું પહેરવું

પસંદ કરતો નહિ. એને ઇચ્છા થઈ કે છોગાની જરૂર નથી એમ કહું, પરંતુ દીદીની બીકે કાંઈ બોલ્યો નહિ—દીદીને ખીજવવાની તો એને પહેલેથી જ ઇચ્છા નહોતી, કારણુ દીદી વનવનમાં ફરી, કોર, જામફળ, સફરજન, આમ વગેરે ભેગું કરી તેને છાનુંમાનું ખવરાવતી. એટલે દીદીની વાત ન ગમે તો યે એ કબૂલી લેતો.

દુર્ગાએ એક ઝૂમખું તોડયું. સફેદ પાણીની જેમ જે રેસા બહાર આવ્યા હતા તેની મદદથી અપુના નાકે ઝૂમખાને બાંધી દીધું. પછી પોતે એક પહેર્યું, પછી ભાઈની હડપચી પકડી મોં પોતાની પાસે લાવી હેત કરીને બોલી, " જોઉં, કેવું દેખાય છે? વાહ! બહુ સારું લાગે છે. ચાલ માને બતાવીએ."

અપુ લજ્જિત મોંએ બોલ્યો, "ના, દીદી "

"ચાલને ? જો, કાઢતો નહિ, બહુ સારું લાગે છે."

ઘેર આવી દુર્ગાએ સફરજન રસોડાના ઉંબરમાં મૂકયાં. સર્વજયા રાંધતી હતી. જોઈને ખૂબ ખુશી થઈ બોલી, "કયાંથી લઈ આવી ?"

દુર્ગા બોલી, "આ લીંબુના વનમાંથી. ઘણાં છે, તું કાલ જઈને પાડીશ ને મા? એવાં પાકાં, સિંદૂર જેવાં લાલ-લાલ" દુર્ગા આઘી ખસીને બોલી, " જો, મા."

અપુ છોગું પહેરીને દીદી પાછળ ઊભો છે. સર્વજયા હસીને બોલી, "ઓ માડી! આ વળી શું? કોણ છે? ઓળખી જ શકતી નથી!"

અપુએ લજ્જાથી એકદમ નાકના ટેરવા પરથી ફૂલનું ઝૂમખું કાઢી નાંખ્યું ને બોલ્યો, "આ દીદીએ પહેરાવ્યું છે."

દુર્ગા એકાએક બોલી ઊઠી – " ચાલ રે અપુ – આ ડુગડુગી ક્યાંક વાગે છે – ચાલ, વાંદરાં રમાડતો હશે – જલદી ચાલ – '

આગળ આગળ દુર્ગા ને એની પાછળ પાછળ અપુ દોડીને ઘર બહાર નીકળી ગયાં. રસ્તા પર જોયું તો વાંદરો ન હતો, પેલી શેરીનો મીઠાઈ વેચનાર માથે કરંડિયો લઈ ફેરી કરતો

બહાર નીકળ્યો છે. પેલી શેરીમાં એની દુકાન હતી તે કાઢી નાંખીને એ ગોળ ને અનાજનો વેપાર કરતો, પરંતુ પૂંજી ઓછી પડતાં કોઈ રીતે સગવડ કરી શકતો નહિ. થોડા દિવસમાં જ નિષ્ફળ નીવડ્યો. પછી વળી માથે ખૂમચો મૂકીને દુકાને દુકાને બટાટાં, ક્યારેક ક્યારેક પાન વેચતો ફરતો. છેવટે એમાં પણ સગવડ ન થઈ ત્યારે તે કોથળા માથે મૂકી મજૂરી કરતો. પછી વળી એકાએક એક દિવસ સૌએ જોયું કે હવે પથરો ને ચૂનો માથે મૂકી વેચતો ફરે છે. લોકો કહેતા કે હવે ધંધો કરવામાં એક માછલી બાકી રાખી છે, એ સિવાય એકેય વસ્તુ બાકી રહી નથી. કાલે દશેરા છે, લોકો આજથી મીઠાઈ-મમરા વેચાતાં લઈ રાખે. મીઠાઈવાળો હરિહરના ઘર પાસેથી ગયો પણ અંદર ડોકાયો નહિ, કારણ કે એ જાણતો હતો કે આ ઘરનાં માણસ કદી કશું ખરીદતાં નથી. તોપણ દુર્ગા અને અપુને બારણામાં ઊભેલાં જોઈને પૂછ્યું: "કંઈ જોઈએ છે?"

અપુએ દીદીના મોં તરફ જોયું. દુર્ગા મીઠાઈવાળા તરફ ડોકી હલાવીને બોલી "ના —"

મીઠાઈવાળાએ ભુવન મુખર્જીના ઘરમાં જઈ માથેથી થાળ ઉતાર્યો કે તુરત ઘરનાં છોકરાંઓ કલરવ કરતાં કરતાં એને ઘેરીને ઊભાં. ભુવન મુખર્જી સ્થિતિસંપન્ન છે – ઘરમાં પાંચ છ તો કોઠીઓ છે. આ ગામના અન્નદારાયથી બીજા નંબરે જમીન અને સંપત્તિમાં તેમનું નામ ગણી શકાય. ભુવન મુખર્જીની સ્ત્રી ઘણા દિવસથી મરી ગઈ છે. હાલ એના નાનાભાઈની વિધવા ઘરની કર્તાહર્તા છે. નાની વહુની ઉમર ચાળીસ ઉપર હશે. અતિ કડક મિજાજની સ્ત્રી તરીકે એની ખ્યાતિ છે.

નાની વહુએ એક માંજેલો પિત્તળનો થાળ લાવી મીઠાઈવાળા પાસેથી મમરા, સંદેશ, પતાસાં દશેરાની પૂજા માટે લીધાં. ભુવન

મુખર્જીનાં છોકરાંઓ અને એનો પોતાનો છોકરો સુનીલ ત્યાં જ ઊભાં હતાં. એમને માટે પણ ખાવાનું લીધું. અપુને સાથે લઈને દુર્ગા મીઠાઈવાળાની પાછળ પાછળ આવી ને વાડામાં ઊભી હતી એ જોઈને નાની વહુ તેના છોકરા સુનીલને વાંસામાં ધબ્બો મારી એક ઠેલો દઈને બોલી, ' જાઓ, ને ઓસરીમાં બેસીને ખાવ – અહીં ઠાકુરનો પ્રસાદ મોંમાંથી પાડીને અભડાવી નાંખશે. '

મીઠાઈવાળો એનો મોટો થાળ માથે મૂકીને બીજા ઘરે ચાલ્યો. દુર્ગા બોલી, ' આવ અપુ, ટુનુને ઘેર જઈએ – '

તેઓએ બહારનો દરવાજો વટાવ્યો કે નાની વહુ બોલી ઊઠી, " દેખતાં નથી? જાણે અભડાવવાનો જ એમનો સ્વભાવ – પોતાને ઘર છે, લઈને બેઠાં બેઠાં ખાવ ને? આ તો માણસના બારણે બારણે – જેવી મા એવી દી — "

આ બાજુ વાડા બહાર જઈને દુર્ગા ભાઈને આશ્વાસન આપતા અવાજે બોલી, ' મીઠાઈ ખાવામાં બહુ ભારે, બાપા પાસેથી રથજાત્રાને દિવસે ચાર પૈસા લેશું – બે તારા ને બે મારા, હું ને તું મમરા લઈને ખાશું. '

થોડી વાર પછી વિચાર કરીને અપુએ પૂછ્યું, " રથજાત્રાને હવે કેટલા દિવસ બાકી છે દીદી? "

## ૬

થોડા માસ વીતી ગયા છે.

સર્વજયા ભુવન મુખજ્જેના ઘરના કૂવેથી પાણી ભરી આવી. પાછળ પાછળ માના છેડાને મૂઠીમાં પકડીને અપુ પણ એ ઘરમાંથી આવ્યો. સર્વજયા ઘડો ઉતારીને બોલી, "તું આમ પાછળ પાછળ ફર્યા કરીશ એ કેમ કામ લાગશે, કહે જોઉં? ઘરનું કામકાજ પૂરું કરું ત્યારે ઘાટે જાઉં ને? કામકાજ કરવા દેવું નથી, એમ ને?"

"હા – હા – કામ તું પછી કરજે. હમણાં ઘાટે ચાલ." માની સહાનુભૂતિ મેળવવાની આશામાં અપુ અતિ કરુણ સ્વરે બોલ્યો: 'ઠીક, અમારે કાંઈ ખાવું નહિ હોય? આજ ચાર દિવસથી કાંઈ ખાધું છે?"

"તું ન ખા તો હું શું કરું? તડકે રખડી રખડીને તાવ વધાર્યો, કહેલું તો કોઈ દિવસ કાને ન ધરવું – ઘરનું કામ પૂરું કરું ત્યારે ઘાટે જાઉં ને? બેઠી તો નથી? જા – આ રીતે હેરાન કરીશ નહિ – તારા હુકમ પ્રમાણે કામ કરવાનો મને જોગ નથી. જા —"

અપુએ માનો છેડો વધુ જોર કરીને મૂઠીમાં પકડ્યો ને બોલ્યો, "તને કામ કરવા જ નહિ દઉં. રોજ તો કામ કરે છે, એક દિવસ

ખાલી ન રખાય? હમણાં જ ઘાટે ચાલ – ના, હું સાંભળીશ નહિ – કર જોઉં, કેવી રીતે કામ કરે છે?"

સર્વજયા પુત્ર તરફ જોઈ હસીને બોલી, "આ રીતે હેરાન ન કર છીં... હમણાં કામ પૂરું થઈ જશે, હવે થોડીક વાર સબૂર કર, ઘાટે જઈશું, આવીને તને ભાત કરી દઈશ. તોફાન શું કામ કરે છે? છોડ છેડો, પલતાની કેટલી ભાજી ખાઈશ, કહે જોઉં?"

એકાદ કલાક પછી અપુ ખૂબ આનંદથી ખાવા બેઠો. થોડું ખાધા પછી પ્યાલો ઉપાડી ચક ચક કરતો અર્ધોક ખાલી કરી નાંખ્યો. એ પછી બે એક કોળિયા ભરી થોડા ભાત છાંડ્યા, ને બાકી રહેલું પાણી પૂરું કરી હાથ જોડીને બેઠો.

"શું ખાધું? આટલી વાર ખાવું ખાવું કરીને હેરાન કરી. 'પલતાનાં વડાં, પલતાનાં વડાં' કરતો હતો. એ તો બધાં પડ્યાં મૂક્યાં, ખાધું શું ત્યારે?"

સર્વજયા એક વાટકી દૂધમાં થોડા ભાત નાંખી પુત્રને ખવડાવવા બેઠી. એના સ્વભાવ પ્રમાણે ખવડાવતાં ખવડાવતાં બોલી: "ઓસામણ નહિ, મીઠાઈ નહિ–માત્ર ભાત ભાત ને ભાત. બિચારું છોકરું ખાય શું?" અપુએ ખાવાનું છોડી દીધું ને બીજું માગવા લાગ્યો: "જીવીશ કેમ કરીને? મારો જીવ બાળવા આવ્યો છે, બીજું તો કાંઈ નથી. એ રીતે મોં ન ફેરવ, અપુ! બેટા, જો આ એક કોળિયો લે એટલે પત્યું. પછી ટુનુના ઘેર મનસાદેવીની કથા છે, તને ખબર છે ને? જલદી જલદી ખાઈને ચાલ. આપણે સૌ જઈએ."

દુર્ગા ઘરમાં આવી. ક્યાંકથી રખડીને આવી છે. પગ ધૂળવાળા, કપાળ પર વાળની આખી લટ લગભગ ચાર આંગળ ઊંચી ઊડે છે. એ આખો વખત પોતાને મન ફાવે ત્યાં ફરે છે. શેરીની

સરખી ઉંમરની છોકરીઓ સાથે મોટે ભાગે એ રમતી નથી. ક્યાં કઈ વાડ પર બૈચી પાકી છે, કાદેર બાગમાં કયા ઝાડ પર કેરીની સાખ બેઠી છે, કયા વાંસનો કોર ખાવામાં મીઠો છે એ બધું એની નજરમાં જ રહેતું. રસ્તે ચાલતાં ચાલતાં તે હમેશાં રસ્તાની બંને બાજુએ સતર્ક નજરે જોતી જોતી ચાલતી-ક્યાં ય કાંચપોકાં બેઠાં છે કે નહિ? જો ક્યાંય કંટીકારી ઝાડ પર પાકાં ફળ જુએ તો તુરત જ રમત રમતી વખતે શાક માટે વીણવા બેસી જાય. કદાચ રસ્તામાં ક્યાંક બેસીને જુદી જુદી જાતના પાંચીકા વીણી, ખરાબ ફેંકી દઈને પરીક્ષા કરવા બેસે કે ગંગાજમનાની રમતમાં કયા સારી રીતે તાકી શકાશે. પરીક્ષામાં જેટલા સારા હોવાનું પ્રમાણ મેળવે એટલાને તે સંભાળથી છેડે બાંધી લે. હમેશાં તે ઢીંગલીની પેટી ને રમતના ઘરનો સામાન લેવામાં ખૂબ જ રોકાયેલી રહે.

એણે આવીને અપરાધીની જેમ મા તરફ જોયું. સર્વજયા બોલી, "આવ્યાં? આવો, ભાત તૈયાર છે, ખાઈને અમારો ઉદ્ધાર કરો; ત્યાર પછી વળી જ્યાં રખડવાનું હોય ત્યાં રખડવા જજો. વૈશાખ મહિનાના દિવસે જો ને બધી છોકરીઓ ગોરપૂજા કરે છે, શિવપૂજા કરે છે અને આવડી મોટી હોળાયા જેવી રાત દિવસ કેવળ રખડ રખડ, સવાર પડ્યું ન પડ્યું ત્યાં તો ઊપડે છે. વળી બપોરે રખડવા ગઈ. અત્યારે આવી ઘેર. માથાના દીદાર તો જો? નહિ જરા યે તેલ કે નહિ જરા ય કાંસકી અડાડવી -- કોણ તને બ્રાહ્મણની છોકરી કહે? બરાબર જાણે વાઘરીની છોકરી પાકી. વિવાહ પણ કોઈ વાઘરીના ઘેર થશે. છેડે આ બધી શી ધનદોલત બાંધી છે? ઉખેળ — "

દુર્ગા બીતી બીતી છેડાની ગાંઠ છોડતાં બોલી, "પેલા રાયકાકાના ઘરની સામે કાલકાસુંદે ઝાડ..." પછી ઘૂંટડો ગળી ગઈ.

સર્વજયા તેલમાં જેમ શાક કકડે એવી રીતે ખિજાઈને બોલી, "ધૂળ-રાખના અહીં ઢગ કરે છે. રાતદિવસ એ જ બાંધી બાંધીને ફરે છે. આજ લાત મારીને તારી ઢીંગલીની પેટી પેલા વાંશતલારના તળાવમાં ફેંકી ન દઉં તો જોજે."

સર્વજયાનું કહેવાનું પૂરું થાય એ પહેલાં જ એક બનાવ બન્યો. આગળ ભુવન મુખર્જીના ઘરની નાની ઠાકુરણ ને તેની પાછળ પાછળ તેની છોકરી ટુનુ અને તેના દેરનો છોકરો સતુ – તેની પાછળ બીજી ચાર પાંચ છોકરીઓ સામેના દરવાજામાંથી અંદર આવી. નાની ઠાકુરણે કોઈ તરફ ન જોયું કે ઘરના કોઈની સાથે વાત ન કરી. સીધી હણહણાટી કરતી અંદર ઓસરીમાં ચાલી ગઈ. પોતાના છોકરા તરફ ફરીને બોલી, "ક્યાં છે? લઈ આવ ઢીંગલીની પેટી, બહાર કાઢ જોઉં?"

આ ઘરનું કોઈ પણ કાંઈ કહે એ પહેલાં ટુનુ અને સતુ બંને મળીને દુર્ગાની પતરાની ઢીંગલી-પેટી ઘરમાંથી બહાર લઈ આવ્યાં. ઓસરીમાં ઉતારી એટલે ટુનુ પેટી ખોલી શોધખોળ કર્યા પછી એક શંખની માળા બહાર કાઢીને બોલ્યો, "આ જ, જો મા, મારી પેલી માળા. પેલે દિવસે એ રમવા આવેલી ત્યારે ચોરી આવી છે."

સતુ પેટીના એક ખૂણામાં તપાસ કરીને થોડી કેરીની સાખો બહાર કાઢીને બતાવી બોલ્યો, "આ જુઓ જેઠીમા, આપણા સોનામુખી ઝાડની કેરી પાડી લાવી છે."

બનાવ એટલો ચમત્કારિક રીતે બન્યો કે એની ઉતાવળ ઘરનાં સૌને માટે રહસ્યમય બની ગઈ. તુરતમાં તો કોઈના મોંમાંથી એક શબ્દ પણ બહાર ન નીકળ્યો. થોડી વાર પછી સર્વજયા શબ્દો શોધી લઈને બોલી, "શું? શું કાકીમા? શું થયું છે?" પછી તે રસોડાના ઉંબરમાંથી વ્યગ્રભાવે ઊઠીને આવી.

" આ જો ને, શું થયું છે તે? પરાક્રમ તો જુઓ એક વાર. તારી છોકરી તે દિવસે રમીને જતાં ટુનુની ઢીંગલીની પેટીમાંથી આ શંખની માળા ચોરી કરીને લઈ આવી છે. છોકરી કેટલા ય દિવસથી શોધી શોધીને હેરાન થઈ ગઈ. પછી સતુએ આવીને કહ્યું કે તારી શંખની માળા દુર્ગાદીદીની પેટીમાં હું જોઈને આવ્યો – જુઓ એક વાર એનું આ કામ. તમારી આ છોકરી ઓછી નથી. ચોર! ચોરથી યે વધારે મોટી ચોર – અને આ જુઓ ને, બાગમાંથી કેરીની સાખો પડ્યાને વાર નથી થઈ. ચોરી કરીને અહીં પેટીમાં છુપાવી રાખી છે — "

અચાનક આવી પડેલી બંને ચોરીની ન સમજાય તેવી અણધારી આફતથી દુર્ગા વાડામાં ભરાઈને આકુળવ્યકુળ થતી ઊભી હતી. સર્વજયાએ પૂછ્યું: " આ માળા એમના ઘેરથી લાવી છો?"

દુર્ગાએ જવાબ આપ્યો ન આપ્યો ત્યાં નાની વહુ બોલી, " નથી લાવી, તો શું અમે ખોટું બોલીએ છીએ? આ કેરી જો ને? સોનામુખીની કેરી ઓળખાય નહિ શું? આ પણ ખોટી વાત છે?"

સર્વજયા ભોંઠી પડીને બોલી, " ના, નાની કાકી, તમે એમ ખોટું શા માટે બોલો? હું તો એને પૂછું છું." નાની ઠાકુરણ હાથ હલાવી ગુસ્સાથી બોલી – " પૂછો, હજુ ય પૂછો બાપુ. એ છોકરી સોજી સીધી છોકરી નથી એ હું કહી દઉં છું. આટલી ઉમરે જ્યારે ચોરીની વિદ્યા શીખી છે ત્યારે એ પરથી જ એ શું હશે તે સમજ પડી જાય એમ છે. ચાલ રે સતુ, કેરીની સાખો બાંધી લે, બાગની કેરીઓ આ અભાગણીની નજરમાંથી બચે ત્યારે આપણને જોવા મળે ને? ટુનુ, માળા લઈ લઈશ ને?"

સર્વજયાને કોણ જાણે કેમ એકદમ ગુસ્સો આવ્યો – ઝઘડાથી

તે કાંઈ ડરી જાય એવી નહોતી. એ બોલી, “ શંખની વાત તો હું જાણતી નથી નાની કાકી, પરંતુ કેરીની સાખો એણે પાડી છે કે એ નીચેથી વીણી લાવી છે એ એના પર લખેલું નથી. નાની કાકી ! અને બાળક જ્યારે ઘેર લઈ આવે — ”

નાની ઠાકુરણ અગ્નિમૂર્તિ થઈને બોલી, “ વાત તો સારી રીતે કાપી નાખતાં આવડે છે ! મારી સાખને નામ લખ્યું નથી તો તમારા કયા બાગમાંથી આ લઈ આવ્યાં છો એ તો કહો ? પૈસાને પણ નામ નથી લખ્યાં હોતાં – તો એ પણ હાથમાં આવે એટલે લઈ આવો છો ? આજ એક વરસ ઉપર થઈ ગયું – આજ દઈશ, કાલ દઈશ. પૈસા આપી દો. હવે હું રાખી શકીશ નહિ. પૈસાની સગવડ કરી રાખજો એ કહી દઉં છું.”

મંડળ સહિત નાની ઠાકુરણ બારણા બહાર ચાલી ગઈ. સર્વજયાએ સાંભળ્યું કે રસ્તા પર કોઈની સાથે તે મોટા અવાજે બોલતી હતી. “ પેલી આ ઘરની છોકરીએ ટુનુની પેટીમાંથી આ શંખની માળા ચોરી જઈને કર્યું કેવું ? પોતાની પેટીમાં મૂકી દીધી. અને જુઓ ને આ કેરીઓ. પાસે જ બગીચો. જેટલી પાડવી હોય એટલી પાડે. એને કહેવા ગઈ તો એની મા અત્યારે કેટલું ય બોલી. એ લાવી, બાળક છે. એ રીતે લઈ પણ આવે, એના પર શું તમારું નામ લખ્યું છે ? મા...ડી, કેવી ચોર ! શીખવ્યા વિના છોકરી આવી થાય ? આખું ઘર ચોર ત્યાં શું થાય ?”

અપમાનના દુઃખથી સર્વજયાની આંખમાં પાણી આવ્યાં – એણે ફરીને દુર્ગાના લૂખા વાળ તાણીને પકડ્યા – દાળ ભાત ચોળેલા હાથે જ દોટ મૂકીને તેની પીઠ પર મૂકી ઉપર મૂઠીના ધબ્બા મારતી બોલી, “આફત છો બાપ ! શી ખબર ક્યાંથી આવી છે ? મરે તો દુઃખ ટળે – પણ મરે શેની, નસીબમાં સાથે જોડાણી છે તે ? ભાગ ઘરમાંથી – દૂર થઈ જા – જા, અત્યારે જ ભાગ. ”

દુર્ગા માર ખાતી ખાતી બીકમાં જ ખડકીના બારણામાંથી બહાર ભાગી ગઈ. એના તૂટેલા વાળની બેએક ભૂખરી લટો સર્વજયાના હાથમાં રહી ગઈ.

અપુ ખાતાં ખાતાં અચંબાથી બધી ઘટના જોતો હતો. દીદી શંખની માળા ચોરીને લાવી છે કે નહિ તેની તેને ખબર નહોતી. આ પહેલાં શંખની માળા એણે કદી જોઈ નહોતી. પરંતુ કેરીની સાખ ચોરેલી નહોતી તે એ પોતે જાણતો હતો. કાલ સાંજે દીદી એને સાથે લઈને ટુનુના બાગમાં કેરી વીણવા ગઈ હતી. સોનામુખી નીચે ખૂબ કેરી પડી હતી તે દીદીએ વીણી તે એ જાણતો હતો. કાલથી કેટલી ય વાર દીદીએ કહેલું, "એ અપુ, ફરી આ કેરીની સાખમાં મીઠું મેળવશું ને ?" પરંતુ મા વિઘ્નરૂપે ઘેર હોવાને કારણે એ પ્રસ્તાવનો અમલ થવા સંભવ નહોતો. દીદીની અત્યંત આશાભરી કેરી આ રીતે ગઈ અને વળી ઉપરાંત દીદીએ આવો માર ખાધો. દીદીના વાળ તોડી નાંખવા બદલ એને મા પર બહુ ગુસ્સો આવ્યો. જ્યારે એણે દીદીના માથાની ઉપર રુક્ષ વાળની એક લટ ઊભી થઈને હવામાં ઊડે ત્યારે કોણ જાણે કેમ દીદી ઉપર એને અત્યંત હેત ઊપજે, ને કોણ જાણે મનમાં થાય કે દીદીનું કોઈ ક્યાં ય નથી. એ જાણે એકલી જ ક્યાંકથી આવી છે. એનું સાથી અહીં કોઈ નથી.એના મનમાં માત્ર એટલું જ થતું કે એ કોઈ પણ રીતે દીદીનું સઘળુ દુઃખ મટાડી દે–બધો અભાવ પૂર્ણ કરી દે–એની દીદીને તે આટલું ય કષ્ટ પડવા ન દે.

ખાધા પછી અપુ માની બીકે ઓરડામાં બેસી વાંચવા લાગ્યો. પરંતુ એનું મન રહી રહીને બહાર દોડી જતું. જરા સાંજ પડી એટલે એ ટુનુને ઘેર, પટલીદે ના ઘેર, નેડાને ઘેર એકેએક સૌના ઘેર શોધી આવ્યો, દીદી ક્યાં ય નથી – રાજકૃષ્ણ પાલિતની સ્ત્રી

ઘાટ પરથી પાણી ભરીને આવતી હતી તેને પૂછ્યું, "જેઠીમા, મારી દીદીને જોઈ? એણે આજ ભાત ખાધો નથી–કાંઈ ખાધું નથી. માએ આજ એને બહુ મારી છે, માર ખાઈને ક્યાંક જતી રહી છે, જોઈ છે એને જેઠીમા?"

ઘર પાસેના રસ્તા પર જતાં જતાં વિચાર્યું, વાંસવનમાં એ કદાચ જઈને બેઠી હશે. ત્યાં જઈને બધે ખોળી જોયું. ખડકીના બારણામાંથી ડોકું કાઢીને જોયું તો ઘરમાં કોઈ નહોતું. કોણ જાણે એની મા ઘાટે કે કોઈ બીજી જગાએ ગઈ લાગે છે. ઘરમાં છાયો આવી ગયો છે. સામે બારણા પાસે વાંસનું ઝાડ ઝૂકી પડ્યું છે. એની એક નમી ગયેલી સૂકી પાકેલી ડાળ પર એનું પરિચિત પેલું લેજ – ઝોલા – પીળું પંખી આવીને બેઠું છે. હમેશ સંધ્યા પહેલાં થોડી વારે તે ક્યાંકથી આવીને આ જ વાંસના ઝાડ પર આ જ પાકેલી ડાળી ઉપર બેસે, રોજ – રોજ – રોજ. અને વળી કેટલાં ય પંખી ચારે બાજુ વનમાં કીલ કીલ કરે છે. નીલમણિરાયનું બળેલું ઘર ઝાડપાનની ઘટા છવાયાથી ભરાઈ ગયું છે. અપુ ઓસરીમાં ઊભીને દૂરના પેલા વડના ઝાડની ટોચ તરફ જુએ છે. થોડાંએક રંગીન કિરણો ઝાડની ટોચ પર હજુએ પડેલાં છે. વચલી ડાળે એક કાંઈ ધોળું ધોળું ઝૂલે છે, બગલું હશે? ના, ના, કોઈ નો છૂટી ગયેલો પતંગ અટકી ગયો લાગે છે–આખું આકાશ ફેલાઈને જાણે છાયા અને અંધકાર ઉતારે છે. ચારે બાજુ નિર્જન – કોઈ ક્યાંય નથી. નીલમણિરાયના બળેલ ઘરમાં કયુ ઝાડ પર હોલો ઘટાદાર નવાં પાન ટચ ટચ કરે છે–એના મનમાં ફરી એ જ વિચાર આવ્યો. કેટલી વાર થઈ એને ગયા? ઘેર આવશે નહિ? ખાધું નથી, ક્યાં ગઈ દીદી?

ભુવન મુખર્જીને ઘેર બધાં છોકરાંઓ મળીને વાડામાં

સંતાકૂકડી રમે છે. રાણુ એને જોઈને દોડીને આવી. "ભાઈ, અપુ આવે છે. એ મારી તરફ રહેશે. આવ રે અપુ !" અપુએ એનો હાથ છોડાવી લઈને કહ્યું, "હું રમીશ નહિ રાણુદીદી, દીદીને જોઈ છે ?"

રાણુએ પૂછ્યું, "દુર્ગા ? ના, એને તો નથી જોઈ. બકુલ નીચે નથી ?"

બકુલ તો એને યાદ જ નહોતું. કદાચ ત્યાં દુર્ગા બેઠી હશે. ભુવન મુખર્જીના ઘરમાંથી તે બકુલ નીચે ગયો. સાંજ થવા આવી છે. બકુલનું ઝાડ ઘણે દૂર સુધી ફેલાઈને ડાળો પાથરીને ઘટાદાર બનીને ઊભું છે. નીચે અંધકાર ! કોઈ ક્યાંય નથી. કદાચ કોઈ ડાળીની પાછળ હશે, એણે બૂમ મારી, "દીદી ! ઓ દીદી ! દીદી !"

અંધકાર ! ઝાડમાં માત્ર થોડાં બગલાં પાંખ ફટફટાવે છે. અપુએ બીકમાં ને બીકમાં ઊંચે જોયું. બકુલ નીચે થઈને થોડે દૂર એક તળાવડીને કાંઠે ખજૂરનું ઝાડ છે. અત્યારે ખજૂર પાકવાનો સમય છે. ત્યાં પણ એની દીદી હોય કદાચ, પરંતુ અંધારું થઈ ગયું છે. તળાવડીની એ ય બાજુ વાંસવન છે. ત્યાં જઈને જોવાની એનામાં હિંમત નહોતી. બકુલ ઝાડના થડ પાસે જઈને એણે એક બે વાર ચિત્કાર કરીને બૂમ મારી. શેવડાના વનમાં કોઈ જંતુ એનો અવાજ સાંભળીને સર સર અવાજ કરતું તળાવડી તરફ દોડી ગયું.

ઘર તરફ ફરતાં એકાએક તે થંભીને ઊભો રહ્યો. સામે એ જ એરંડાનું ઝાડ ! સાવ સંધ્યા પછી આ એરંડા નીચેના રસ્તેથી જવું ? સર્વનાશ ! શરીર કંપવા લાગ્યું. શી ખબર, આ ઝાડ નીચેથી જતાં પણ એને ભય લાગતો હતો. એ પોતે નહોતો જાણતો,

કોઈ કારણ નહોતું – એમ જ બીક લાગતી. એટલે કંઈ કારણ નથી એમ વિચારતાં વધુ બીક લાગતી. આટલે મોડે સુધી તે કદી ઘર બહાર રહેતો નહિ, આજ એને એ ખ્યાલ જ ન રહ્યો – મન વ્યગ્ર અને અન્યમનસ્ક ન હોત તો તે કદી આ રસ્તે આવત નહિ –

અપુ થોડી વાર અંધારામાં ડૂબેલા એરંડા તરફ જોઈ ઊભો રહીને પાછો ફર્યો. એને ઘેર જવાનો હવે એક જ રસ્તો હતો. થોડુંક ફરીને પટલીના ઘરની વાડમાંથી જતાં એરંડાના એ અજાણ્યા ભયંકર પંજામાંથી છૂટી શકાય.

પટલીનાં ઠાકુરમા સાંજને વખતે ઘરની ઓસરીમાં છોકરાં-છૈયાંને લઈને હવામાં બેસીને વાતો કરે છે. પટલીની મા રસોડામાં રાંધે છે. ઓટલા નીચે બિધુ માછણ ઊભી ઊભી માછલી વેચ્યાના પૈસાનો તગાદો કરે છે.

અપુ બોલ્યો, "દીદીને શોધવા ગયો હતો ઠાકુરમા. બકુલ નીચેથી આવતાં આવતાં –"

ઠાકુરમા બોલી, "દુર્ગા હમણાં જ તો ઘેર ગઈ. થોડી જ વાર થઈ. દોડીને જા જોઉં, હજુ હવે જ ઘેર પહોંચશે.'

એણે ઘર તરફ દોટ મૂકી. પાછળથી પટલીની બેન રાજી બૂમ પાડીને બોલી, "કાલ સવારે આવજે અપુ, અમે ગંગા-જમના રમવા નવું ઘર બનાવ્યું છે – પાઠશાળાની પાછળ લીંબડા નીચે. દુર્ગાને કહેજે."

ઘર પાસે આવી પહોંચતાં એકાએક એ ચમકી ઊભો રહી ગયો. દુર્ગા આર્તસ્વરે બૂમો પાડતી પાડતી ઘરના બારણામાંથી દોડીને બહાર નીકળે છે. પાછળ એની મા એક હાથે એને મારતી દોડી આવે છે. દુર્ગા એરંડા નીચેના રસ્તેથી દોડીને ભાગી ગઈ. મા બારણામાંથી નાસતી છોકરીની પાછળ

બૂમ પાડીને બોલી, "જાઓ, રખડો, જેવી જન્મી એવી જ જતી રે' હવે કદી ઘરમાં પગ મૂકીશ નહિ, મારે તો બલા છૂટશે. ચાલ, મસાણમાં જ મૂકી આવું." અપુનું આખું શરીર જાણે થીજીને પથ્થર જેવું જડ ને ભારે થઈ ગયું. તેની મા એકલી જ ઘરની અંદર માટીનું કોડિયું ઓસરીની ધાર પરથી લઈને જાય છે. અપુ દબાતે પગે ઘરમાં ગયો કે એની મા એની તરફ જોઈને બોલી: "તું વળી આટલી રાત સુધી ક્યાં હતો? આજે પાછું બહુ ખાધું હતું, કેમ?"

એના મનમાં કેટલા ય પ્રશ્નો ઊઠવા લાગ્યા. દીદીએ ફરી વાર માર કેમ ખાધો? એ આટલી વાર ક્યાં હતી? બપોરે દીદીએ શું ખાધું? એ શું ફરી વાર કાંઈ ચોરી લાવી છે?–પરંતુ બીકથી કશું ન બોલતાં એ યંત્રના પૂતળાની જેમ માના કહેવા પ્રમાણે ઓરડામાં ગયો અને બીકમાં ને બીકમાં વાટ સંકોરીને દફતરમાંથી એની નાની ચોપડી બહાર કાઢીને વાંચવા બેઠો. તે ત્રીજી ચોપડી ભણતો હતો, પરંતુ એના દફતરમાં બે મોટી મોટી ભારે અંગ્રેજી ચોપડીઓ હતી. એક વૈદરાજની દવાનું સૂચિપત્ર અને એક ફાટેલ પાનાંની દાશુરાયનાં ગીતની ચોપડી અને એક ૧૩૦૩ની સાલનું જૂનું પંચાંગ. એણે જ્યાં ત્યાંથી આ બધું ભેગું કર્યું છે. જો કે આ બધું વાંચી શકે નહિ તોપણ રોજ એક વાર ઉઘાડીને જુએ છે.

થોડીક વાર દીવાલ તરફ જોઈને એણે કાંઈક વિચાર્યું. પછી વળી એક વાર વાટ સંકોરી ફાટેલ પાનાંની દાશુરાયનાં ગીતોની ચોપડી ખોલી શૂન્યમનસ્ક ભાવે પાનાં ઉથલાવવા લાગ્યો. આ વખતે સર્વજયા એક વાટકી દૂધ હાથમાં લઈ આવી ને બોલી, "આવ આ પી લે જોઉં!"

અપુ વિરોધ ન કરતાં વાટકી ઉપાડી લઈ દૂધ પીવા

લાગ્યો. બીજો કોઈ દિવસ હોત તો આટલી સહજ રીતે દૂધ પિવડાવવા માટે એને ખુશ કરવાનું બહુ મુશ્કેલ હોત. થોડું પી અપુએ વાટકી મોંએથી લઈ લીધી. સર્વજયા બોલી, "એ શું? ના, બધું પી જા, આટલું બધું દૂધ છાંડીશ તો જીવીશ શું ખાઈને?"

અપુએ આનાકાની વગર દૂધની વાટકી ફરી મોંએ લીધી. સર્વજયાએ જોયું તો તેણે મોંએ વાટકી મૂકી રાખી છે પણ ઘૂંટડો લેતો નથી. એનો વાટકીવાળો હાથ કંપે છે. પછી ઘણી વાર સુધી મોંએ ધરી રાખેલી વાટકી એકાએક નીચે લઈ મા તરફ જોતો બીકથી રડી પડ્યો. સર્વજયા આશ્ચર્યથી બોલી, "શું થયું રે? જીવ ગભરાય છે?"

અપુ માની વાત પૂરી થતાંની સાથે જ ડુસકે ડુસકે રડી પડ્યો ને બોલ્યો, "દીદી માટે મનમાં કાંઈક થાય છે..."

સર્વજયા માત્ર થોડી વાર ચૂપ બેસી રહી, પછી પાસે આવી એના શરીરે હાથ ફેરવતાં ફેરવતાં શાંત સ્વરે કહેવા લાગી, "રડ નહિ, એવી રીતે રડ નહિ; આ પટલીને કે નેડાને ઘેર બેઠી હશે. અંધારામાં ક્યાં જશે? છોકરી ઓછી આડી નથી. બપોરે ભાગી, આખો દિવસ વાળ સરખા કર્યા નહિ, ખાધું નહિ, ન દવા લીધી. પેલી શેરીના પાલિતના બાગમાં બેઠી હશે. ત્યાં બેઠી બેઠી કાચી કેરી અને જામફળ ખાતી હશે. હમણાં બોલાવવા મોકલું છું, આમ રડ નહિ, પાછો તાવ આવશે, છીઃ–"

પછી તેણે સાડલાના છેડાથી અપુની આંખનાં આંસુ લૂછી વધેલું દૂધ પિવરાવવા માટે એના મોંએ ફરીને વાટકી ધરી, "હાં જો, મારો વા'લો કરું! તારા બાપા આવશે કે તુરત અહીં બોલાવી લાવશે રે! સાવ ગાંડો! ક્યાંથી આવો સાવ ગાંડો થયો છે? હવે એક ઘૂંટડો લે–ભાઈ!'

*

મોડી રાત થઈ છે. ઘરના છેડે ખાટલા પર અપુ અને દુર્ગા સૂતાં છે. અપુ પાસે એની માને સૂવાની જગા ખાલી છે, કારણ કે મા હજુ સુધી ઘરકામ પૂરું કરીને આવી નથી. એના પિતા વાળુપાણી કરી પાસેના ઘેર તમાકુ ખાય છે. બાબા ઘેર આવીને દુર્ગાને શેરીમાંથી શોધી આવ્યા છે.

ઘેર આવ્યા પછી દુર્ગા કોઈની સાથે કશું બોલી નથી. ખાવા કરવાનું પૂરું કરી ચુપકીદીથી સૂતી છે. અપુએ દુર્ગાને શરીરે હાથ મૂકીને પૂછ્યું, "દીદી, માએ સાંજે શા માટે તને મારી હતી? તારા વાળ શું કામ તોડી નાંખ્યા?"

દુર્ગા કશું ન બોલી.

એણે ફરી પૂછ્યું, "મારા પર ચિડાણી છે દીદી! મેં તો કાંઈ કર્યું નથી."

દુર્ગા ધીરે ધીરે બોલી, "નહિ કેમ? ત્યારે સતુને કેમ કરીને ખબર પડી કે શંખની માળા મારી પેટીમાં છે?"

અપુ જવાબ આપવાના ઉશ્કેરાટથી બિછાનામાં ઊઠીને બેઠો થયો, "ના, હું સાચું કહું છું, તારા સમ ખાઈને કહું છું, દીદી, મેં એને દેખાડ્યું હોય તો. મને તો ખબર પણ નહોતી કે તારી પેટીમાં છે. કાલે સાંજે સતુ આવ્યો હતો. પેલો મોટો લાલ ભમરડો લઈને અમે રમતા હતા. ત્યાર પછી મને યાદ છે કે સતુ તારી ઢીંગલીની પેટી ખોલી કાંઈક જોતો હતો. મેં કહ્યું, 'ભાઈ, તું દીદીની પેટીને અડ નહિ, દીદી મને વઢે.' એ વખતે એણે જોઈ હશે!"

પછી એ દુર્ગાના શરીરે હાથ ફેરવીને બોલ્યો, "ખૂબ વાગ્યું છે દીદી! માએ ક્યાં માર્યું?"

દુર્ગા બોલી, "મારા કાન પાસે એવું માર્યું કે લોહી

નીકળ્યું હતું. હજુ ય ઝમઝમ થાય છે. અહીં જ. હાથથી અહીં જો. એ…"

"અહીં? અરે રે! કપાઈ ગયો છે. જરા ગ્યાસતેલ લગાવી દઉં દીદી?"

"રહેવા દે, કાલ પાલિતના બાગમાં સાંજ વખતે જાશું, સમજ્યો? ઉંબરાં એવાં પાક્યાં છે! એ…ય ને મોટાં મોટાં. કોઈને કહીશ નહિ, તું ને હું છાનાંમાનાં જશું. મેં આજ બપોર વખતે એ પાડીને ખાધાં'તાં – મીઠાં મધ જેવાં!"

## ૭

**એ** દિવસની વાત આ રીતે બની.

અપુ પિતાની આજ્ઞા પ્રમાણે તાલપત્ર પર ક, ખ, લખવાનું પૂરું કરીને હવે શું કરવું એનો વિચાર કરતો ઘરમાં દીદીને શોધવા ગયો. દુર્ગા માની બીકે સવારે નાહી આવીને અંદરના વાડામાં પીપળા નીચે પુણ્ય પુકુરનું વ્રત કરે છે. વાડામાં ચોરસ ખાડો કરી તેની ચારે બાજુ ચણા-મગ વેરી દીધેલ હતા. ભીની માટીમાંથી એના અંકુર બહાર આવ્યા હતા. ચારે ખૂણે કેળના નાના સ્તંભ ખોડી બાજુએ ચોખાના પિંડ મૂકી પ્રાર્થના કરતી હતી. કમળનાં પાન, પંખી, અનાજનાં ડૂંડાં, ઊગતા સૂર્યની પ્રાર્થના થતી હતી.

દુર્ગા બોલી, "ઊભો રહે, આ મંત્ર બોલી લઉં, પછી એક જગાએ જશું.

"ક્યાં દીદી ?"

"ચાલ ને, હમણાં લઈ જઉં એટલે જોજે." આનુષંગિક વિધિ-ક્રિયા પૂરાં કરી દુર્ગા એક શ્વાસે બોલવા લાગી:

પુણ્ય પુકુર પુષ્પમાલા
કે પૂજે રે દુકુર બેલા
આમી સતી લીલાવતી
ભાયેર બોન ભાગ્યવતી

અપુ ઊભો રહીને સાંભળતો હતો. મસ્કરીની ચેષ્ટા કરતો બોલ્યો, "છીં!"

દુર્ગાએ શ્લોક અટકાવીને સહેજ લજ્જાયુક્ત હાસ્યથી કહ્યું, "તું પણ આમ કરે છે કાં? જા અહીંથી, તારે અહીં શું કામ છે? જતો રે'."

અપુ હસીને ચાલી ગયો. જતાં જતાં બોલવા લાગ્યો :

આમી સતી લીલાવતી
ભાઇ બોન ભાગ્યવતી

"હી-હી ભાઈની બેન ભાગ્યવતી હી-હી."

દુર્ગા ચિડાઈને બોલી: "તને બહુ ચળ આવતી લાગે છે ખરું? માને કહીને તને હમણાં સીધો કરાવી દઉં."

વ્રતની ક્રિયા પૂરી કરી દુર્ગા બોલી, "ચાલ ગઢના તળાવે, ઘણાં પાનફળ થયાં છે. ભોંદાની માએ કીધું હતું, ચાલ લઈ આવીએ."

ગામની તદ્દન ઉત્તરે ચારે બાજુ વાંસવન અને ઝાડથી ભરેલા એવા પ્રાચીન આંબાવાડિયામાં થઈને એક રસ્તો છે. વસતીથી ઘણે દૂર જ્યાં ગાઢું વન પૂરું થાય છે ત્યાં ખેતરની બાજુએ મોટું તળાવ છે. જૂના સમયમાં ગામના આદિવાસી મજુમદારોનાં ઘરની ચારે બાજુ જે ગઢો હતા તેના હવે બીજા અંશો અહીં નાબૂદ થઈ ગયા છે. કેવળ આ ખાડામાં બાર માસ પાણી રહે છે. એનું નામ ગઢનું તળાવ છે. મજુમદારના ઘરનું કોઈ હવે જીવતું નથી.

ત્યાં પહોંચીને તેમણે જોયું તો તળાવમાં પાનફળ ઘણાં છે, પરંતુ કિનારા પર કાંઈ નથી. બધાં જળમાં ઘણે દૂર છે. દુર્ગા બોલી:

"અપુ, એક વાંસની સોટી ખોળ તો, એનાથી તાણી તાણીને લાવશું." પછી તે તળાવકાંઠાના શેવડાની ઝાડીમાંથી પાકા સેવડાનાં

ફૂલ તોડી ખાવા લાગી. અપુ જંગલમાંથી વાંસ શોધીને લઈ આવી બોલ્યો, 'ઓ દીદી! એ ફળ ન ખા, ફેંકી દે, આ શેવડાનાં ફળ કોણ ખાય?'

દુર્ગા પાકું ફળ ભાંગીને બી બહાર કાઢતી કાઢતી બોલી, "આમ આવ, ને જરા ખાઈ જો, મીઠાં મધ જેવાં છે. કોણ કહે છે કે ખવાય નહિ? મેં તો કેટલાં ય ખાધાં?"

અપુ વાંસને બાજુએ રાખી દીદીની પાસે આવીને બોલ્યો, "કહે છે કે જે ખાય તે ગાંડું થાય. મને એક દે દીદી!"

પછી તે ખાઈ મોં બગાડીને બોલ્યો, "છાલ કડવી છે દીદી!"

"તે છાલ તો કડવી હોય જ ને? એને રહેવા દે. પણ કેવું મીઠું છે કહે જોઉં?" વાત પૂરી કરીને દુર્ગાએ ખૂબ હાસ્ય સાથે બે ત્રણ મોટાં મોટાં પાકાં ફળ મોંમાં મૂક્યાં.

જન્મ્યાં ત્યારથી આ લોકોને કદી ક્યાં યે સારી વસ્તુ ખાવા મળી નથી. વળી પૃથ્વી પર તેઓ નવાં નવાં આવેલાં છે. જીભ તેમની નવી છે, એમને પૃથ્વીના જુદા જુદા રસો અને વિશેષતઃ મીઠો રસ ચાખવાની વધુ લાલચ છે. મીઠાઈ વેચાતી લઈને એની તૃપ્તિ કરવાનો સુયોગ એમને મળે નહિ, પણ વિશ્વની અનંત સંપત્તિમાં તુચ્છ વનઝાડમાંથી મીઠો રસ લેવામાં દારિદ્રમાં ખૂંચેલાં આ ઘરનાં બાળક-બાળકી માટે એ કરુણામયી વનદેવી એના વનનાં તુચ્છ ફળફૂલ મીઠા મધથી ભરી રાખે છે.

થોડી વાર પછી દુર્ગા તળાવના પાણીમાં થોડું ઊતરીને બોલી, "કેટલાં નાલફૂલ થયાં છે અપુ! ઊભો રહે, તોડું છું." પાણીમાં વળી વધુ ઊતરીને એણે બે ફૂલની વેલી પકડીને તાણી અને લાકડી ફેંકીને બોલી, "પકડ અપુ." અપુએ કહ્યું, "પાનફળ તો ઊંડા પાણીમાં છે. ત્યાં કેમ કરીને જઈશ દીદી?" દુર્ગાએ લાકડીથી આઘેના પાણીના એક પાનફળના છોડને તાણવાનો

યત્ન કર્યો પણ મેળવી ન શકી: બોલી: "બહુ લપસણું તળાવ છે, ઊતરતાં ડૂબી જાઉં છું. નાગાલ કેમ કરતાં તોડાય? તું એક કામ કર અપુ, પાછળથી મારો છેડો પકડીને તાણી રાખ જોઉં, લાકડીથી પાનફળનું પેલું ઝાંખરું તાણી લાવું."

વનમાં પીળા રંગનું કોઈક પંખી મયનાકાંટાના વૃક્ષની ડાળીની આગળ બેસીને પાન ઝુલાવતું ભારે મનોહર સીટી વગાડતું હતું. અપુ આશ્ચર્યથી જોતાં જોતાં બોલ્યો, "કયું પક્ષી દીદી?"

"પંખી-બંખી હમણાં રે'વા દે, સારી રીતે છેડો પકડીને બરોબર તાણ જોઉં, લપસી જાઈશ, જોર કર."

અપુએ પાછળથી છેડો પકડી રાખ્યો. દુર્ગા પગથિયે પગથિયે ઊતરતી જેટલી દૂર જાય એટલી લાકડી આગળ નાંખે. કપડાં ભિજાઈ ગયાં તો ય નાગાલ આવે નહિ. વળી થોડું ઊતરી આંગળીનાં ટેરવાંથી જ માત્ર લાકડી પકડીને તાણવાની ચેષ્ટા કરી. અપુ તાણીને પાછળ ઊભો હતો તે વધુ શક્તિ ન રહેવાથી હસી પડ્યો. હસવા સાથે જ છેડો ઢીલો થતાં દુર્ગા સામી બાજુ ઝૂકી પડી. પરંતુ તોપણ સંભાળી લઈ હસીને બોલી, "હટ, તું જો કોઈ કામમાં આવે તો શું જોઈએ! પકડ ફરીથી." અતિ કષ્ટે એક પાનફળની વેલ પાસે આવી. કુતૂહલથી જોવા લાગી કે કેટલાં પાનફળ થયાં છે. પછી ડાંગ છોડી દઈને બોલી, "ભારે કાચાં! હજુ દૂધ પણ અંદર નથી થયું. ફરી એક વાર પકડ તો?" અપુએ ફરી વાર પાછળથી પકડીને તાણી રાખ્યું થોડી વાર રહ્યા પછી તે દીદીના ઝૂકવા સાથોસાથ તણાયાના જોરથી એક બે પગલાં પાણીમાં આગળ આવી ગયો. નીચે પડેલું કપડું ભિજાઈ જતું જોઈ છેડો છોડી હી હી કરતો અપુ હસી પડ્યો.

દુર્ગા હસીને બોલી, "આઘો ખસ! તું શું કરતો'તો!" ભાઈબેનના કલાહાસ્યે થોડી વાર તળાવના વિસ્તારનું નિર્જન

વાંસવન ગાજી ઊઠયું. દુર્ગા બોલી, "એટલું જોર તારા શરીરમાં હોય તો ને? નમાલો છે સાવ."

થોડી વાર પછી દુર્ગા પાણીમાં ઊતરી ફરી એક વાર પ્રયત્ન કરી જુએ છે. અપુ કાંઠે ઊભો છે. આ વખતે અપુ પાસેના એક શેવડા-વન તરફ આંગળી કરી બૂમ પાડીને બોલી ઊઠયો, "દીદી! જો, શું છે?" અને દોડી જઈને માટી ખોતરીને કાંઈક ઉપાડવા લાગ્યો.

દુર્ગાએ પાણીમાંથી જ બૂમ મારી, "શું છે રે?" પછી તે બહાર નીકળીને ભાઈ પાસે આવી.

અપુએ તુરત જમીન ખોતરીને કાંઈક બહાર કાઢી પહેરણની ચાળથી માટી લૂછી સાફ કર્યું. હાથમાં રાખી આનંદથી દીદીને બતાવી બોલ્યો, "જો દીદી, ચકચકે છે, શું હશે આ?"

દુર્ગાએ હાથમાં લઈને જોયું. ધારદાર, ગોળ, અણીવાળી ચકચકતી કાંઈક વસ્તુ છે. તે વિચારતી વિચારતી એને ઉલટાવીને જોવા લાગી.

એકાએક કોઈ વિચારથી તેના સુકારૂખા વાળથી ઘેરાયલું મોં ઉજ્જવળ થઈ ગયું. એણે ભયમાં ચારે તરફ જોયું કે કોઈ જુએ છે કે નહિ. પછી ધીરેથી બોલી, "અપુ, આ હીરો લાગે છે, ચૂપ રહે, બૂમ ન મારીશ." તેણે ભયમાં ને ભયમાં ફરી એક વાર ચારે બાજુ જોયું.

અપુ આશ્ચર્યથી દીદી તરફ જોઈ રહ્યો. હીરા નામની ચીજથી તે અજાણ્યો નહોતો. માને મોંએ અને દીદીને મોંએથી રૂપકથાનાં રાજપુત્રો અને રાજકન્યાના હીરા-માણેકના અલંકારની વાતો એણે ઘણી વાર સાંભળી છે. પરંતુ હીરો કેવી જાતનો હોય છે એ સંબંધે એની કલ્પના ભૂલભરેલી હતી. તેના મનમાં હીરો દેખાવમાં માછલીના ઈંડા જેવો પીળો પીળો અને નરમ હતો—ત્યારે આ તો નરમ નહોતો, કઠણ હતો.

સર્વજયા ઘેર નહોતી. શેરીમાંથી આવીને જોયું તો છોકરો-છોકરી ઘરમાં બારણા પાસે ઊભાં છે. પાસે જઈને દુર્ગા ધીરેથી બોલી, "મા, એક વસ્તુ અમે વીણી લાવ્યાં છીએ. ગઢના તળાવે પાનફૂલ તોડવા ગયાં હતાં મા, ત્યાં જંગલ વચ્ચે આ દટાયલું હતું." અપુ બોલ્યો, "મેં જોયું ને દીદીને કીધું મા."

દુર્ગા છેડેથી વસ્તુ છોડીને માના હાથમાં દેતાં બોલી, "જુઓ, જોઈ આ મા?" સર્વજયા ઉલટાવીસુલટાવીને જોવા લાગી. દુર્ગા બોલી, "આ બરોબર હીરો લાગે છે, નહિ મા?" સર્વજયાની હીરા વિષેની ધારણા અપુ કરતાં વધુ સ્પષ્ટ નહોતી. એણે સંદિગ્ધ સ્વરે પૂછ્યું, "તેં કેમ કરીને જાણ્યું કે આ હીરો છે?" દુર્ગા બોલી, "મજુમદાર મોટા માણસ હતા ને મા? એ બાજુનાં જંગલોમાં ઘણાંને મહોરો નથી મળી? ફઈ કહેતી હતી. આ બરોબર તળાવને ઘાટે વનમાં દટાયેલો હતો. કિરણોથી ચકચકવા લાગ્યો. આ બરોબર હીરો જ છે મા."

સર્વજયા બોલી, "તારા બાપુને આવવા દે, એમને દેખાડશું." દુર્ગાએ બહાર વાડામાં આવી આનંદના સ્વરે ભાઈને કહ્યું, "જો હીરો હોય તો જોજે, આપણે મોટાં માણસ થઈ જાશું"

અપુ ન સમજી શકવાથી મૂર્ખાની જેમ હી હી કરતો હસવા લાગ્યો. છોકરો – છોકરી ગયાં એટલે હીરાને બહાર કાઢી સર્વજયા સારી રીતે જોવા લાગી. ગોળ ધારદાર, પાસાદાર, એક બાજુ અણીવાળી જાણે સિંદૂરની કંકાવટીની ઢાંકણીની ટોચ! ભારે ચકચકાટવાળી. સર્વજયાને મનમાં થયું કે જુદી જુદી જાતના ઘણા રંગ તે આમાં જુએ છે. એટલે આ કાચ નથી એ તો સાચું – આવી રીતનો કાચ એણે જોયો હોય એમ યાદ આવ્યું નહિ. એકાએક તેના આખા શરીરમાં કાંઈ ઝણઝણાટી આવી ગઈ. એના મનના એક ખૂણામાં જુદી જુદી શંકા ઊઠી ને એક ગાઢ દુરાશાની બીકે દેખાવ દીધો. જો સાચે જ

હોય...હોય તો શું થાય ?"

હીરાના સંબંધમાં એની ધારણા પારસમણિ કે નાગમણિ જેવી હતી. વાર્તાની વાતોમાં વાસ્તવ હોતું નથી. જો એવું હોય તો એક ટુકડા હીરામાંથી જ દુનિયાનું સઘળું ઐશ્વર્ય મેળવી શકાય.

થોડી વાર પછી એક પોટલી હાથમાં રાખીને હરિહર ઘેર આવ્યો.

સર્વજયા બોલી, "અરે સાંભળો ને, આ બાજુ આવો તો ! જુઓ ને આ શું છે ?" હરિહર હાથમાં લઈને બોલ્યો, "ક્યાંથી મળ્યું ?"

"દુર્ગા ગઢના તળાવે પાનફળ તોડવા ગઈ હતી. ખોળી લાવી છે, શું છે કહો જોઈએ ?"

હરિહર થોડી વાર ઊલટાવીસુલટાવીને જોઈને બોલ્યો, "કાચ નથી, પથરો–બથરો હશે. આ વસ્તુને બરોબર ઓળખી શકતો નથી. જોઉં !"

સર્વજયાના મનમાં થોડી ક્ષીણ આશાની રેખા દેખાઈ. કાચ હોત તો શું એનો સ્વામી ન ઓળખી શકત ? પછી તે ધીરેથી જાણે સ્વામી વિરુદ્ધ દલીલ કરતી હોય એમ બોલી, "હીરો નથી શું ? દુર્ગાએ કહ્યું, મજુમદારના ઘરના ગઢ પાસેથી કેટલા ય લોકો ઘણું ભેગું કરી ગયા છે. કદાચ હીરો હોય ! "

"હાં–હીરા જો રસ્તામાં મળે તો જોઈએ શું ? તું ય એવી છો ? " એના મનમાં થયું કે આ કાચ છે. પરંતુ બીજી જ ક્ષણે મનમાં થયું કે કદાચ હીરો હોય પણ ખરો. કહેવાય છે કે મજુમદાર મોટા માણસ હતા. એમાં નવાઈ જેવું નથી. એમને ઘરેણાંગાંઠાં ખૂબ હતાં. કોઈ રીતે જમીનમાં દટાઈ ગયાં હોય !

કહેવાય છે કે નસીબમાં ન હોય તો હાથમાં આવેલું ધન પણ ન ઓળખાય. છેવટે પેલા ગરીબ બ્રાહ્મણની વાત જેવું થાય.

એ બોલ્યો, "ઠીક, ઊભાં રહો, એક વાર હું ગાંગુલીને ઘેર બતાવી આવું."

રાંધતાં રાંધતાં સર્વજયા વારંવાર મનમાં કહેવા લાગી, "ઠાકુરની કૃપા, કેટલાય માણસો કેટલું ય ભેગું કરી જાય છે—આ સંસારનું દુઃખ જાય. છોકરાં તરફ મોં ઊંચું કરીને જુઓ, ઠાકુર કૃપા કરો."

એની છાતીમાં ધબ ધબ થતું હતું.

થોડી વાર પછી દુર્ગા ઘેર આવી ને બોલી, "બાબા હજુ પણ ઘેર પાછા નથી આવ્યા મા?"

સાથોસાથ જ હરિહર ઘરમાં આવીને બોલ્યો, "ઊંહ, અહીં-આ જ મેં કહ્યું હતું કે કાંઈ નથી. ગાંગુલી મહાશયના જમાઈ સત્યબાબુ કલકત્તાથી આવ્યા છે, એણે જોઈને કહ્યું, 'આ તો સાદો બિલોરી કાચ છે. રસ્તા પરથી જો હીરાઝવેરાત મળે તો શું જોઈએ? તમે ય એવા?'"

ℓ

# ૮

વૈશાખ માસનો દિવસ – લગભગ બપોરનો સમય.

સર્વજયા મસાલો વાટતાં વાટતાં ડાબા હાથે એક ફૂલની ટોપલી, જેને ઘણા સમયથી ફૂલ સાથે કશો સંબંધ નહતો,–મસાલો રાખવાના વાસણ તરીકે તેનો ઉપયોગ થતો તે શોધતાં બોલી, "વળી જીરા-મરચાંની પોટલી ક્યાં લઈ ગયો? બહુ હેરાન કરે છે અપુ, રાંધવા દેવું છે કે નહિ? પછી કહીશ કે મા ભૂખ લાગી છે!"

અપુ દેખાયો નહિ.

"દઈ જા મારા બાપલા, મારા રામ, શા માટે હેરાન કરે છે કહે જોઉં? જોતો નથી મોડું થાય છે તે?"

અપુએ રસોડાની અંદરના બારણા પાસેથી ડોકિયું કર્યું. હાસ્યભર્યું ઉજ્જવળ મોઢું ગોકળગાય જેમ પોતાની કાચલીમાં સંતાઈ જાય એમ, એ ફરી વાર બારણા આડે અદૃશ્ય થઈ ગયો. સર્વજયા બોલી–"જુઓને પરાક્રમ! બપોર વખતે હેરાન શા માટે કરે છે? આપી જા."

અપુએ ફરી વાર હસતા મોંએ જરા ડોકિયું કર્યું.

"એ...ય હું જોઈ ગઈ, હવે સંતાવાય નહિ, લાવ – હી, હી, હી." આનંદથી હસતાં તેણે ફરી વાર બારણા આડે મોં સંતાડયું.

સર્વજયા છોકરાને બરોબર જાણતી હતી. જ્યારે અપુ દોઢ વરસનો નાનો છોકરો હતો ત્યારે અત્યાર કરતાં વધારે સુંદર ને રૂપાળો હતો. સર્વજયાને યાદ આવ્યું કે એ તેની મોટી બે ય આંખોમાં સારી રીતે આંજણ આંજી, કપાળ વચ્ચે બિંદી કરી, એના માથા પર એક નીલરંગી ઓછી કિંમતની જરીવાળી પશમીની ટોપી પહેરાવતી અને ગોદમાં લઈ સંધ્યાસમયે બહારના ઓટલે ઊભી રહી ઉંઘાડવાના ઉદ્દેશથી સૂર કાઢી કાઢીને બોલતી :

આયરે પંખી એ–એ–એ– લેજ ઝોલા,
આમાર ખોકાર નિયે એ–એ–ગાછે તોલા.

બીડેલ કળી જેવા ફૂલેલ મોંએ અપુ મા તરફ 'હાં' કરીને જોઈ રહે, પછી એકાએક કાંઈક યાદ લાવીને સાવ કારણ વિના દાંતુડી વિનાનું જડબું બહાર કાઢી હસે અને આનંદમાં આવી જઈ ઘૂંટણિયે થઈ ને મેલા ટપુકડા પગથી માને પકડીને માની પીઠ પાછળ મોં સંતાડી દે. સર્વજયા હસતા મોંએ બોલતી, "ઓ મા, છોકરો વળી ક્યાં સંતાયો ? દેખાતો જ નથી. ઓ છોકરા !" પછી તે ઓરડા તરફ મોં ફેરવે ત્યાં છોકરો વળી એની સામી બાજુએ મોં ફેરવીને નિર્દોષ હસી માની પીઠે મોં સંતાડી દે, એટલે સર્વજયા બોલે, "ઓ મા ! ક્યાં ગયો મારો છોકરો ? વળી ક્યાં ગયો ? ક્યાં જોઉં ?" આમ બાળકની રમત ચાલતી. વારંવાર આગળ પાછળ ફરતાં સર્વજયાનું માથું પાકી જતું, પણ શિશુની રમતનો વિરામ થતો નહિ. એ તો ત્યારે સાવ નવો અને તાજો તાજો દુનિયામાં આવ્યો છે. જગતના ભર્યા ભર્યા આનંદભંડારના એક

અમૂલ્ય વસ્તુને પકડી તેનું અમોઘ મન તેને વારંવાર લઈને લોભીની જેમ વારંવાર આસ્વાદ કરવા છતાં તૃપ્તિ પામી શકતું નથી. એ વેળા એને અટકાવવાનું બળ એની મા પાસે ક્યાંથી હોય? થોડી વાર આ રીતે જ કરતાં કરતાં એના નાજુક શરીરનો શક્તિભંડાર ખૂટી જતો. તે અચાનક જાણે શૂન્યમનસ્ક બની બગાસાં ખાવા લાગતો–સર્વજયા નાની ટપલી મારીને કહેતી, "શટ, શટ, આ જુઓ બકબકાટ કરતો કરતો ઊંઘવા લાગ્યો." પછી તે મુગ્ધ નયને પુત્રના બિંદી કરેલ, કાજળ આંજેલ કોમળ મુખ તરફ જોઈ કહેતી, "કેટલા ઢોંગ જાણે છે મારો લાડીલો! ત્યારે તો આ લુચ્ચો દોઢ વરસનો હતો." એકાએક તે આકુળ ચુંબને છોકરાના લાલઘૂમ ગાલો ભરી દેતી. પરંતુ માના આ ગાઢ આદર પ્રત્યે તદ્દન ઉદાસીનતા બતાવીને બાળકની નિદ્રાતુર પાંપણો ઢળી જતી. સર્વજયા છોકરાના માથાને ધીરે ધીરે પોતાની કાંધ પર રાખીને બોલતી, "ઓ મા! સાંજે તો ઊંઘવા મંડ્યો, જુઓ તો ખરા. હું તો વિચારું છું કે સાંજ નમે એટલે દૂધ પિવડાવું–ત્યારે ઊંઘી ગયો, જુઓ પરાક્રમ."

સર્વજયા જાણતી હતી કે છોકરો આઠ વર્ષનો થશે ત્યારે શું થશે. બાળપણ જેમ માની સાથે સંતાકૂકડી રમવાની તૃપ્તિ હજુ એની મટી નથી. એ હમેશ એવાં સ્થળોએ જ સંતાય કે જ્યાં આંધળો પણ એને શોધી કાઢે. પરંતુ સર્વજયા જોતી હોય તોપણ ન જુએ. એક જગાએ બેસીને જ આમતેમ જોઈને બોલે, "અરે એ...ય! ક્યાં ગયો? દેખાતો જ નથી!" અપુ વિચારતો કે માને પોતે કેવો છેતરી શકે છે? મા સાથે આ રમત રમવામાં મગ્ન છે. સર્વજયા જાણતી હતી કે જો રમતનો જોગ આપું છું એવું એને ભાન થશે તો આમ આખો દિવસ ચાલશે – એટલે તે ધમકી આપીને બોલી, "ભલે, આજ તો રાંધવાનું પડ્યું રહેશે. અપુ, તું આમ કરે છે પણ ભૂખ્યો થા ત્યારે જોઈ લેજે મજા." અપુએ

હસતાં હસતાં ગુપ્ત સ્થાનમાંથી બહાર આવી મસાલાની પોટલી માની સામે રાખી દીધી.

એની મા બોલી, "જા, થોડી વાર બહાર રમી આવ. અને જો જોઉં કે તારી દીદી ક્યાં છે? એરંડા નીચે ઊભો રહીને એક હાંક મારી જો, એને આજ નાહવાનો દિવસ છે, પણ અભાગણીનો ક્યાં ય પત્તો જ નથી. જા જોઈ, મારા બેટા!"

પરંતુ અહીં તો માતૃ–આદેશનું પાલન કરી સુપુત્ર થવાની જરા પણ ચેષ્ટા એનામાં દેખાઈ નહિ. એ તો વાટવામાં તલ્લીન બનેલી મા પાછળ જઈને કાંઈક કરવા લાગ્યો.

"હ્.........મ"

સર્વજયાએ પાછું વાળીને જોયું તો અપુ ફૂગો ફુલાવવા માટે ઓસરીની બારીએ રાખેલ એક જૂનું શણિયું સંકેલી તેના પર પલાંઠી વાળીને બેઠો છે.

"જુઓ જુઓ છોકરાનાં પરાક્રમ, જુઓ એક વાર, એ...ય નસીબદાર! એમાં તો સાત ભવની ધૂળ ભરી છે, ફેંકી દે ફેંકી દે, સાપ–કરોળિયા નથી શું? એમાં જ છે–આજ કેટલા ય દિવસથી પડ્યું રહ્યું છે."

"હ્......મ" પહેલાંથી પણ કાંઈક ગંભીર અવાજ.

"સાંભળે ત્યારે બોલે ને? મારા બાપલા, મારા સોના, એને ફેંકી દે. મારા મસાલાવાળા હાથ છે, તોફાન ન કર."

કોથળા પરની મૂર્તિ ઘૂંટણિયે થઈને આ વખતે બે ડગ આગળ આવી. સર્વજયા બોલી, "અભડાવીશ, અભડાવીશ. ચડ નહિ, મારા માણેક!"

અપુ હી–હી કરતો હસીને કોથળો એક બાજુ રાખી દઈને ઊભો રહ્યો. એના માથાના વાળ, આંખની પાંપણ ને કાન ધૂળથી ભરાઈ ગયાં છે. મોં બગાડી બગાડીને એ સામે ઊભો ઊભો નાના દાંત

જોરથી દબાવીને દેખાડવા લાગ્યો કે ધૂળનાં કેટલાં રજકણોથી દાંત કચકચ કરે છે.

"ઓ મા! મારું શું થશે ? અરે અભાગી, ધૂળ ભૂંસીને તો જાણે બરોબર ભૂતનો વેશ લીધો! કેટલાય વખતના જૂના કોથળાની ધૂળ – સાવ ગાંડો."

ધૂળથી નાહેલા અબોધ પુત્ર તરફ કરુણા અને મમતાથી જોતાં સર્વજયાની છાતી ભરાઈ આવી. પરંતુ અપુએ વાસી કપડાં પહેર્યાં હતાં. નાહી ધોઈને અડાય નહિ એટલે બોલી, "આ રૂમાલ લે, આનાથી વાળને ઝાટકી નાંખ–છોકરો છે કાંઈ!"

થોડી વાર પછી છોકરાને રસોડાની ચોકી કરવા બેસારી તે પાણી લાવવા બહાર જાય છે. ત્યાં બારણામાં જ દુર્ગા અંદર આવતી મળી. મોઢું તડકે લાલચોળ થઈ ગયું છે. માથાના વાળ અવ્યવસ્થિત, અને ધૂળવાળા પગ જાણે અળતો લગાવ્યો ! એકાએક માની સામે આવી પડતાં છેડે બાંધેલ કેરી બતાવી થૂંક ગળીને બોલી, "આ પુણ્ય પુકુર માટે ચણાનો છોડ લેવા રાજીને ઘેર ગઈ હતી. કેરી પડી હતી તે લઈ આવી. ભાગમાં આવી એટલી રાજીની ફઈએ દીધી."

અહા...છોકરીના દેદાર જુઓ, શરીરે રાખ ઊડે છે, માથાના વાળ જોઈ લ્યો જાણે શરીરે તાવ આવ્યો હોય ! પુણ્ય પુકુરને માટે વિચારતાં તો રાત્રે તેને ઊંઘ પણ નહિ આવી હોય–પછી છોકરીના પગ તરફ જોઈને બોલી, "લક્ષ્મીની ટોપલીમાંથી અળતો લઈને લગાડયો લાગે છે."

દુર્ગા છેડાથી મોં લૂછીને અવ્યવસ્થિત વાળ કપાળ પરથી બાજુએ લઈને બોલી, "લક્ષ્મીની ટોપલીનો અળતો વળી શું ? મેં તો તે દિવસે બા પાસેથી પૈસો લઈને દુકાનેથી અળતો લીધો છે. એમાંથી થોડો હજુ મારી ઢીંગલીની પેટીમાં છે."

હરિહર તમાકુવાળા હાથે રસોડાના ઉંબરમાં દેવતા લેવા આવ્યા.

" સર્વજયા બોલી, "કલાકે કલાકે તમને દેવતા ક્યાંથી દેવો ? લાકડાનો એક સાથે બંદોબસ્ત કરી રાખો ને ? વાંસનાં છોડાંના દેવતા ક્યાં સુધી ટકે કે હું તમને વારંવાર તમાકુ પીવા દઉં ! " પછી દેવતા લેવા માટે એક ભાંગેલ પિત્તળના ચીપિયાથી થોડોક દેવતા લઈ વિરક્ત મોંએ સામે ધર્યો ને ધીમેથી પૂછ્યું, " શું થયું ? "

" એક કામ થયું હોત તો બધું ઠીક હતું. આખા ઘરને મંત્ર લેવાની વાત થયેલી, પરંતુ થોડી મુશ્કેલી ઊભી થઈ છે. મહેશ વિશ્વેશ્વરના સાસરાના ઘરની માલમિલકત માટે કંઈ ઝઘડો થયો છે. વિશ્વેશ મહાશય ત્યાં ગયા છે. એ જ ખરા માલિક છે ને ? તે વળી થોડા પાછા હટયા. અષાઢ માસથી એ બાજુ દુકાળ પડયો છે. "

" અને તેઓ વાસ માટે જગા દેવાના હતા ને ? વસાવવાનું કહેતા હતા એનું શું થયું ? "

"એ જ મુશ્કેલી આવી ને ? જ્યારે મંત્ર લેવામાં જ ઘર પાછું પડે ત્યારે એ વાત કેમ કરીને ઉપાડાય ? "

સર્વજયા ખૂબ આશાભરી હતી. સંવાદ સાંભળી આશાભગ્ન બની ગઈ ને બોલી, " જો ત્યાં ન થાય તો બીજી કોઈ જગ્યાએ જુઓ ને ! પરદેશમાં માન થશે, અહીં કોણ ખબર પૂછે છે ? આ જુઓ ને, કેરીની મોસમ છે પણ એક કેરી ઘરમાં આવી નથી. છોકરી કોઈના ઘેરથી આ બે કાચી કેરી લાવી છે. " પછી કાંઈક કહેવા માટે ઘરની પશ્ચિમે મોં ફેરવીને સર્વજયા બોલી, "પેલા ઘરના દરવાજેથી કેરી ટોપલે ટોપલા પાડીને લઈ જાય છે—મારાં છોકરાં તાકી તાકીને જોઈ રહે એ કાંઈ ઓછું દુઃખ છે ? "

વાડીની વાતના ઉલ્લેખથી હરિહર બોલ્યો, " ઓહ, એ શું ઓછા લુચ્ચા છે ? વરસમાં પચીસ રૂપિયાની તો વાવણી કરી હતી

તેને પાંચ રૂપિયામાં લખાવી લીધું. મેં જઈને એટલું જ કહ્યું : 'કાકા, મારે છોકરા-છોકરી છે તે આ વાડીની કેરીઓ ને જામફળ વીણી વીણીને મોટાં થયાં છે-અમારે તો હવે આ અમારી જ્ઞાતિના બાગ સિવાય ક્યાં ય કશું નથી. તમારે તો ઈશ્વર-ઇચ્છાએ કોઈ ચીજનો અભાવ નથી, વળી આવો બીજો પણ મોટો બાગ છે. નાળિયેર સોપારી વગેરેનો. તમારે અભાવ શાનો ? એક બાગમાં તમારું શું જવાનું હતું ?' તો એ શું બોલ્યા, ખબર છે? કહ્યું કે 'નીલમણિ-દાદા જીવતા હતા ત્યારે એમણે ત્રણસો રૂપિયા એમની પાસેથી ઉધાર લીધા હતા એટલે આ રીતે એમણે વસૂલ કર્યા.' સાંભળો વાત ! નીલમણિ દાદાને પાછો બહુ મોટી ખોટ હતી તે ત્રણસો રૂપિયા માટે ભુવન મુખર્જી પાસે હાથ જોડતા ગયા હોય! વહુ બિચારી ભોળી ભલી એટલે માથે હાથ પંપાળી પંપાળીને લઈ લીધું, બીજું શું ? ''

"ભોળી તે કેટલી ? એણે ન કહ્યું કે જ્ઞાતિ એ તો શરણું છે. એના હાથમાં બાગ જાય તો પછી કાંઈ મળી શકે નહિ. બધાં પાકાં ફળ એ જ ખાય. એ કરતાં બીજા કોઈને આપ્યો હોય તો વાવણીનું ખરચ તો નીકળે !" હરિહરે કહ્યું, "વાવણીનું શું વળી ? હું દેતો નહોતો? બાગ જ્યારે આવ્યો ત્યારે મને ખબર પણ કરી હતી? વહુદીદીની ખુશામત કરીને છાની રીતે લખાવી લીધું."

સાંજ વખતે અચાનક ચારે બાજુ અંધકાર કરીને વૈશાખનું વાવાઝોડું નીકળી પડયું. કેટલી ય વારથી વરસાદ વરસાદ લાગતું હતું, પણ વાવાઝોડું ખૂબ જોરથી આવી પડયું. અપુના ઘરની સામે વાંસના જંગલના વાંસો વાડા પર થઈને ઝાપટાને વેગે ઊખડીને પેલી બાજુ પડવાથી જાણે ઘોળું ઘોળું દેખાવા લાગ્યું. ધૂળ, વાંસનાં પાન, લાકડાં, ખડ – ચારે બાજુથી ઊડીને એમના વાડામાં ભરાઈ ગયાં. દુર્ગા ઘરમાંથી વાડા બહાર જઈને કેરી તોડવા માટે દોડી. અપુ પણ દીદીની પાછળ પાછળ દોડયો. દુર્ગા દોડતી દોડતી બોલી, "જલદી દોડ તું પેલા સિંદૂરકોટા નીચે રહે. હું સોનામુખી નીચે

જાઉં છું, દોડ, દોડ, " ધૂળથી ચારે બાજુ અંધકાર છવાઈ ગયો છે. મોટાં મોટાં ઝાડની ડાળો વાંકી વળીને ઝૂલતી દેખાય છે. ઝાડે ઝાડે સૂ – સૂ – ઑાં – ઑાં શબ્દ પવનથી વધે છે. બાગમાં સૂકી ડાળો-કચરાયેલ વાંસની ગાંઠો ઊડીને પડે છે. સુકા વાંસનાં પાન, છુંદાયલાં પીંછડાં ઊંચે ઊચકાઈને ચક્કર ચક્કર ફરીને આકાશમાં ઊડે છે. કુકશીમા ઝાડની સોયા જેવી પીંછીવાળાં સફેદ સફેદ ફૂલ વાવાઝોડામાં ક્યાંકથી સતત ઊડયા કરે છે. પવનના અવાજમાં કાને કશું સંભળાતું નથી.

સોનામુખી નીચે પહોંચતાં અપુ ખૂબ ઉત્સાહથી બૂમો પાડતો કૂદતો આમ તેમ દોડવા લાગ્યો, " આ જો દીદી, એ એક પડી દીદી ! આ વળી બીજી દીદી. " જેટલી ઝડપથી બૂમો પાડવા લાગ્યો તેટલી ઝડપથી તે કેરી ભેગી કરી શકયો નહિ. વાવાઝોડાનો ભયંકર અવાજ વધતો જાય છે. ઝાપટાના અવાજમાં કેરીના પડવાનો અવાજ સંભળાતો નથી, અને જો કયાંક પડી છે એવું સંભળાય તો એ પકડી શકાય નહિ. દુર્ગા આઠ નવ કેરી વીણી શકી. અપુએ આટલી વાર દોડાદોડી કરી ત્યારે એ મળી. એને આનંદથી બતાવતો બોલવા લાગ્યો, " આ જો દીદી ! કેવડી મોટી, જો !" આ વખતે હેય હેય બૂમો મારતાં ભુવન મુખર્જીના ઘરમાંથી છોકરાં-છોકરીઓ બધાં ય કેરી વીણવા આવે છે એવું સંભળાયું, સતુ બૂમ પાડીને બોલી, " ઓ ભાઈ! દુર્ગાદીદી ને અપુ કેરી વીણે છે."

ટોળું સોનામુખી નીચે આવી પહોંચ્યું. સતુ બોલી, "અમારા બાગમાં આવીને કેરી કેમ વીણે છે? તે દિવસે માએ ના નથી પાડી ? જોઉં, કેટલી કેરી વીણી છે ?" પછી ટોળા તરફ જોઈને બોલી, " સોનામુખીની કેટલી કેરી વીણી છે જોયું ને હુનુ ? જાવ અમારા બાગમાંથી દુર્ગાદીદી, નહિ તો જઈને માને કહી દઈશ. " રાણું બોલી, " કેમ ભગાડી દે છે સતુ ? એ ય વીણે ને

આપણે ય વીણીએ."

"કેમ કરીને વીણશું? તે અહીં હશે તો બધી કેરી એ જ લઈ જશે. આપણા બાગમાં એ શા માટે આવે? ના, જાઓ દુર્ગાદીદી, અમારા બાગમાં નહિ રહેવા દઈએ."

બીજે વખત હોત તો દુર્ગા આમ સહેલાઈથી પરાજયનો સ્વીકાર ન કરત. પરંતુ તે દિવસે એ લોકોની ફરિયાદથી જ મા પાસે માર ખાવો પડેલો એથી ફરી વાર ઝઘડો કરવાનું સાહસ થયું નહિ. તુરત જ પરાજય સ્વીકારી લઈને એ જરા ગરીબડા ભાવે બોલી, "અપુ, ચાલ." પછી એકાએક મોં પર કૃત્રિમ હાસ્ય લાવીને બોલી, "આપણે પેલી જગાએ જઈએ, ચાલ અપુ, અહીં રહેવા ન દે તો કાંઈ નહિ, અહીં કરતાં ત્યાં મોટી મોટી કેરીઓ છે. હું ને તું મઝેથી ત્યાં વીણશું." આટલી વાર અહીં રહ્યાં તેથી એવડા મોટા લાભથી આપણે વંચિત રહ્યાં—સામા પક્ષે ચાલ્યા જવાનું કહ્યું તે આશીર્વાદરૂપ છે એવો ભાવ સૌની સામે બતાવીને વધારે ઉત્સાહ સાથે અપુને લઈ ને વાડના છીંડામાંથી એ બહાર નીકળી ગઈ. રાણુ બોલી, "કેમ ભાઈ, એમને નસાડી દીધાં? તમે તો ભારે ઈર્ષાળુ, પરંતુ તું યે સદુદા એવો?" રાણુને દુર્ગાની નિરાશ આંખોએ મોટો આઘાત લગાડ્યો.

અપુ આવું બધું સમજ્યો નહિ. વાડના બહારને રસ્તે આવીને એ બોલ્યો, "કઈ જગાએ મોટી મોટી કેરી છે દીદી? પૂટુના સલતેખાગી નીચે?" શેની નીચે એ દુર્ગા એને બરોબર કહી શકી નહિ. થોડું વિચારીને બોલી, "ચાલ, ગઢના તળાવના કાંઠાના બાગમાં જઈએ. ત્યાં બધાં મોટાં મોટાં ઝાડ છે ચાલ." ગઢના તળાવે અહીંથી લગભગ પંદર મિનિટમાં આડરસ્તે ખૂબ ઘાડ જંગલ ઓળંગીએ ત્યારે પહોંચાય. ઘણા સમયના જૂના આંબા અને કાંઠાલનાં ઝાડ છે. દુર્ભેદ જંગલ બની ગયું છે. આટલે દૂર, માણસ કે પ્રાણી વિનાના ગાઢ જંગલમાં, કોઈ કેરી વીણવા આવે નહિ. દોરડા જેવી

મોટી મોટી કેટલા ય વખતની જૂની ગુલંચ લતા આ ડાળે ને પેલી ડાળે લટકે છે. મોટમોટાં પ્રાચીન ઝાડની નીચે કાંટાળી ઘન ઝાડીઓમાંથી શોધીને પડેલી કેરીઓ બહાર કાઢવાનું સહજ–સાધ્ય તો નહોતું. ઉપરાંત ઘાડા ઘાસથી ભરેલી કાંકરાવાળી જમીન ઉપર એ બાગના જંગલી વૃક્ષોએ પથરાઈને એવી અંધકારની સૃષ્ટિ કરી છે કે ક્યાં ય કશું દેખાઈ શકે નહિ, તોપણ શોધતાં શોધતાં અડગ દુર્ગાએ આઠ દસ કેરી શોધી કાઢી.

એકાએક તે બોલી ઊઠી, "ઓ અપુ! વરસાદ આવ્યો."

સાથેસાથ વાવાઝોડું થોડું નરમ પડયું. ભીની માટીની સુગંધ આવવા લાગી અને થોડી વારમાં જ મોટાં મોટાં ફોરાં તડતડ કરતાં ચારે બાજુ ઝાડનાં પાંદડાંમાંથી વરસવા શરૂ થયાં.

"આવ, આપણે આ ઝાડ નીચે ઊભાં રહીએ. અહીં વરસાદ નહિ પડે." જોતજોતાંમાં ચારે બાજુ ધુમ્મસ જેવું કરીને મુશળધારે વરસાદ વરસવા લાગ્યો. વરસાદની ધાર પડવાના જોરથી ઝાડનાં પાંદડાં ઊખડી પડીને ઊડવા લાગ્યાં. તદ્દન નવી ભિજાયલી માટીની ગંધ આવવા લાગી. વાવાઝોડું જે થોડું નરમ પડી ગયું હતું તે વળી વધ્યું. દુર્ગા જે ઝાડ નીચે ઊભી હતી ત્યાં વરસાદ નહોતો પડતો, પરંતુ પછી પવનનું ઝાપટું ઝાડને ભીનું કરી ગયું. ઘરથી ઘણે દૂર આવી ગયાં છે. અપુ બીકથી બોલ્યો, "ઓ દીદી! આ તો બહુ વરસાદ આવ્યો."

"તું મારી પાસે આવ." દુર્ગાએ એને પાસે ખેંચીને છેડાથી ઢાંકી દઈને કહ્યું, "આ વરસાદ હવે કેટલી વાર રહેવાનો હતો! એ લોકો તો હવે ઘરમાં પેસી ગયા હશે, વરસાદ આવ્યો તે સારું જ થયું, હવે આપણે સોનામુખી નીચે જશું, બરાબર ને?"

બંને બૂમો પાડીને બોલવા લાગ્યાં:

નેબૂર પાતા કરમચા
હે વિષ્ટિ ધ'રે જા.

કડ, કડ, કડાટના ભયંકર અવાજે વનવગડાના અંધકારને જાણે આ ખૂણેથી તે પેલા ખૂણા સુધી ચીરી નાંખ્યો. પલકવારને માટે ચારે બાજુ પ્રકાશ થઈ ગયો. સામેના ઝાડની ટોચની ડાળે ધોળાં ધોળાં ફળ ઝૂલે છે. અપુ દુર્ગાને ભયથી વળગી પડીને બોલ્યો, " ઓ દીદી ! "

" બીએ છે શાનો ? રામ રામ બોલ, રામ, રામ, રામ, રામ, નેબૂર પાતા કરમચા, હે વિષ્ટિ ધ'રે જા – " "નેબૂર પાતા કરમચા, હે વિષ્ટિ ધરે'જા, " "નેબૂર પાતા કરમચા....

વરસાદના ઝાપટાથી તેનાં વાંળ ને કપડાં ભિજાઈ ગયાં ને તેમાંથી પાણી ઝરવા લાગ્યું. ધૂમ ધૂમ ધૂ...મ, ઘોર અવાજ, જાણે એક મોટો લોઢાનો દંડ આકાશમાં ઘૂમે છે. અપુ શંકાશીલ અવાજે બોલ્યો, " ઓ દીદી, ફરી વાર ! "

" બી નહિ, બીક શાની ? આવ, જરા નજીક આવ, આ તારું માથુ ભિજાઈને સાવ લીપટ બની ગયું છે. "

ચારે બાજુ મુશળધાર વરસાદ પડવાનો સૂ સૂ સૂ એવો અવાજ, બીજી બાજુ પવનના સપાટાનો સોં ઓં ઓં ઓં ઓં ઓં ઓં ઓં–અવાજ, ત્રીજી બાજુ ઝપાટાનો અવાજ, વાદળની ગર્જના, કાન જાણે બહેર મારી જાય છે ! દર વખતે દુર્ગાને થતું કે આખા બાગનાં ઝાડ કડડડ કરતાં ભાંગીને ઊખડી જઈ તેમને દાબી દેશે. "

અપુ બોલ્યો, " દીદી ! જો વરસાદ નહિ અટકે તો ? "

એકાએક વાવાઝોડાના અંધકારભર્યા આ વિભાગમાં થઈને લબકતી વીજળીની જીભ રાક્ષસના વિકટ અટ્ટહાસ્યની જેમ એક સબાકામાં બીજા ભાગમાં દોડી ગઈ.

" કડ, કડ, કડાટ ! "

સાથોસાથ વીજળીએ બાગની ઉપર વરસાદના ધુમાડાનો ઢગ ચીરીને ફાડી નાંખ્યો.

ભૈરવ જેવી કુદરતની ઉન્મત્તતામાં સપડાયલાં એ અસહાય બાલક – બાલિકાની આંખો આંજી દઈ તીક્ષ્ણ વિદ્યુત આકાશમાં રમી ગઈ.

અપુએ બીકથી આંખ ચોળી.

દુર્ગાએ શુષ્ક ગળાથી ઊંચે જોયું, "મેઘ ગર્જે છે ખરું? ઝાડ પર વનધૂંદૂલનું ફળ ડોલે છે."

એ મોટો લોઢાનો દંડ આકાશની પેલી બાજુથી આ બાજુ કોણ તાણીને લઈ આવે છે?

ઠંડીથી અપુ ટક ટક કરીને દાંત કકડાવે છે. દુર્ગા તેને વધુ આગળ ખેંચીને છેલ્લો આશ્રય આપવા વારે વારે પ્રાર્થના કરવા લાગી, "નેબૂર પાતા કરમચા, હે વિષ્ટિ ધ'રે જા. નેબૂર પાતા કરમચા, હે વિષ્ટિ ધ'રે જા, નેબૂર પાતા કરમચા......" બીકથી તેનો સ્વર કંપતો હતો.

સંધ્યા થવાને ઝાઝો વખત નહોતો. ઝાપટાં ને વરસાદ થોડી વારથી અટકી ગયો છે. સર્વજયા બહાર બારણામાં ઊભી છે. રસ્તામાં પથરાયેલ વરસાદના પાણી પર છપ છપ અવાજ કરતી કરતી રાજકૃષ્ણ પાલિતની છોકરી આશાલતા તળાવને કાંઠે જાય છે. સર્વજયાએ પૂછ્યું, "અરે એ ય, દુર્ગા અને અપુને એ બાજુ ક્યાં ય જોયાં?" આશાલતા બોલી, "ના કાકીમા, જોયાં તો નથી, ક્યાં ગયાં છે?" હસીને બોલી, "કેવા દેડકાના અવાજ આવે છે કાકીમા?"

"વાવાઝોડા પહેલાં બંને કેરી વીણવા જાઈએ છીએ એમ કહીને ફરવા ગયાં'તાં પણ હજુ આવ્યાં નથી. આવો તોફાની વરસાદ આવી ગયો, સાંજ પડી, ઓ મા! ક્યાં ગયાં હશે ત્યારે?"

સર્વજયા ઉદ્વિગ્ન મને ઘરમાં પાછી આવી. શું કરવું એ વિચારે છે ત્યાં ખડકીનું બારણું ઠેલીને આગળ આગળ પગથી તે માથા સુધી ભિંજાયલી સ્થિતિમાં એક પાકું કોળું હાથમાં રાખીને

દુર્ગા ને પાછળ પાછળ અપુ હાથમાં નાળિયેરની મોટી ડાળ ઢસડતો ઘરમાં આવ્યો.

સર્વજયા એકદમ છોકરાં પાસે જઈને બોલી, "ઓ મા! મારું શું થશે? તદ્દન ભિજાઈને લથબથ થઈ ગયાં છો! વરસાદ આવ્યો ત્યારે કયાં હતાં?" છોકરાંને પાસે લઈને માથે હાથ ફેરવી બોલી, "ઓ મા! માથું તો કેવું ભિજાઈ ગયું છે? સાવ લીપટ!" પછી આનંદના સ્વરે બોલી, "કોળું કયાંથી લીધું દુર્ગા?"

અપુ અને દુર્ગા બંને દબાયલા કંઠે બોલ્યાં. "ચૂપ ચૂપ મા! નાની જેઠીમા બાગમાં જાય છે–એ ગઈ. એમના બાગની વાડની બાજુમાં કોળાનું ઝાડ છે ને, એની નીચે પડયું હતું. અમે રખડતાં'તાં ત્યાં નાની જેઠીમા આવી."

દુર્ગા બોલી, "અપુને તો બરાબર એ જોઈ ગઈ, મને પણ જોઈ ગઈ હશે એમ લાગે છે." પછી તે ઉત્સાહથી વધુ ધીમા અવાજે કહેવા લાગી, "બરોબર ઝાડના મૂળ પાસે ડાળી પડી હતી–પહેલાં મને ખબર નહોતી–સોનામુખી નીચે જ્યારે કેરી પડી છે કે નહિ તે જોવા જતાં હતાં ત્યાં જોયું તો ડાળી પડેલી હતી. અપુને મેં કહ્યું, ડાળી લઈ લે, માને વાળવામાં બહુ તકલીફ પડે છે, સાવરણી થશે." એણે પછી કોળા તરફ ખૂબ આનંદથી જોયું ને બોલી, "બહુ મોટું, નહિ મા?"

અપુ આનંદિત સ્વરે હાથ હલાવીને બોલ્યો, "હું આમ કોળું લઈને દોડયો."

સર્વજયા બોલી, "ભારે મોટું કોળું! પણ હજી કાચું છે. વાડામાં રાખી દે, પાણી પાઈને ઉગાડશું."

અપુ સંમતિસૂચક સ્વરે બોલ્યો, "તમે કહેતાં હતાં મા, કે 'કોળું નથી, કોળું નથી,' આ રહ્યું કોળું. હવે વડાં કરી દેવાં પડશે, હું હવે મૂકીશ નહિ–કદી."

વરસાદના પાણીથી છોકરાંનાં મોં વરસાદથી ધોવાયલાં જૂઈનાં

ફૂલ જેવાં સુંદર દેખાતાં હતાં. ઠંડીથી એમના હોઠ રાતા થઈ ગયા છે. માથાના વાળ ભિન્જાઈને કાનની બાજુમાં લપેટાઈ ગયા છે. સર્વજયા બોલી, "આવો, બધાં કપડાં કાઢી નાખો. પહેલાં પગ ધોઈને ઓસરીમાં આવો."

થોડી વાર પછી સર્વજયા કૂવાનું પાણી ખેંચવા ભુવન મુખર્જીના ઘેર ગઈ. ભુવન મુખર્જીના બારણા સુધી જતાં જ તેણે નાની ઠાકુરણને ઘર વચ્ચે ઊભી ઊભી રાડો પાડીને ઘર માથે લેતી સાંભળી, "કેટલાય પૈસા ખર્ચ્યા ત્યારે બાગ લીધો છે, ભીખી માગીને તો નથી લીધો. પેલી છોડી રાત દિવસ બાગમાં બેસી રહે છે, કેટલાંક ઝાડ ઉખેડીને ઘેર લઈ જાય છે. આ બધું ડોકરીએ જ શીખવ્યું છે. એ ડોશી કાંઈ ઓછી નહોતી. ઓ મા! વિચાર્યું કે વરસાદ અટક્યો છે તો એક વાર બાગમાં જઈને જોઈ આવું, ત્યાં તો મોટું કોળું લઈને એકદમ દડ દડ કરતી દોડી. આવું પાપ ભગવાન સહન નહિ કરે. સત્યાનાશ જજો, સત્યાનાશ જજો—આ સમી સાંજે બોલું છું. જે કોળું ખાશે તે તુરતાતુરત મસાણ ભેળું થાશે."

સર્વજયા ખડકી બહાર લાકડાની પેઠે ઊભી રહી ગઈ. છોકરા–છોકરીના વરસાદથી ભિન્જાયેલ કોમળ મુખ યાદ લાવીને એણે વિચાર્યું કે કદાચ આ ગાળ એમને લાગે તો? બાપ રે! કેવા માણસો? દાંતમાં વિષ છે! શું કરું? વાતનો વિચાર કરતાં જ એનું શરીર થરથરી ગયું. આખું શરીર જાણે અવશ બની ગયું, મુખર્જીના ઘરમાં એ ન જઈ શકી. શેવડા વનમાં, વાંસવૃક્ષ નીચે વર્ષાથી સ્થિર થઈ ગયેલી સંધ્યામાં આગિયા સળગે છે. પગ જાણે હવે ઊપડતા નથી. ભયમાં ને ભયમાં તે પાણી ભરવાની નાની ડોલ ને ઘડો ખાલી લઈને જ ઘર તરફ પાછી ફરી.

રસ્તે આવતાં આવતાં વિચાર્યું, જો કોળું એમને પાછું આપી દઈએ તો શું ગાળ લાગે? તો શા માટે લાગે? જેની વસ્તુ છે તેને તો પાછી દઈ દઈએ, તો કદી લાગે?

ઘરમાં પગ મૂકતાં જ બોલી, " દુર્ગા, કોળું સતુના ઘેર જઈને આપી આવ." અપુ અને દુર્ગા આશ્ચર્યથી મા સામે જોઈ રહ્યાં.

દુર્ગા બોલી, " હમણાં જ ?"

" હા, હમણાં જ દઈ આવ. એમનું ખડીકનું બારણું ઉઘાડું છે. જલદી જા, કહેજે કે હું લઈ ગઈ હતી તે જ પાછું દઈ જાઉં છું."

" અપુ મારી સાથે જરા નહિ આવે મા ? ખૂબ અંધારું થયું છે. ચાલ અપુ મારી સાથે."

છોકરાં ગયાં એટલે સર્વજયાએ તુલસી નીચે પ્રદીપ દેતાં દેતાં ગળે છેડો નાંખી પ્રણામ કરીને કહ્યું, " ઠાકુર, કોળું એમની સાથે શત્રુતા કરીને નથી લાવ્યાં તે તમે જાણો છો. એ ગાળ એમને ન લાગે. કૃપા કરો ઠાકુર. એમને તમે બચાવી રાખો ઠાકુર. એમનું તમે મંગલ કરો. તમે એમના મોં તરફ જુઓ. એમની રક્ષા કરો ઠાકુર."

## ૯

ગામના પ્રસન્ન ગુરુ મહાશયે મોદીની દુકાન કરી હતી અને દુકાનની પાસે એની પાઠશાળા હતી. નેતરની સોટી સિવાય પાઠશાળામાં શિક્ષાદાનની વિશેષ વ્યવસ્થા ન હતી. અને એ જ નેતરની સોટી પર મદદ કરનારાનો વિશ્વાસ પણ ગુરુ મહાશય કરતાં કાંઈ ઓછો ન હતો. એટલે તેઓએ તો ગુરુ મહાશયને કહી દીધું હતું કે છોકરાઓને માત્ર એક પગે ઊભા રાખવા અને કાન પકડાવવાની જ શિક્ષા ન કરવી, જરૂર જણાય ત્યારે સોટી પણ ચલાવવી. આ નજરમાં રાખીને ઇચ્છામાં આવે એટલી સોટી ગુરુ મહાશય ચલાવી શકતા અને પોતાની શિક્ષાદાનની લાયકાત, ક્ષમતા અને વ્યવસ્થાના અભાવે, એક માત્ર નેતરની સહાયથી પૂર્ણ કરવાની શ્રદ્ધા ધરાવતા હતા.

પોષ મહિનાનો દિવસ છે. અપુ સવારે રગ ઓઢીને તડકો થવાની આશાએ બિછાનામાં સૂતો છે, માએ આવીને બૂમ મારી, "અપુ ઊઠ, જલદી કર, આજ મારે પાઠશાળાએ જવાનું છે. તારા માટે બધી ચોપડીઓ પાટી વગેરે લાવવાનું છે. હાં, ઊઠ, મોં ધોઈ નાખ. તેઓ તારી સાથે આવીને તને નિશાળે મૂકી આવશે."

પાઠશાળાનું નામ સાંભળીને અપુ હમણાં જ ઊઠ્યો હોય

એમ આંખ ઊંચી કરી અવિશ્વાસભરી નજરે માના મોં સામે જોવા લાગ્યો. તેની ધારણા એવી હતી કે જે છોકરા દુષ્ટ હોય, માની વાત ન માનતા હોય, ભાઈબેન સાથે મારામારી કરતા હોય તેને જ માત્ર નિશાળે મોકલવાના હોય. પરંતુ એ તો કદી આવું કરતો નહિ, તો એ શાનો નિશાળે જાય?

થોડી વાર પછી સર્વજયા ફરી વાર આવીને બોલી, "ઊઠ અપુ, મોં ધોઈ નાખ, તારા માટે ખાવાનું હમણાં બાંધી દઈશ, નિશાળે બેઠો બેઠો ખાજે. ઊઠો મારા રામ!" માના કહેવાના જવાબમાં તે અવિશ્વાસભર્યા સૂરે બોલ્યો, "ઊંહું..." અને મા તરફ જોઈને જીભ બહાર કાઢી આંખ ચોળવા લાગ્યો ને મોં મચકોડી બેસી રહ્યો. ઊઠવાનું કોઈ લક્ષણ દેખાયું નહિ.

પરંતુ છેવટે બાબા આવ્યા ત્યારે અપુના ઢોંગ ચાલ્યા નહિ ને જવું પડ્યું. મા પ્રત્યે અભિમાનથી જોતાં તેની આંખોમાં પાણી આવ્યાં. ખાવાનું બાંધી દેતી વખતે બોલ્યો, "હું હવે કદી ઘેર આવીશ નહિ, જોજે."

"છટ, છટ, ઘેર કેમ નહિ આવે? એવું બોલીશ નહિ, છી..." પછી તેની હડપચી પકડી ચુંબન લઈને બોલી, "ખૂબ પ્રભાવશાળી થા, સારી રીતે લખતાંવાંચતાં શીખ, પછી જોજે તને કેવી મોટી નોકરી મળશે! કેટલા બધા રૂપિયા થશે! કોઈની બીક નહિ. અરે, તમે જરા ગુરુ મહાશયને કહી દેજો કે આને કાંઈ કહે નહિ."

નિશાળે મૂકી જઈને હરિહરે કહ્યું, "રજા પડશે ત્યારે હું આવીશ ને તને ઘેર લઈ જઈશ, હો અપુ! બેઠો બેઠો લખ, ગુરુ મહાશય કહે તે સાંભળ, તોફાન ન કરીશ." થોડી વાર પછી પાછા ફરીને અપુએ જોયું તો બાબા ધીરે ધીરે રસ્તાના વાંકમાં અદૃશ્ય થઈ ગયા. અગાધ સાગરમાં જાણે એ આવ્યો! ઘણી વાર સુધી મોં નીચું રાખી બેસી રહ્યો, પછી બીતાં બીતાં મોં ઊંચું

કરી જોયું તો ગુરુ મહાશય દુકાનના થડા ઉપર બેસીને ત્રાજવામાં સિંધ-લૂણ તોળીને કોકને આપે છે. કેટલાક મોટા મોટા છોકરા પોતપોતાની ચટાઈ પર બેસીને જુદા જુદા અવાજે કરી કાંઈક વાંચે છે ને જોરથી ડોલે છે. એક નાનો છોકરો દીવાલને ટેકો દઈ નાગરવેલનું પાન મોંમાં નાંખીને ચાવે છે. બીજો વળી એક મોટો છોકરો છે, તેને ગાલે એક મોટો મસો છે. એ દુકાનના થડા નીચે કાંઈક ધ્યાનથી જોઈ રહ્યો છે. તેની સામે બે છોકરા બેઠા બેઠા પાટીમાં એક ઘર ચીતરીને કાંઈક કરે છે. કેટલાક પાટીમાં લખેલા આંક વાંચે છે અને વચ્ચે વચ્ચે આડી આંખે માલ વેચવામાં મશગૂલ બનેલા ગુરુ મહાશય તરફ જુએ છે. અપુ તેની પાટીમાં બોલતાં બોલતાં અક્ષરો ઘૂંટે છે. કેટલીક વાર પછી, તે બરોબર કહી ન શકાય, ગુરુ મહાશય એકાએક બોલી ઊઠ્યા, "એય ફણી, પાટીમાં એ બધું શું કર્યું છે?" સામેના આ બે ય છોકરાઓએ એકદમ પાટી ઊંધી વાળી દીધી. પરંતુ ગુરુ મહાશયની નજરમાંથી છટકવું ભારે અઘરું હતું. તેણે કહ્યું, "એય સતે, ફણીની પાટી લાવ તો?" એનું કહેવાનું પૂરું થાય ન થાય ત્યાં તો મોટા મસાવાળા છોકરાએ ઝપટ મારીને પાટીઓ ઉપાડી લઈ દુકાનના થડા ઉપર હાજર કરી દીધી.

"છી. આ બધું પાટીમાં શું ચીતરી માર્યું છે? સતે! બેયને પકડી લાવ. કાન પકડીને લઈ આવ."

જે રીતે મોટા છોકરાએ છલંગ મારીને પાટી લઈ લીધી અને જે રીતે દયામણાં મોંએ સામેના બેય છોકરા પગે પડતા પડતા ગુરુ મહાશય પાસે જાય છે તે જોઈને અપુને એકદમ હસવું આવી ગયું. તે ફૂ...કરતોક ને હસી પડ્યો. પછી થોડી વાર હસવું દાબીને ફરીવાર ફૂ...કરતો હસી પડ્યો.

ગુરુ મહાશયે કહ્યું, "હસે છે શા માટે? હસે છે કેમ, છોકરા? અહીં શું નાટક છે? નાટક નથી, સમજ્યો?"

નાટક શું તે અપુ સમજી ન શક્યો, પરંતુ બીકથી એનું ગળું સુકાઈ ગયું.

"સતે, એક ઈંટનો કકડો શેતૂર નીચેથી લઈ આવ તો ? મોટો હોં !"

અપુ બીકથી થીજી ગયો, લાકડા જેવો સ્થિર થઈ ગયો; પરંતુ ઈંટ આવ્યા પછી તેણે જોયું તો ઈંટનો ઉપયોગ એના માટે નહોતો, પેલા બંને છોકરા માટે હતો. તે નાની ઉમરનો અને નવો આવેલો હતો એટલે ગુરુ મહાશયે તેને માફી આપી હતી.

નિશાળ સાંજે શરૂ થતી. બધા મળીને આઠ દસ છોકરાઓ ભણવા આવતા. સૌ પોતપોતાને ઘેરથી નાનાં કપડાં લાવીને આસન કરીને બેસતા. અપુ પાસે કપડું નહોતું એટલે એ ઘેરથી એક જૂની શેતરંજીના કકડાનું આસન લાવતો. જે ઓરડામાં નિશાળ હતી એની એકે બાજુએ વંડો કે ભીંત નહોતી, ચારે બાજુ ખુલ્લું હતું. ઓરડા વચ્ચે હારબંધ વિદ્યાર્થીઓ બેસતા. નિશાળની ચારે બાજુ વન હતું. પાછલા ભાગમાં ગુરુ મહાશયના પિતાના સમયનો બાગ હતો.

બપોરનો ખરો તાપ બાતાલીલેબુ, એરંડી, અને પેયારાતલી આંબાનાં ઝાડોમાં થઈને ઓરડાના વાંસના થાંભલા સુધી આવી ગયો હતો. બાજુમાં કોઈ જગાએ કોઈનું ઘર નથી. માત્ર વન અને બાગ—એક બાજુ એક સરુનો રસ્તો હતો.

આઠ દસ છોકરા—છોકરીઓ બધાં જ ડોલી ડોલીને અને રાગડા કાઢીને વાંચેલું ગોખે છે. વચ્ચે વચ્ચે ગુરુ મહાશયનો અવાજ સંભળાય છે. "એય...શું કરે છે ? એની પાટી તરફ કેમ જુએ છે ? કાન જ મરડીને તોડી નાંખીશ. નૂડુ, તારે કેટલી વાર પોતું ભીંજવવાનું ? જો, હવે ફરી પોતું પલાળવા જવા ઊભો થયો છે તો ..."

ગુરુ મહાશય એક થાંભલાને ટેકો દઈને એક તાલપત્રની ચટાઈ પર બેઠા છે. માથાના તેલથી વાંસના થાંભલા પર ટેકો દેવાને લીધે ડાઘ પડી ગયો છે. લગભગ સાંજે ગામના દિનુ પાલિત કે રાજુરાય એની સાથે વાતો કરવા આવે છે. વાંચવાલખવા કરતાં આ વાતો સાંભળવાની અપુને બહુ ગમે છે. રાજુરાય મહાશય વેપારમાં જ લક્ષ્મીનો વાસ રહેલો છે એ વાતનું સ્મરણ કરી એમની યુવાનીની શરૂઆતમાં કેવી રીતે આષાઢૂની બજારમાં તમાકુની દુકાન ખોલી હતી તેની વાત કરતા તે અપુ આશ્ચર્યથી સાંભળી રહેતો. પોતાની નાની દુકાન વાળી-ઝૂડીને બેસવું, કાતરથી તમાકુ કાપવી, ત્યાર પછી રાત્રે નદીએ જવું, નાની હાંડલીમાં માછલી ને ભાત રાંધીને ખાવું, વચ્ચે વચ્ચે એની પેલી ફાટેલી મહાભારતની ચોપડી કે પિતાજીની પેલી દાશુરાયનાં ગીતની ચોપડી, માટીના કોડિયામાં પ્રદીપ જગવી સામે રાખીને બેઠા બેઠા વાંચવું એ કેટલું સારું લાગે! બહાર અંધારી વરસતી રાત હોય, ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હોય, કોઈ ક્યાંય હોય નહિ, પાછળ દેડકાં ડ્રાંઉ ડ્રાંઉ કરતાં હોય, કેવું સુંદર! મોટો થયે તે તમાકુની દુકાન કરશે એમ અપુએ મનમાં ગોઠવ્યું.

આ વાતોથી દિવસે દિવસે ભાવ અને કલ્પનાના તરંગો અપુના મનમાં ઊઠતા. આ ગામની પેલી શેરીના રાજકૃષ્ણ સન્યાલ મહાશય જે દિવસે આવતા તે દિવસે સૌથી વધુ ઊઠતા. ગમે તે વાત હોય પણ સામાન્ય તો હોય જ નહિ. સજી સજાવીને કહેવાની ધીરજ તેમનામાં અસાધારણ હતી. સન્યાલ મહાશય દેશની મુસાફરીની વાત કહેતા. ક્યાં દ્વારકા, ક્યાં સાવિત્રીનો પહાડ, ક્યાં ચંદ્રનાથ-આ બધું જોયાં છતાં હજુ એને તૃપ્તિ નહોતી. દર વખતે સ્ત્રી-છોકરાંને લઈને જતા અને ખરચ સારી પેઠે કરીને ખાલી થઈને પાછા ફરતા. સંપૂર્ણ આરામથી પોતાના ચંડી-મંડપમાં બેસીને હુક્કો તાણતા. આખી શેરીમાં તેઓ સૌથી સ્થિતિ-

સંપન્ન હતા. આમ દરરોજ પોતાના મંડપમાં આરામથી એ બેઠા હોય. અચાનક એક દિવસ મુખ્ય દરવાજે તાળું દેખાય. ઘરમાં માણસનો કે પ્રાણીનો અવાજ જ ન આવે. શું થયું? સન્યાલ મહાશય સપરિવાર વિંધ્યાચલના ચંદ્રનાથ ભ્રમણે ગયા છે એવી ખબર પડે. કેટલા ય દિવસ સુધી દેખાય નહિ. બીજા તો એમને ભૂલી જાય, પણ અપુ દરરોજ રાહ જુએ. એકાએક એક દિવસે બપોર વખતે છુકછુક અવાજ આવવાથી લોકો સવિસ્મય જોવા લાગ્યા. બે બળદની ગાડીમાં સામાન ભરીને સન્યાલ મહાશય સપરિવાર વિદેશથી પાછા ફરતા હતા.

બીજે દિવસે એક મોટી લાકડી હાથમાં રાખીને લાંબી લાંબી ફાળ ભરતા સન્યાલ મહાશય નિશાળે આવીને ઊભા રહ્યા. "એય પ્રસન્ન, કેમ છે? ઠીક જાળ પાથરીને બેઠો છે. કેટલી માછલી પકડી?"

ગડિયા ગોખવામાં તલ્લીન થયેલો અપુ આનંદથી પુલકિત થઈ ગયો. જે બાજુ સન્યાલ મહાશય તાલપત્રની ચટાઈ તાણીને બેઠા તે તરફ ઉત્સાહમાં એક હાથ જેટલું ખસીને બેઠો. પાટી-ચોપડી વાળીને એક બાજુ મૂકી દીધાં–જાણે આજે રજા પડી ગઈ હોય, ને હવે વાંચવા-લખવાની જરૂર ન હોય! સાથોસાથ તેની મોટી અને ઉત્સુક આંખો વાતચીતની દરેક વાતને દુકાળિયાં-ભૂખલાંની જેમ ગળી જવા લાગી.

કોઠીના વગડાના રસ્તા પર જે જગાને અત્યારે નાલતાકુડીનો ખાડો કહે છે ત્યાં પહેલાં ઘણા સમય પહેલાં ગામના મતિહાજરાના ભાઈ ચંદ્રહાજરા વનમાં કાંઈક ઝાડ કાપવા ગયા હતા. વરસાદનો સમય હતો. અહીંતહીં વરસાદના પાણીથી જમીન ફસકી પડી હતી, ત્યાં એકાએક ચંદ્રહાજરાએ જોયું તો એક જગાએ જાણે પિત્તળના હાંડાના કડા જેવું માટીમાંથી થોડું બહાર દેખાતું હતું. તરત જ એમણે ખોદીને બહાર કાઢ્યું. ઘેર આવીને જોયું તો હાંડામાં એ

વખતનું નાણું! એ મેળવીને ચંદ્રહાજરા ઘણા સમય સુધી બાબુગીરી કરીને ફર્યા. આ બધું સન્યાલ મહાશયે નજરે જોયેલું.

કો'ક દિવસ રેલવેની મુસાફરીની વાત નીકળતી. ક્યાં સાવિત્રી પહાડ આવેલો છે ત્યાંથી તે તેનાં સ્ત્રી કેવી રીતના દુઃખમાં પડ્યાં હતાં, નાભીગયામાં પિંડ દેવા જતી વખતે પંડાઓની સાથે કેવી મારામારી થઈ હતી—ત્યાં વાત પૂરી થાય. કોઈ એક જગાએ ખાવાની બહુ સરસ ચીજ મળતી તેનું નામ સન્યાલ મહાશયે કહ્યું પેંડા. નામ સાંભળીને અપુને ઘણું જ હસવું આવ્યું અને મન સાથે વિચાર્યું કે મોટા થયે તે પેંડા લઈને ખાશે.

વળી એક દિવસ સન્યાલ મહાશય કોઈ બીજી એક જગાની વાત કરતા હતા. એ જગાએ પહેલાં ઘણા લોકો રહેતા. સંધ્યા સમયે શેતૂરના જંગલમાં થઈને તે ત્યાં જતા. સન્યાલ મહાશય વારંવાર જે ચીજ જોવા જતા એનું નામ 'ચીકા મસ્જિદ.' ચીકા મસ્જિદ એ કઈ વસ્તુ હશે તે પહેલાં તો એ સમજી શક્યો નહિ, પણ પછી વાતચીતના ભાવ પરથી સમજ્યો કે એ એક ભાંગેલું પુરાણું મકાન હતું. લગભગ અંધારું થવા આવ્યું છે—એમાં ડોકાતાં જ એક ઝડપ મારીને ચામાચીડિયું સાં...કરીને ઊડીને બહાર ચાલી ગયું. અપુ કલ્પના સારી કરી શકતો. ચારે બાજુ અંધકાર, શેતૂરનું જંગલ, કોઈ ત્યાં નહિ. ભાંગેલું પુરાણું બારણું—જેવો તે ડોકાય તેવું જ સાં...કરતું ચામાચીડિયાનું ટોળું પલાયન થઈ જાય. રાણુની પશ્ચિમ બાજુના ચોરાના જેવું અંધારું ઘર!

કોઈક દેશમાં સન્યાલ મહાશયે એક ફકીરને જોયેલો. તે એક વડ નીચે બેઠો હતો. એક ચલમ ગાંજો પાવાથી તે આનંદમાં આવી જઈને બોલતો, 'અચ્છા, તને કયું ફળ ખાવાની ઇચ્છા છે, બોલ?' પછી ઇચ્છિત ફળનાં નામ કહેવાથી તે સામે જ એક ઝાડ દેખાડીને

બોલે, "જા, પેલી જગાએથી લઈ આવ." માણસ ત્યાં જઈને જુએ તો આંબા પર દાડમ ઊગ્યું હોય અગર અંજીરના ઝાડ પર કેળાંની લૂમ ઝૂલતી હોય."

રાજુરાય કહેતા કે, "એ બધી મંત્રતંત્રની વિદ્યા, બીજું શું? એ વખતે મારા એક મામા—"

દિનુ પાલિત વાતને અટકાવી દઈને બોલતા, "મંત્રની વાત જયારે નીકળી છે ત્યારે એક વાત કહું, તમે સાંભળો. કથા નથી, મારી સગી આંખે જોયેલું છે. બેલેડાંગાના બુધા ગાડીવાનને તમે ક્યાં ય જોયો છે? રાજુએ નહિ દેખ્યો હોય, પણ રાજકૃષ્ણ, તમે તો ઘણી વાર જોયો છે. ગોળ બાંધો, એક જાતની ચાખડી પગમાં પહેરીને ડોસો લગભગ હમેશ લુહારની દુકાને હળની અણી તપાવવા આવતો. એક સો વર્ષે મર્યો. મર્યા પણ આજે પચીસ વરસ ઉપર થઈ ગયું. યુવાનીમાં અમે તેના હાથમાંથી કાંડું છોડાવીને ઊભા થઈ ન શકતા. એક વાર, ઘણા સમયની વાત છે, એ વખતે હોઈશ ઓગણીસ વીસ વરસનો, ચાકદાથી ગંગાસ્નાન કરી બળદ-ગાડીમાં પાછા ફરતાં હતાં. બુધા ગાડાવાળાનું ગાડું હતું. ગાડામાં હું, મારી કાકી અને અનંત મુખર્જીનો ભત્રીજો રામ હતો—જે હમણાં ખૂલનામાં રહે છે. કાન સોનારના વગડા પાસે લગભગ સાંજ પડે તો એ બાજુ કેવી બીક લાગે છે તે તો રાજકૃષ્ણ, તમે બરોબર જાણો છો. એક તો વગડાનો રસ્તો, સાથે છોકરીઓનું ટોળું, કાંઈક પૈસા બૈસા ય ખરા—બહુ બીક લાગવા માંડી. આજ-કાલ જ્યાં નવું ગામ વસ્યું છે ત્યાં ત્યારે શું થયું તે તમે જાણો છો? રાક્ષસ જેવા કાળા કાળા ચારેક માણસોએ આવીને ગાડાની પાછળના વાંસ બંને બાજુથી પકડ્યા. એક બાજુ બે જણ, બીજી બાજુ બે જણ. મહાશય, અમારાં મોં તરફ જુઓ તો લોહી નહિ. ગમે તે રીતે ગાડાની વચ્ચે બેસી રહ્યાં છીએ અને બન્ને બાજુ તેઓ ગાડાના વાંસ પકડી સાથે જ આવે છે. સાથોસાથ ચાલ્યા આવે–

સાથે જ તે. બુધો ગાડાવાળો એ જુએ ને પટ પટ કરતો પાછળ જુએ અને ઇશારા કરીને અમને કાંઈ પણ બોલવાની મના કરે. ઘણી વાર થઈ. આ બાજુ ગાડું જલદી નવાબગંજના થાણાની લગોલગ આવી ગયું. બજાર દેખાવા લાગી એટલે એમાંથી એક જણ બોલ્યું, " ઉસ્તાદજી, અમારી ભૂલ થઈ, અમે તમને ઓળખી શક્યા નહિ, છોડી દો. ' બુધા ગાડાવાળાએ કહ્યું, "હવે કાંઈ ન થાય બચ્ચાજી, આજે તો બધાને થાણામાં લઈ જઈને બાંધી દઈશ." કેટલી ય કાકલૂદી પછી બુધાએ કહ્યું, " ભલે, જાવ, આ વખતે છોડી દઉં છું, પણ હવે કદી આવું કરશો નહિ." એટલે તેઓ બુધા ગાડાવાળાની પગરજ લઈને ચાલ્યા ગયા. મારી સગી આંખે આ જોયેલું છે. તેઓએ પેલા વાંસ આવીને પકડ્યા તે મંત્રની ચોટથી ચોંટી જ રહ્યા. પછી છોડી શકવાનું શક્ય નહોતું. મંડ્યા ગાડી સાથે ચાલવા. ત્રણે બરોબર ભાલામાં પરોવાઈ ગયા. સમજ્યા બાપુ ? મંત્રતંતની વાત ! "

વાતમાં વખત થઈ જતો. પાઠશાળાની ચારે બાજુના જંગલમાં બપોરનો તાપ નમ્ર ભાવે આવીને પડતો. કાંઠાલ ઝાડ પર, જગડૂમૂર ઝાડ પરની ડાળીએ ઝૂલતી ગુલુંચ લતા પર નાનું પંખી મોં ઊંચું કરીને બેઠાં બેઠાં ઝોલાં ખાતું. નિશાળના ઓરડામાં વનની લતાનાં પાનની સુગંધથી તાડપત્રની ચટાઈ, ફાટચાંતૂટ્યાં ચોપડી ને દફતર, નિશાળનું નાનકડું મેજ અને પેલી કાતરે કાપેલ તમાકુના કડક ધુમાડા—એ બધું મળીને એક મિશ્ર ગંધની સૃષ્ટિ રચાતી.

એ ગામના છાયા પથરાયેલ માટીના રસ્તા પર એક મુગ્ધ ગ્રામ્ય બાળકની છબી દેખાય છે. ચોપડી ને દફતર લઈને તે તેની દીદીની પાછળ પાછળ રસ્તા પર નવું સિવડાવેલ કપડું પહેરીને નિશાળેથી પાછો ફરે છે. એના નાના માથા પર રેશમ જેવા નરમ, સુંવાળા, સ્પર્શથી સુખ ઊપજે એવા વાળ એની

માએ સંભાળથી ઓળી દીધા છે. એની મોટી મોટી સુંદર આંખો જાણે આશ્ચર્યમુગ્ધ બની ગઈ હોય એમ ઉઘાડી રહી ગઈ છે. જાણે તે આ કયા અદ્દભુત જગતમાં અનાથ થઈને આવી પડ્યો છે તે નવી આંખોથી જોઈ રહ્યો છે. ઝાડપાનથી ઘેરાયેલ આ જ માત્ર તેનો પરિચિત દેશ, અહીં જ મા રોજ હાથેથી ખવરાવે, વાળ ઓળી દે, દીદી કપડાં પહેરાવે—આ નાનો ઝરો છોડે એટલે બસ, એની ચારે બાજુ અપરિચિત અગાધ જલધિ! એનું બાળ-મન સ્થિરતા મેળવી શકે નહિ.

આ બાગની પેલી બાજુ વાંસવન, તેની બાજુમાં થઈને સરુનો રસ્તો પેલી બાજુ ક્યાંક ચાલ્યો જાય છે. તમે જો બરાબર સીધા એ રસ્તે ચાલ્યા જાવ તો શાંખારીપુકુરની બાજુના અજાણ ગુપ્તધનના પ્રદેશમાં પહોંચો. ત્યાં એક મોટા ઝાડ નીચે વરસાદને લીધે જમીન ફસકી પડી હશે, ને કેટલી ય મહોર ભરેલા એક હાંડાનું કડું બહાર નીકળી ગયું હશે. વનઝાડ નીચેના અંધકારમાં કે કડવા એરમ અને વનકલમીનાં ચકચકિત લીલાં પાન નીચે દટાઈને એ પડ્યું હશે, પરંતુ એ કોઈ જાણતું જ નથી.

એક દિવસ પાઠશાળામાં એક બનાવ બન્યો, જે એના જીવનનો એક નવીન અનુભવ હતો.

તે દિવસે નિશાળમાં બીજું કોઈ ન હોવાથી કોઈ પણ પ્રકારની વાતચીત ન થઈ. લખવાવાંચવાનું હતું. તે જઈને બેઠો બેઠો 'શિશુબોધક' વાંચતો હતો. એ વખતે ગુરુમહાશય, એ જેમ દાશુરાયનાં ગીતની કડીઓ મોંએ બોલતો એમ બોલ્યા, "જુઓ, પાટી લ્યો, શ્રુતલેખન લખો."

ગુરુ મહાશય કડકડાટ બોલી ગયા ત્યારે અપુ સમજ્યો કે ગુરુ મહાશય એમની પોતાની વાત નથી કરતા, પણ ગોખેલું બોલે છે—પોતે જેમ દાશુરાયનાં ગીતની કડીઓ મોંએ બોલે છે તેમ જ.

સાંભળતાં સાંભળતાં એના મનમાં થયું કે આટલી બધી ને આવી સુંદર વાતો એક પછી એક એમ એક સાથે જ એણે કદી સાંભળી નથી. એ બધી વાતનો અર્થ તે સમજતો નહોતો. નવા શબ્દો, પદના લલિત ધ્વનિ, ઝંકારમય એ અપરિચિત શબ્દસંગીત અજ્ઞાન શિશુકર્ણને અપૂર્વ લાગતું. અને બધાનો અર્થ ન સમજવાને કારણે જ ટહુકાર જેવી અસ્પષ્ટ શબ્દસૃષ્ટિની પાછળ એક અપૂર્વ દેશની છબી વારંવાર ડોકિયું કરવા લાગી.

મોટો થયે નિશાળે ભણતી વખતે તે યાદ કરતો કે નાનપણનું એ ગોખેલું વર્ણન ક્યાં હશે!—

"આ તે જ જનસ્થાન કે જેની મધ્યમાં પ્રસ્રવણગિરી રહ્યો છે. તેના શિખરપ્રાંતે આકાશપથમાં સતતસમીરસંચરમાન જલધરપટસંગમે નિરંતર નિબિડ નીલિમાથી અલંકૃત મોહમય પ્રદેશ ઘનસંન્નિવિષ્ટ વનવૃક્ષે છવાયેલ રહીને સ્નિગ્ધ શીતલ અને રમણીય...તેને...દક્ષિણ દેશે પ્રસન્નસલિલા ગોદાવરીતરંગ વિસગર કરીને......"

તે બરોબર બોલી શકતો નહિ, સમજી શકતો નથી પરંતુ તે જાણતો, એને યાદ હતું, ઘણા વખતથી યાદ હતું. એ જ કે બે વર્ષ પહેલાં કોઠીના વગડામાં સરસ્વતીપૂજાને દિવસે નીલકંઠ પંખી જોવા ગયા હતા, એ દિવસે વગડાની બાજુએ થઈ ને એક રસ્તો ક્યાંય જતો હતો એ જોયેલું. રસ્તાની બન્ને બાજુ જાણે કેટલાં ય અજાણ્યાં પંખી, અજાણ્યાં ઝાડપાન, અજાણ્યા વનરોપ. કેટલી ય વાર સુધી તે દિવસે એ રસ્તા તરફ એક નજરે જોઈ રહેલો. વગડાનો એ બાજુનો રસ્તો ક્યાં જતો હશે તે ખૂબ વિચારવા છતાં તે જાણી શક્યો નહોતો.

બાબાએ કહેલું, "એ સોનાડાંગાના વગડાનો રસ્તો છે. માધવપુર દશઘરા થઈ ને તે ધલચીતેના ખેયા ઘાટે જઈને મળે છે."

ધલચીતેના બેયા ઘાટે જ નહિ, તે જાણે છે કે એ રસ્તો એથી યે આગળ કેટલે ય દૂર જાય છે, રામાયણ – મહાભારતના દેશ સુધી.

એ વડના ઝાડની સૌથી ઊંચી ડાળ તરફ તાકીને જોતાં જેની વાત યાદ આવે છે એ જ બહુ દૂરના દેશે.

શ્રુતલેખન સાંભળતાં સાંભળતાં પેલી બે વર્ષ પહેલાં દેખેલ રસ્તાની વાત એને યાદ આવી ગઈ.

એ રસ્તાની પેલી બાજુ ક્યાંક એ જ જનસ્થાન મધ્યવર્તી પ્રસ્રવણગિરી છે. વન્યઘટાની સ્નિગ્ધ ગંધમાં અપરિચિતની છાયાનું ઊતરી આવવું, ઝળહળતી સંધ્યા, એ સ્વપ્નપ્રદેશની કલ્પનાએ એને આશ્ચર્યમાં મૂકી દીધો. દૂર સુધી પથરાયેલ એ પર્વતનું ઉન્નત શિખર કે જે આકાશમાં સતત સંચરમાન મેઘમાલાના પ્રશાંત, નીલ સૌંદર્યથી હમેશાં ઢંકાયલું રહે છે તે કેટલે દૂર હશે?

તે મોટો થશે ત્યારે જઈને જોશે.

પરંતુ પેલું નેતરના ઝુંડવાળું તટ! વિચિત્રપુલિના ગોદાવરી! એ શ્યામલ જનસ્થાન, નીલ મેઘમાલાથી ઘેરાયેલ એ અપૂર્વ શિખર રામાયણે વર્ણન કરેલ કોઈ દેશમાં હતું નહિ. વાલ્મિકિ કે ભવભૂતિએ પણ તેનું સર્જન નથી કર્યું. કેવળ દૂર ભુતકાળમાં કોઈ પંખી કલરવ કરતાં હોય એવી ગ્રામ્ય–સંધ્યાએ એક મુગ્ધમાત ગ્રામ્યબાલક અફલ બાલિશ કલ્પનાના દેશમાં તો વાસ્તવિક, તદ્દન સત્ય ને અતિ સુપરિચિત હતું–પૃથ્વીના પટ પર જેનું ભૌગોલિક અસ્તિત્વ કોઈ કાળમાં હતું નહિ.

❦

# ૧૦

દુર્ગા ભાઈને શોધવા બહાર ગઈ છે. શેરીમાં બધી જગાએ શોધવા છતાં ક્યાંય મળ્યો નહિ. અન્નદારાય મહાશયના ઘર પાસે આવીને વિચાર્યું કે એક વાર અહીં જોઈ આવું. કાકીમાને પણ સાથોસાથ મળાશે.

અન્નદારાયના ઘેર ડોકાતાં જ "હૈ હૈ" બૂમો ને રોવા–કૂટવાનો અવાજ એના કાને આવ્યો. ઘરમાં ન જતાં તે બારણા પાસે જ ઊભી રહી. ઓસરીની એક બાજુએ અન્નદારાયની વિધવા બહેન ઊભી છે ને સખી ઠાકુરણ બૂમોથી ઘર ફાડી નાંખે છે.

"એને શું મનમાં જરી યે બીક છે? કેટલીય જોરાવર બાયડીઓ દેખી, પણ આવી તો ન જોઈ બાપુ. પગે લાગીએ તને તો. આ જમ જેવો ધણી જો ગુસ્સો કરશે તો એક હાડકું સાજું નહિ રહેવા દે. એટલે જ કહું છું બાપુ, કે સમજીને ચાલ. સાચું કહું તો આજ ત્રણ દિવસથી કહું છું કે અનાજ તડકે નાંખ બાપુ, અનાજ તડકે નાંખ, પણ સાંભળે જ કોણ? કાને પહોંચે તો ને! કોણ કહે છે ને કોણ સાંભળે છે? ગૃહસ્થની વહુ ધાન ખાંડે, કામ કરે, ત્યારે આ તો રાતદિવસ રાણીની જેમ બેસી રહે છે. રાણી સાહેબ!" શબ્દને સ્પષ્ટ કરવા માટે રાણી જેમ બેસે એવી

રીતનો અભિનય પોતાની ધારણા પ્રમાણે કર્યો. આવું તો "બાપુ ક્યાંય બાપ-જન્મે પણ દેખ્યું કે સાંભળ્યું નથી." દીવાનખાનામાંથી અન્નદારાયની પુત્રવધૂ રડતાં રડતાં બોલી, "રાણી થઈને શું બેસી રહું છું? કાલ તો સાંજ સુધી દસ શેર દાળ ભરડી – બપોરે ખાઈને તરત બેઠી હતી અને જ્યારે પાંચની ગાડી જવાનો અવાજ સંભળાયો ત્યારે જ ખાંડણી-દસ્તો લઈને બેઠી છું. બે ટોપલા દાળ ભરડી, ખાંડી, અંધારું થયું ત્યારે ઊઠી–તે શું બધું એમ ને એમ થયું? આખું શરીર – સાંધેસાંધો–દુઃખે છે એ કોણ જુએ? એના ઉપર આ સવારની વખતે વિના વાંકનો માર, જાણે બેઠાં બેઠાં જ ખાતી ન હોઉં!"

એ જ વખતે અન્નદારાયનો છોકરો ગોકુળ એક હાથે એક કાચા વાંસની પાન સુદ્ધાંની ડાળી અને બીજા હાથમાં દાતરડું લઈને ઘેર આવ્યો. સ્ત્રીના રડવાનો અવાજ સાંભળીને ગર્જના કરતો બોલ્યો, "એવું જ તારું હોય, એવું જ તારા નસીબમાં લખ્યું છે. સવારના પો'રમાં મારો ગુસ્સો વધારીશ નહિ. આજ ત્રણ દિવસથી તડકે ધાન નાંખવાનું કહી કહીને થાક્યો, આ વાદળાં ઘેરાવા લાગ્યાં છે, એમાં જો ધાનમાં જીવાત પડી જશે તો તારો કયો બાપ સંભાળવા આવશે? આખા વરસની મહેનત કયાંથી મેળવશું?"

ગોકુળની વહુ એકાએક રડવું બંધ કરી દઈને ગુસ્સાથી તાણીને બોલી: "મારા બાપ સુધી ગાળાગાળીમાં ન જશો, હું કહી દઉં છું. મારા બાપાએ તમારું શું બગાડયું છે? મારા બાપના નામે તમે શા માટે જ્યારે ત્યારે ગમે તેમ બોલો છો?"

એ પૂરું બોલે ન બોલે ત્યાં ગોકુળ હાથમાંથી વાંસ બાજુમાં મૂકીને હાથમાં દાતરડું રાખી એક છલાંગે ઓસરી પર દોડી ગયો ને બોલ્યો, "એટલે? આજ તું નહિ ને કાં તો હું નહિ, તારા બાપના ઘરનો મિજાજ આજ હું ન કાઢી નાંખુ તો......"

આમ ખૂન સુધી બનાવ પહોંચવાથી ઘરના સાથીએ વાડામાંથી બૂમ મારીને કહ્યું, "શું કરો છો દાદાઠાકુર? શું કરો છો? ધીરા પડો, શાંત થાવ." પછી તે દોડીને ઓસરીમાં આવ્યો. દુર્ગા પણ દોડી આવી. સખી ઠાકુરણ પણ ઓસરીમાં થઈને દીવાનખાનામાં પેઠી – ખૂબ હોહોકાર થઈ ગયો. દીવાનખાનામાં ગોકુળની સ્ત્રી સ્વામીના નિર્દય આક્રમણની સામે પાછી પડીને માર ઝીલવા માટે બંને હાથ ઊંચા કરી દીવાલને છેડે ટેકો દઈને જડવત્ બની જઈ ઊભી છે. એની આંખો ભયભીત છે. સાથીએ જઈને તરત ગોકુળના હાથમાંથી દાતરડું લઈ લીધું. પછી તેને પકડીને દીવાનખાનામાંથી બહાર લાવતાં લાવતાં બોલવા લાગ્યો, "શું કરતા હતા દાદાઠાકુર! રહો, નીચે આવો."

ગોકુળને પાંત્રીસ છત્રીસથી ઓછાં વર્ષ નહિ હોય, પરંતુ શરીર એવું સબળ નહોતું કે બળવાન સાથીના હાથમાંથી હાથ છોડાવી શકે. જો કે એણે મેલેરિયાથી દુર્બળ થઈ ગયેલ શરીરે સાથીનો હાથ છોડાવવા પ્રયત્ન કર્યો પણ પોતાની નિર્બળતા પ્રગટ થઈ જશે એ બીકે બોલતાં બોલતાં ઊતર્યો, "જુઓને, આ ધાનને બિયાં જો પાણી પડવાથી સળી જશે તો શું થશે? રોવાથી કાંઈ વળશે? આજ ત્રણ દિવસથી તેને કહું છું તો ય મિજાજ જોયો ને? એનો મિજાજ હું......"

દુર્ગાએ શ્વાસ હેઠો મૂકી કહ્યું: "જીત્યા." પરંતુ આવે વખતે કાકીમા સાથે વાતચીત કરવાનો સમય નથી એમ સમજીને તે ગુપચુપ અન્નદારાયના ઘર બહાર નીકળી ગઈ.

પાંચુ બાંડુજ્યેરના ઘર પાસે જાંબુડી નીચે એક માણસ વાસણકુસણ સાંધવા બેઠો છે. લાકડાના કોલસાની ભઠ્ઠીમાંથી અગ્નિના તિખારા ઊડતા હતા. શેરીના માણસોનાં કેટલા ય ભાંગેલાં વાસણને રેણ દેવાતાં હતાં—માણસ ઠીંગણો, પાકટ મોઢાવાળો હતો. વરસ કેટલાં હશે તે તો સમજી શકાય એમ નહોતું. ત્રીસ પણ

હોઈ શકે, પચાસ પણ હોઈ શકે—ગળામાં ત્રિકંઠી તુલસીની માળા હતી. મોંની ડાબી બાજુ એક કાળો મસો હતો. હાથના કાંડા પર દડી જેવું ટોપકું બહાર આવ્યું હતું. અર્ધું મેલું ધોતિયું પહેર્યું હતું. શેરીનાં કેટલાં ય છોકરા–છોકરીઓ એને વીંટીને વાસણ સંધાતાં જુએ છે. દુર્ગા પણ ત્યાં આવી. માણસે પૂછ્યું, "શું જોઈએ છે છોકરી ?"

તેણે કહ્યું, "કાંઈ નહિ, જોઉં છું અમથી."

ઘેર આવીને માને કહ્યું, "આજે તો મા, ગોકુળકાકાએ કાકીને કેવું માર્યું છે! શું કહું?" પછી તેણે પહેલેથી છેલ્લે સુધીની ઘટનાનું વર્ણન કર્યું.

સર્વજયા બોલી, "અંતે તો ખેડૂત ને ? બીજું શું ? અરેરે, આવી સુંદર વહુ આવાના હાથમાં, ને આવા ઘરમાં પડી! માર ખાઈ ખાઈને જ એની જિંદગી ગઈ."

"મારા પર તો બહુ હેત રાખે છે. જ્યારે ઘેર જાઉં ત્યારે મારે માટે તલ રાખી મૂક્યા હોય. કાકીને રડતાં જોઈને તો બહુ દુઃખ થયું મા, ઊલટાનાં સખી ઠાકુરણ કાકીમાને લડતાં'તાં."

તે ત્રણ ચાર દિવસ જાંબુડી નીચે વાસણ સંધાતાં જોવા ગઈ. પેલો માણસ એનું ઘર, બાપનું નામ એમ બધું પૂછે ને કહે કે, "તારા ઘેર વાસણકુસણ સાંધવાનાં નથી ? લઈ આવને છોકરી ?"

દુર્ગાએ ઘેર આવીને માને કહ્યું, "મને ભાંગેલા ઘડા–લોટા દે, એક સારો માણસ આવ્યો છે, પેલી શેરીના રસ્તા પર જાંબુડી નીચે બેઠો બેઠો સાંધે છે."

માણસે એનું નામ પ્રીતમ કહ્યું છે. જાતનો કંસારો છે. ભઠ્ઠી સળગાવતાં સરખો બેસતાં દર વખતે બોલે છે, 'જય રાધે, રાધે ગોવિંદ.' સવારમાં તો એની પાસે શેરીનાં ઘણાં ય ભેગાં થાય છે. તે ચીપિયાથી ભઠ્ઠીમાંથી અગ્નિ ઉપાડી અટક્યા વિના તમાકુ કરીને

ભદ્રલોકને દે છે–દેતી વખતે મોં વિનયથી ઢીલું પોચું કરીને માથું નીચે નમાવી બોલે–"હેં–હેં-લ્યો તમાકુ, બાબાઠાકુર !......"

મુખર્જી મહાશય સવારથી નક્કી કરીને ત્યાં બેઠા છે કે કોઈ પણ રીતે મીઠી મીઠી વાતોથી પેલાને રાજી કરીને એક પિત્તળનો ઘડો પોતે મફત સંધાવી લેશે. તમાકુ ખાતાં ખાતાં આગળની વાતનું અનુસંધાન પકડીને બોલ્યા, "એ તો વાત જ ગઈ બાપુ ! આ વખતે તો ધાર્યું હતું કે વીસેક પૂળા ઘાસ ઘરમાં રહેશે, ત્યાં વળી મેલેરિયામાં સપડાયો. તમારી તરફ કેવુંક છે, કાસબી ?" તે સવારથી એને કસબી કહીને જ બોલાવતા હતા.

"ખરેખર, મેલેરિયાની તો વાત જ ન કરશો, બાબા ઠાકુર ! હાડકાં બાળી નાખે છે. આ લ્યો તમારો ઘડો, છ પૈસા દેજો."

મુખર્જી મહાશય ઘડાને હાથમાં લઈ ઊભા થઈને બોલ્યા, "લે...આટલાના વળી પૈસા ? બ્રાહ્મણને એક વાસણ તો સાંધી દો ? વળી આ તો કાર્તિક મહિનાનો દિવસ છે એટલે વળી—"

પ્રીતમે એકદમ મુખર્જી મહાશયના હાથનો ઘડો પકડીને અતિ સખ્ત રીતે હસીને કહ્યું, "જી, ના. માફ કરજો બાબા ઠાકુર, એમ સાંધી નહિ દઈ શકાય. હજુ સવારના પો'રમાં બોણી યે નથી થઈ, ના જી, એમ નહિ થઈ શકે. ઘડો મૂકી જાવ. ઘેર જઈ પૈસા મોકલજો એટલે મોકલી દઈશ."

આ બાજુ દુર્ગાની માએ કહ્યું, "જો તો, ભાંગેલાં વાસણ-કુસણને બદલે ઘણી વાર નવાં વાસણ આ લોકો આપે છે. પૂછી આવ જોઉં ?"

પ્રીતમે ખૂબ રાજી થઈને હા પાડી. દુર્ગાએ ઘરમાંથી શોધી શોધીને એક ઢગલા જેટલાં જૂનાં કૂજા, લોટા, વાટકી, વડા લઈને તેની પાસે હાજર કર્યાં. અર્ધો દિવસ તો એ જાંબુડી નીચે

જ પસાર કરતી ભઠ્ઠીની આગ અને રેણ દેવાનું બેઠી બેઠી જોયા કરે. પ્રીતમે એને કહેલું કે એ એને એક પિત્તળની વીંટી ઘડી દેશે, અને એમ પણ કહેલું કે સંધામણના પૈસા એ લેશે નહિ. સર્વજયા આ સાંભળીને બોલી, "બહુ ભલો માણસ લાગે છે. કહેજે કે બુધવારે અપુનો જન્મદિવસ છે તે આવે. આવશે તો આપણે ત્યાં દાળભાતનો પ્રસાદ. .."

બુધવારે સવારે ઊઠીને દુર્ગાએ જાંબુડી નીચે જઈને જોયું તો પેલો માણસ નહિ. પૂછગાછ કરવાથી સાંભળ્યું કે આગલે દિવસે સાંજ પછી ક્યારેક એ દુકાન ઉઠાવીને ચાલ્યો ગયો છે. ભઠ્ઠીનો ખાડો અને બળેલા કોલસાના ઢગ સિવાય બીજું કોઈ ચિહ્ન નથી. દુર્ગાએ અહીં – તહીં તપાસ કરી, આને – તેને પૂછ્યું. કોઈ જાણતું નહોતું કે તે ક્યાં ગયો છે. બીકથી દુર્ગાનું મોં સુકાઈ ગયું. મા આ સાંભળીને શું કહેશે? ઘરનાં અડધાં વાસણ તો એની પાસે જ હતાં. એણે દુર્ગાને કહેલું કે ઝીકરહાટીની બજારમાં એની કંસારાની દુકાન છે ત્યાં એણે ખબર મોકલી છે, એટલે એનો ભાઈ થોડા દિવસમાં નવાં વાસણ લઈને આવી પહોંચશે. આવશે કે તુરત ભાંગ્યાંતૂટચાં વાસણ બદલાવી દેશે. ક્યાં એ ને ક્યાં એનો ભાઈ! તે ક્યાં ગયો એની ઘણી તપાસ કરતાં પણ દુર્ગા જાણી ન શકી. માત્ર એની જ વસ્તુઓ ગઈ – કેટલા ય હોશિયાર માણસોનો પિત્તળનો એક કકડો ય ખોવાયો નહિ.

આખા દિવસ પછી સાંજ વખતે દુર્ગાએ રોતાં રોતાં માને મોઢે બધું કહ્યું, "હરિહર પરદેશમાં હતો, કોણ એની તપાસ કરે? કોણ જુએ?" સર્વજયા અવાક્ થઈ ગઈ. એણે કહ્યું, "તું એક વાર જઈને જેઠા મહાશયને કહે તો, ઓ મા! આવી વાત તો કોઈ દિવસ નથી સાંભળી." હરિહર ઘેર આવીને ઝીકર-હાટીની બજારમાં તપાસ કરી આવ્યો તો ત્યાં પ્રીતમ નામના કોઈ

કંસારાની દુકાન નહોતી, ને ઉપર વર્ણવેલ ચહેરાનો કોઈ માણસ પણ ત્યાં નહોતો.

કેટલા ય મહિના વીતી ગયા. ભાદરવો મહિનો ચાલુ છે.

અપુ સાંજ વખતે રખડવા જવાનો વિચાર કરે છે ત્યાં એની માએ બૂમ મારીને કહ્યું, "ક્યાં રખડવા જાય છે અપુ? ચણા અને છોલા શેકું છું. રખડવા ન જઈશ, હમણાં જ ખાવા દઉં છું."

અપુએ સાંભળ્યું, પણ ન સાંભળ્યા જેવું કર્યું.

તેણે જ્યારે દરવાજા બહાર પગ મૂક્યો ત્યારે માની બૂમ ફરી કાને પડી, "રમવા જાય છે કે? એ અપુ!... જુઓ છોકરાની મજા! ગરમ ગરમ ખાઈશ એટલા માટે તો ઘાટથી એકદમ આવી ને શેકવા બેઠી, અરે એ અપુ......!"

અપુ એક દોટ મૂકીને નીલુના ઘેર જઈ પહોંચ્યો. ઘણાં ય છોકરાંઓ ભેગાં મળ્યાં હતાં. અપુના આવતાં પહેલાં જ રમવાનું શરૂ થઈ ગયું હતું. નીલુએ કહ્યું, "ચાલ અપુ, દક્ષિણના વગડામાં પંખીનાં ઈંડાં જોવા જઈએ." અપુએ ખુશ થઈ હા પાડી એટલે બંને જંગલમાં ગયા. ધાનના ખેતરની પેલી બાજુ નવાબગંજની પાકી સડકની પૂર્વ પશ્ચિમ બાજુના વગડા વચ્ચે પહોંચ્યા. ગામથી એક માઈલ જેટલે હશે. અપુ આટલે દૂર કદી રમવા આવતો નહિ, એટલે એને થયું કે એની સઘળી પરિચિત જગાઓ છોડીને નીલુ એને ક્યાંક કેટલે ય દૂર તાણી લાવ્યો છે. થોડી વાર પછી એ બોલ્યો, "ઘેર ચાલ નીલુદા, મારી મા લડશે. સાંજ પડી જશે ને હું એકલો એરંડા નીચેના રસ્તે થઈને જઈ શકતો નથી, તું ઘેર ચાલ."

પાછા ફરતાં નીલુ રસ્તો ભૂલ્યો. ફરતાં ફરતાં કોઈકના એક

મોટા આંબાવાડિયાની બાજુમાં થઈને એક રસ્તો મળ્યો. સાંજ પડવાને ત્યારે થોડી જ વાર હતી. આકાશમાં હવે વાદળાં છવાવા લાગ્યાં. નીલુ ચાલતાં ચાલતાં એકાએક ચમકીને ઊભો રહી ગયો અને અપુની કોણીને ધક્કો દઈ સામેની બાજુ જોઈને ભયભરેલા સ્વરે બોલ્યો, " ઓ ભાઈ અપુ ! "

અપુ એના ભયનું કારણ સમજી શક્યો નહિ એટલે બોલ્યો, " શું છે નીલુદા ? " પછી એણે જોયું કે જે કેડીના રસ્તે તેઓ ચાલતા હતા તે કોઈકના વાડામાં જ પૂરી થતી હતી. વાડામાં એક ઓસરી અને એક વિલાયતી આંબલીનું ઝાડ હતું. અપુ કાંઈ પૂછે એ પહેલાં જ નીલુ બીતાં બીતાં બોલ્યો, " આતુરી ડાકણનું ઘર ? "

અપુનું મોં સુકાઈ ગયું......આતુરી ડાકણનું ઘર ? સાંજ વખતે તેઓ ક્યાં આવી પડ્યા ? એ વાડાના ઝાડ પરથી ચોરી કરીને વિલાયતી આંબલી પાડવાના અપરાધ માટે ડાકણે શેરીના કોઈ એક છોકરાનો જીવ લઈ એને લીલાં પાનમાં બાંધી પાણીમાં ડુબાડી દીધો છે. હવે માછલીઓ તેને ખાઈ જશે. આંબલી ખાવાની ઇચ્છા એની પોતાની જેમ મરી જશે ! કોઈ નહિ જાણે, આતુરી ડાકણ ઇચ્છા કરીને માત્ર નજરથી જ નાના છોકરાનું લોહી ચૂસી જઈ તેમને છોડી દઈ શકે, જ્યારે લોહી ચુસાઈ જાય ત્યારે તેઓને કશી ખબર ન પડે, પરંતુ જ્યારે ઘેર જઈને ખાઈપીને પથારીમાં સૂઈ જાય પછી બીજે દિવસે છોકરો ઊઠે જ નહિ ! કેટલા ય દિવસ શિયાળાની રાત્રે કામળા નીચે સૂઈને દીદીને મોંએ આતુરી ડાકણની વાત એ સાંભળતો ને પછી બોલતો, " રાત્રે તું આવી બધી વાત કરીશ નહિ દીદી, મને બીક લાગે છે, તું પેલી કંચનવરણી રાજકન્યાની વાત કહે જોઉં ! "

ઝાંખી આંખે તે સામે જોવા લાગ્યો કે ઘેર કોઈ છે કે

નહિ ? પણ જોતાં જ તેનું આખું શરીર જાણે થીજીને હિમ થઈ ગયું. વાડાના વાંસના ઝાંપા પાસે બીજું કોઈ નહિ પણ માત્ર આતુરી ડાકણ પોતે – જાણે કે આ લોકો તરફ જ તાકીને ઊભી છે!

જેને માટે આટલી બીક, તેને તદ્દન સામે આ રીતે ઊભેલી જોઈને અપુ એક તસુ પણ ખસી શક્યો નહિ.

આતુરી ડોશી પાંપણ પટપટાવીને, ખાડા પડેલા ગાલને જાણે વધુ ફુલાવીને, નમેલા મોંને સામી બાજુ આગળ લાવીને પગલે પગલે તેમની તરફ આવવા લાગી. અપુએ જોયું કે તે પકડાઈ ગયો છે, હવે ક્યાં ય નાસી જવાનો રસ્તો નથી. ગમે તે કારણ હોય પણ ડાકણ ગુસ્સે એના ઉપર જ થઈ છે. હમણાં જ એનો પ્રાણ લઈ લીલાં પાનમાં પૂરી દેશે!

મોંએથી ખાવાનું ઠેલી, માના સાદની ઉપેક્ષા કરી, તે આજે માને દુઃખ આપીને ઘર બહાર નીકળી આવ્યો છે તેનું આ ફળ તેને મળે છે. તે અસહાય ભાવથી ચારે બાજુ જોઈને બોલ્યો, "હું કાંઈ જાણતો નથી, ઓ બુઢ્ઢી ફઈ! હું હવે કાંઈ નહિ કરું, અમને છોડી દો, હું આ બાજુ હવે કદી આવીશ નહિ, આજ છોડી દો બુઢ્ઢી ફઈ!"

નીલુ તો બીકથી લગભગ રડવા લાગ્યો, પરંતુ અપુને તો એટલો ડર લાગ્યો કે તેની આંખે પાણી પણ ન આવી શક્યાં.

ડોશી બોલી, "મારી બીક કેમ લાગે છે છોકરાઓ ? મારી બીક શાની ?" પછી મશ્કરી કરતી હોય એમ હસીને બોલી, "મને ઘેર લઈ જશો છોકરાઓ ? મારે ઘેર આવશો ? કેરી દઈશ."

"કેરી...! ડાકણી ડોશી લાલચમાં નાખી ઘરમાં પૂરવા ઇચ્છે છે. ગયા પછી શું ? ડાકણ રાક્ષસી આવી રીતે ભૂલવીને

ફસાવી દે." આવી જાતની કેટલી ય વાતો તો એણે માને મોંએ સાંભળેલી.

અત્યારે હવે એ શું કરે? ઉપાય શો?

ડોશી તેમની તરફ હજુ પણ વધુ આગળ આવતાં આવતાં બોલી, "મારી બીક શેની છોકરા? હું કાંઈ બોલીશ નહિ, મારી બીક શેની?"

હવે શું? બધું સંપૂર્ણ. માની વાત ન સાંભળવાનું ફળ મળવાને હવે વાર નથી. હાથ વધારી એનો પ્રાણ ખેંચી હમણાં લીલાં પાનમાં પૂ...રી દેશે. દરેક ક્ષણે તેને આશંકા થતી કે હમણાં આ ડોશી હાસ્યવાળું મોં બદલાવી વિકટ મોં ધરી અટ્ટહાસ્ય કરી ઊઠશે–રાણી રાક્ષસીની જેમ. વનમાં અજગર–સાપની નજરે પડ્યાથી હરણીનું બચ્ચું બીજે ક્યાં ય નજર ન ફેરવી શકે તેમ આ બાળકોની ભયભીત દૃષ્ટિ ડોશીના મોં પર સ્થિર અને સ્તબ્ધ હતી. અપુ ગદ્‌ગદિત કંઠે અનાથ ભાવે બોલી ઊઠ્યો, "બુઢ્ઢી ફઈ! મારી મા રડશે, અમને આજ કશું કહો નહિ, અમે તમારા ઝાડે કદી આમળાં લેવા આવશું નહિ. મારી મા રડશે."

દુઃખથી તે નીલવર્ણો થઈ ગયો. મકાન, ઘર, ઝાડપાન, નીલુ– ચારે બાજુ જાણે ધુમાડો ધુમાડો. કોઈ ક્યાં ય નથી, માત્ર એ અને આતુરી ડાકણની ક્રૂર દૃષ્ટિવાળી આંખો – અને કેટલે ય દૂર ક્યાંકથી જાણે મા અને તેની ચણા ખાઈ લેવા માટેની બૂમ...!

બીજી જ ક્ષણે, પરંતુ વધારે બીકથી તેનામાં એક પ્રકારનું મરણિયું સાહસ જાગી ઊઠ્યું. એક અસ્પષ્ટ આર્તરવ કરી પ્રાણ જવાની બીકે અનાથ સ્થિતિમાં સામેના ભાંટ, શેવડા, રાંગચિતાનું જંગલ વટાવીને અંધકાર છવાયેલ સંધ્યામાં જે તરફ દેખાયું તે તરફ એ દોડ્યો, નીલુ પણ તેની પાછળ પાછળ દોડ્યો.

આ છોકરાના ભયનું કારણ ન સમજી શકવાથી ડોશીએ

વિચાર્યું, "હું મારતી નથી, પકડતી પણ નથી, કોમળ છોકરા, કોણ જાણે મને દેખીને શાનો ભય લાગ્યો સાંજ વખતે? કોના છોકરા હશે?"

અપુ જ્યારે ઘેર આવ્યો ત્યારે સાંજ નમી ગઈ હતી. સર્વજયા ચૂલો સળગાવીને તાલેનાં વડાં તળવાની તૈયારી કરે છે. દુર્ગા પાસે બેસીને તાડ છેદીને રસ કાઢે છે. છોકરાને જોઈને બોલી, "ક્યાં હતો બોલ જોઉં? આમ સાંજ વખતનો રખડે છે. કાંઈ ખાધું તો નથી, ખાવાનું મળ્યું ક્યાં ય?"

માને કહેવાની વાત અપુના મનમાં ગોળ ગોળ બની ગઈ, ને સઘળી એક સાથે બહાર આવવા માટે એવી પ્રયત્ન કરવા લાગી કે, શબ્દો એક સાથે બહાર નીકળવાની કોશિશ કરતા હોય ને પરસ્પર અથડાઅથડી થતાં એક બીજાનો માર્ગ રૂંધતા હોય એમ અપુને તદ્દન અબોલ કરી દીધો. તે માત્ર એવું જ બોલ્યો, "હું લૂગડાં કાઢું મા? મારું આ પહેરણ..." પણ એણે વિસ્મય સાથે જોયું કે મા એને ચણા દેવાનો જરી યે આગ્રહ નથી દેખાડતી, અને તાડનો રસ પાતળો કે ઘટ્ટ છે તેની અતિ કાળજી-પૂર્વક પરીક્ષા કરે છે. પરીક્ષા પૂરી થયે તેણે દુર્ગાને કહ્યું, "બે ચાર તળી જોઈએ, મોટા ખાટલા નીચે ચોખાની કુશકી છે. થોડી અહીં લઈ આવ." પછી છોકરા તરફ જોઈને બોલી, "ઊભો રે' અપુ, તને ગરમ ગરમ તળી દઉં."

અપુ બોલ્યો, "કેમ મા? ચણા–મગ શેક્યા?"

"ચણા–મગ તેં ખાધા ક્યાં? આટલી વાર બૂમ મારી પણ તું રખડવા ચાલ્યો ગયો. ઠરી ગયા એટલે દુર્ગા ખાઈ ગઈ. આ વડાં થઈ ગયાં છે, તળીને દઉં છું."

અપુએ સાંજથી જે રીતનું મનમાં ધર રચ્યું હતું તે એક ફૂંકથી કોઈકે એકદમ ભોંયભેગું કરી દીધું. આ એની મા એને

કેવી વહાલી લાગેલી! તે સાંજે ઘર બહાર ગયા પછી સતત વિચારતો હતો કે કોણ જાણે મા એને માટે કેટલી ય દુ:ખી થતી હશે, મારો અપુ હજુ સુધી કોણ જાણે આવ્યો નથી, એના માટે ઘાટથી આવીને ચણા શેક્યા, અરે રે, એણે થોડા ખાધા ય નહિ. કેવી ઉપાધિ થઈ છે! અત્યારે અપુને લાગ્યું કે મા તો એવા સરસ ચણા-મગ દીદીને ખવડાવીને નિશ્ચિંત થઈને બેઠી છે. પોતે અત્યાર સુધી એવું જૂઠ્ઠુંજૂઠ્ઠું વિચારીને હેરાન થયો.

દુર્ગા બોલી, "મા, જલદી જલદી તળી આપો, ભારે વાદળાં થયાં છે, વરસાદ આવશે તો તળાશે નહિ, ઓરડામાં પાણી પડે છે એટલે તે દિવસ જેવું થશે."

જોતજોતાંમાં ચારે બાજુ ઘેરાયેલ વાદળાંની છાયાથી વાંસ-વનનું આકાશ કાળું કાળું થઈ ગયું. ખૂબ વાદળાં જામવાથી આકાશમાં અંધારું છવાઈ ગયું, પણ વરસાદ હજુ યે વરસતો નહોતો. આવે વખતે મનમાં એક પ્રકારનો આનંદ અને કુતૂહલ થાય છે—કેવી ભયંકર વૃષ્ટિ આવશે તેની ખબર પડતી નથી, પૃથ્વીને જાણે ડુબાડીને તાણી જશે. દર વખતે આવી જ વૃષ્ટિ થતી, પણ પૃથ્વી કદી ડૂબી નહોતી; તોપણ એ કલ્પના નીકળી જતી નહિ. દુર્ગાનું મન એ જ અજાણ્યા આનંદથી ભરાઈ ઊઠ્યું. તે વચ્ચે વચ્ચે ઉંબરા પર આવી ઓસરીના બાંકામાંથી મોં બહાર કાઢી મેઘથી અંધકારમય થયેલા આકાશ તરફ તાકી તાકીને જોવા લાગી.

સર્વજયા થોડાં વડાં તળીને બોલી, "આ વાટકીમાં નાંખીને એને દે તો દુર્ગા! સાંજથી તો કાંઈ ખાધું જ નથી." આ છેલ્લા વાક્યથી અપુ ગુસ્સે થયો. આટલી વાર ગમે તેમ પણ એ શાંત રહ્યો હતો, પરંતુ માના છેલ્લા આદરભર્યા સ્વરથી તેના અભિમાનની પાળ એકદમ તૂટી પડી. તે વડાંવાળી વાટકીને ઉંબરામાં જ ફેંકી દઈને બોલ્યો, "હું વડાં ખાઈશ નહિ, જાવ."

સર્વજયા છોકરાનું તોફાન જોઈ આશ્ચર્યમાં પડી ગઈ. ગરીબનું ઘર ચલાવવું–કેટલા કષ્ટથી બધી ગોઠવણ કરતી હતી તે એ જ જાણતી હતી. અને હતભાગી છોકરાએ બબ્બે વાર કેટલું સહન કરીને ખરીદી–સંગ્રહેલી ચીજને મોં આગળથી ફેંકી દીધી! ક્ષોભ અને ગુસ્સાથી તે છોકરા તરફ જોઈ ને બોલી, "તને આજે થયું છે શું? આજ તારા નસીબમાં રાખ જ લખી છે, તે ખાવ હવે ગરમ ગરમ—"

હવે અપુનો વારો આવ્યો. આવી જાતનાં વેણ તેણે માને મોંએ કદી સાંભળ્યાં નહોતાં. તે ધારતો હતો કે મા આદરભર્યા બે શબ્દો કહી સાંત્વન દેશે, પણ સાંજ વખતે આ નિષ્ઠુર શબ્દો! તે ઊભો થઈ જઈ ને બોલ્યો, "ઠીક મા, મેં ચણા-મગ ખાધા નહિ તેનું મને દુઃખ ન થાય? હું સાંજથી વિચારતો હતો, સમજી? હું...હું...કદી તમારે ઘેર હવે આવીશ નહિ, હું રાખ ખાઈશ, શા માટે હું રાખ ખાઉં? અને દીદી બધી સારી વસ્તુ ખાય? હું તમારે ઘેર નહિ આવું-કદી નહિ આવું."

પછી તે આતુરી ડોશીના ઘેરથી જે રીતે અંધકાર, કાંટા, આંબાવાડિયા–કાંઈ પણ જોયા વિના દોડ્યો હતો તેવી જ રીતે ગુસ્સાથી ભાન ભૂલીને ઉંબરામાંથી ઊતરી વાડા તરફ મરણિયા જેમ દોડ્યો. ભાઈની અભિમાનભરી દૃષ્ટિ, ફૂલેલો હોઠ અને બોલવાની રીત દુર્ગાને એવી હાસ્યાસ્પદ લાગી કે તે હસતી હસતી લગભગ ઊંધી વળી ગઈ, "હી...હી...અપુ સાવ ગાંડો મા! કેવું બોલ્યો!" પછી ભાઈની વાત કહેતી વખતની રીતના ચાળા પાડીને બોલી, "'મેં ચણા–મગ ખાધા નહિ...હી...હી...એટલે મને દુઃખ ન થાય?' સાવ મૂરખ, એ અપુ...સાંભળે છે કે અપુ ...ઉ...ઉ...?"

અપુ દોડીને વાડની પાસેના રસ્તા પર થઈને પાછળના વાંસવન તરફ દોડ્યો. આકાશમાં ત્યારે પણ વાદળાં હતાં; વાંસવન નીચે નિર્જન વર્ષા-સંધ્યાનો ઘેરો અંધકાર હતો. સામાન્ય સ્થિતિમાં આવા સ્થાને આવે વખતે એકલા આવવાની કલ્પના પણ તે કદી કરી શકે નહિ, પરંતુ અત્યારે તો ચારે બાજુની નિર્જનતા અને અંધકાર, ઝાડપાનની અંદરના શેનોક ખડખડ અવાજ, દૂર સલતેખગી આંબાના ભૂતની લોકવાણી–વગેરે ભૂલી જઈને ઊભો ઊભો એ વિચારવા લાગ્યો, "હું કદી ઘેર જઈશ નહિ, આ જિંદગીમાં તો હવે જઈશ જ નહિ."

અભિમાનનો પ્રથમ વેગ ઊતર્યો એટલે એના શરીરમાં કાંઈક છમ છમ થવા લાગ્યું. બીતાં બીતાં તેણે એક વાર દૂરના સલતેખગી આંબા તરફ તાકીને જોયું. એને થયું, અહીં જો એક ભૂત મને ઉપાડીને તદ્દન ઊંચી ડાળે લઈ જાય તો સારું થાય. મા શોધતી શોધતી રડીને મરે ને વિચારે કે શા માટે સાંજ વખતે 'રાખ ખા' એમ બોલી? એટલે જ છોકરો મારા પર ગુસ્સો કરીને ક્યાંક અંધારામાં ને વરસાદમાં ચાલી ગયો ને પાછો આવ્યો નહિ. ભૂતના હાથથી તે મરી જશે એટલે માને કેવું દુઃખ થશે એનો એણે થોડી વાર હિંસાના આનંદથી ઉપયોગ કર્યો. પછી તે ત્યાંથી વાડાની બાજુના રસ્તા પર જઈ ઊભો રહ્યો. એના મનમાં ડર લાગતો હતો. સામેના વાંસ-ઝાડમાંથી જાણે એક અસ્પષ્ટ અવાજ આવતો હતો, અપુએ એક વાર ડરતાં ડરતાં આંખ ઊંચી કરીને જોયું, તેની મા અને દીદી રાણુના ઘર તરફ બૂમ મારે છે, "ઓ અપુ..." વાંસ-ઝાડ તરફ ફરીથી જાણે કાંઈક અવાજ થયો. તે મનમાં ને મનમાં ઘણો અસ્વસ્થ થઈ ગયો પણ મુશ્કેલી એ હતી કે તેની ખુશામત ન થાય ત્યાં સુધી પોતે જ આટલા ગુસ્સાની પછી ઘેર પાછો જાય એવો આત્મસ્વમાનભંગી તો તે ખરેખર ન જ બને. આ વખતે એની દીદી રાણુના ઘરની ખડકીમાંથી

બહાર આવતી હતી. તે દોડીને દરવાજાના સામેના વાડાના ખૂણામાં ઊભો રહ્યો. આવતાં એકાએક વાડા પાસે નજર પડતાં દુર્ગા બૂમ પાડી ઊઠી, "અહીં ઊભો રહ્યો છે મા ! આ જુઓ વાડા પાસે." પછી તેણે દોડી જઈને ભાઈનો હાથ પકડયો. "અરે, અહીં છાનોમાનો ઊભો રહ્યો છે, અને હું ને મા બધી જગાએ શોધતાં શોધતાં રખડીએ છીએ. આ જુઓ મા, અપુનાં પરાક્રમ જુઓ." બંને મળી તેને પકડીને ઘરે લઈ ગયાં.



## ૧૧

**આ** વખતે ઘેરથી જતી વખતે હરિહર છોકરાને સાથે લઈને ગયો હતો. એણે ધારેલું કે ઘેર કાંઈ ખાવાનું મળશે નહિ, બહાર ફરતાં દૂધ – ઘી મળશે એટલે શરીર સારું થશે.

અપુ જન્મ્યો ત્યારથી કદી ક્યાંય ગયો ન હતો. આ ગામના જ બકુલ નીચે, ગોંસાઈના બાગમાં, ચાલતેતલા, નદી-કાંઠે ને બહુ બહુ તો નવાબગંજ જતી પાકી સડક ત્યાં સુધી એની અવરજવર હતી. વચ્ચે વચ્ચે વૈશાખ કે જેઠ મહિનાની ખૂબ ગરમીમાં એની મા સાંજ વખતે નદીના ઘાટે ઊભી રહેલી. નદીને પેલે કાંઠે ખડના જંગલમાં બાવળના ઝાડે ઝાડે પીળા રંગનાં ફૂલ ખીલ્યાં હોય, ગાય ચરતી હોય, મોટી ગુલુંચલતા શીમૂલના ઝાડ ઉપર ડોલતી તે જોઈને થતું કે આ ઝાડ કેટલું પુરાતન હશે. ભરવાડો નદીને કાંઠે ગાયોને પાણી પાવા લાવતા. પાણીમાં નાની એક હોડી વહાવી તેના ગામનો અક્રૂર માછીમાર માછલી પકડવાની શરત લગાવવા જતો. વગડાની વચ્ચે ઝાડે ઝાડે શેફાલિનાં ફૂલ સાંજે પવનમાં ફરફર ઝૂલતાં. બરોબર એ જ વખતે એકાએક એક દિવસ પેલા કાંઠાની લીલી પથરાળ જમીનને છેડે નીલા આકાશનો

જ્યાં છેડો આવતો ત્યાં લીલી વૃક્ષઘટા ઝૂકી હતી તે તરફ જોઈને એના મનમાં જાણે કાંઈક થઈ જતું. એ બધી વાત સમજીને કહી શકતો નહિ. તેની દીદી જ્યારે ઘાટેથી ઊઠે ત્યારે માત્ર એટલું કહી શકતો, “ દીદી, દીદી, જો જો પેલી બાજુ. ” પછી તે વગડાના છેડા તરફ આંગળીથી બતાવીને કહેતો, “ પેલું શું, પેલા ઝાડની પાછળ? કેટલું બધું દૂર છે, ખરું ? ” દુર્ગા હસીને કહેતી, “ ઘણે દૂર, તેં જોયું ને ? દૂર – તું સાવ ગાંડો ! ”

આજ એ જ અપુએ ગામ બહાર પહેલવહેલો પગ દીધો. કેટલાય દિવસો સુધી ઉત્સાહમાં તેને ઊંઘ ન આવી. દિવસો ગણતાં ગણતાં છેવટે જવાનો દિવસ આવી ગયો.

એના ગામનો રસ્તો વળીને નવાબગંજની સડકની ડાબી બાજુ છોડી વગડા બહારના આષાઢૂ દુર્ગાપુરના કાચા રસ્તાને મળે છે. દુર્ગાપુરના રસ્તા પર જતાં તેણે બાબાને પૂછ્યું, “ જ્યાંથી ટ્રેન જાય એ રેલનો રસ્તો કઈ બાજુ ? ” એના બાબાએ કહ્યું, “ હમણાં સામે જ આવશે, જરા ધીરો પડ. ”

તે દિવસે એની રાતી ગાયનો વાછડો ખોવાઈ ગયો હતો. ચારે બાજુ શોધ્યો પણ ત્રણ દિવસ સુધી ક્યાંયથી ન મળ્યો. તે તેની દીદીની સાથે દક્ષિણના વગડામાં વાછડો શોધવા આવ્યો હતો. પોષ મહિનો હતો. ખેતરે ખેતરે કઠોળના છોડવાનાં ડૂંડાંમાં દાણા બંધાયા હતા. તે અને તેની દીદી નીચાં વળી ખેતરમાંથી વચ્ચે વચ્ચે કઠોળના દાણા તોડીને ખાતાં હતાં. થોડી વાર પછી એમની સામે નવાબગંજનો પાકો રસ્તો આવ્યો. ખજૂર–ગોળ ઉપાડીને બળદગાડીઓની હાર રસ્તા પર થઈને કચડ કચડ કરતી આષાઢૂની બજારમાં જતી હતી.

તેની દીદી પાકી સડકની પેલી બાજુ બહુ દૂરના ઝાંખા વગડા તરફ એકી નજરે કાંઈક જોતી હતી. એકાએક તે બોલી

ઊઠી, "એક કામ કરશું અપુ? ચાલ, આપણે રેલનો રસ્તો જોઈ આવીએ. જાશું?" અપુ વિસ્મયથી દીદી તરફ જોઈને બોલ્યો, "રેલનો રસ્તો? પેલો જે બહુ દૂર છે તે? ત્યાં જઈને શું કરશું?"

એની દીદી બોલી, "બહુ દૂર છે એમ? તને કોણે કહ્યું? આ પાકી સડકની પેલી બાજુ ને?"

અપુએ કહ્યું, "પાસે જ હોય તો જઈએ. પાકી સડકેથી દેખાશે? ચાલ દીદી, જઈને જોઈએ."

બંને જણાંએ ઘણી વાર સુધી નવાબગંજની સડક પર જઈને તાકી તાકીને જોયું. એની દીદી બોલી, "બહુ દૂર છે, કાં? જઈ શકાશે નહિ."

"કાંઈ દેખાતું તો નથી. એટલે દૂર જઈને પછી આવશું કેમ કરીને?" પણ એની તૃષ્ણાભરી દૃષ્ટિ દૂર તરફ બંધાઈ રહી હતી. લોભ પણ થયો ને ડર પણ લાગ્યો. એકાએક એની દીદી મરણિયા જેવી થઈને બોલી ઊઠી, "ચલ, જઈને જોઈ આવીએ અપુ હવે કેટલે દૂર હશે? બપોર પહેલાં પાછાં આવતાં રહેશું. કદાચ હમણાં રેલગાડી નીકળશે. માને કહેશું કે વાછડો શોધતાં મોડું થઈ ગયું."

પહેલાં તેમણે આ બાજુ–પેલી બાજુ ધારી ધારીને જોઈ લીધું કે કોઈ એમને જુએ છે કે નહિ. પછી પાકા રસ્તા પરથી ઊતરી પડી બપોરના તડકામાં ભાઈબેન વગડાના ઘાસને ખૂંદીને સીધાં દક્ષિણ તરફ દોડયાં. ખૂબ દોડયાં. નવાબગંજનો લાલ રસ્તો તો ઘણો પાછળ રહી ગયો. વાવેલાં ખેતર, પોચી તલા – ઠાકુરજી તળાવની જમણી બાજુએ બધું દૂર દૂર પડી રહ્યું. સામે એક નાનું તળાવ નજરે આવવા લાગ્યું. એની દીદી હસીને તેની તરફ જોઈને બોલી, "જો મા જાણશે તો વાંસાની ચામડી ઊતરડી

નાંખશે." અપુ પણ હસ્યો, ફરી દોડયો. જીવનમાં આ પહેલવહેલું જ સ્વતંત્ર–ચિંતામુક્ત હાસ્ય. મુક્તિના ઉલ્લાસથી તેમનું તાજું તરુણ લોહી થનગની ઊઠયું. પછી શું થશે તે વિચારવાનો સમય કયાં હતો ?

પછી જે થયું તે ગમે એવું નહોતું. થોડે દૂર જતાં એક મોટો ખાડો તદ્દન સામે પડયો હતો. હોગલા અને શોલાના વેલાથી એ ભરેલો હતો. એ વખતે એની દીદી રસ્તો ભૂલી ગઈ. કોઈ ગામ પણ નજરે પડતું નહોતું. સામે માત્ર ધાનનાં ખેતર, ખાડા અને નેતરનાં ઝુંડ. ઘાટા નેતરના વનમાંથી જઈ શકાતું નહોતું. નરમ કાદવમાં પગ ખૂંતી જાય એવું હતું. તડકો પણ એટલો ચડયો હતો કે શિયાળામાં પણ એમના શરીરમાંથી પરસેવો નીતરતો હતો. દીદીએ પહેરેલું વસ્ત્ર કાંટા ભરાવાથી જુદી જુદી જગાએથી ફાટી ગયું. અપુના પોતાના પગમાંથી બે ત્રણ વાર કાંટા કાઢવા પડેલા. છેવટે રેલના રસ્તાની વાત તો દૂર રહી, પરંતુ ઘેર પાછાં ફરવાનું પણ મુશ્કેલ બની ગયું. ઘણે દૂર આવી પડયાં. પાકો રસ્તો પણ હવે દેખાતો નથી. પાણી વીંધીને ધાનનાં ખેતર પાર થતાં તેઓને બહુ કષ્ટ પડયું. પાછાં પાકા રસ્તા પર આવ્યાં ત્યારે બપોર નમી ગઈ હતી. ઘેર આવીને એની દીદીએ કેટકેટલી ખોટી વાતો માને કહી ત્યારે પોતાની અને તેની પીઠ સાબૂત રહી.

એ જ રેલનો રસ્તો આજે આમ સહજ રીતે સામે આવીને પડ્યો. એને માટે દોડવું પડયું નહિ, ભુલાવામાં પડવું પડયું નહિ, ઠપકો ખાવાનો હતો નહિ.

થોડે દૂર જઈને તેણે આશ્ચર્ય સાથે જોયું કે નવાબગંજના પાકા રસ્તાની જેમ એક ઊંચાણુ જેવો રસ્તો જંગલને વીંધીને ડાબી બાજુ બહુ દૂર ગયો છે. રાતા રાતા ઈંટના ઢગલા ઊંચા થઈને બાજુ તરફ હારમાં ગોઠવાયા છે. સફેદ સફેદ લોઢાના થાંભલા

ઉપર જાણે એક સાથે ઘણાંય દોરડાં બાંધ્યાં છે-જેટલે દૂર દેખી શકાય તેટલે એ જ ધોળા થાંભલા અને દોરડાં બાંધ્યાં છે.

તેના બાબાએ કહ્યું, "આ જો, રેલનો રસ્તો."

અપુ એક દોટે ફાટક વટાવી જઈ રસ્તા ઉપર આવીને ઊભો રહ્યો. પછી તે રેલ-રસ્તાની બંને બાજુ વિસ્મયભરી આંખે તાકી તાકીને જોવા લાગ્યો કે 'બે પાટા કેમ નાંખ્યા છે? એના ઉપર થઈને રેલગાડી જાય કેવી રીતે? માટી ઉપરથી ન જાય ને લોઢા ઉપર થઈને કેમ જાય? પાછળ પડી ન જાય? કેમ? એને તાર કહે છે? તાર વચ્ચે સૌં સૌં શેનો અવાજ આવે છે? તારથી ખબર જાય છે? કોણ ખબર આપે છે? કેમ કરીને ખબર દેવાય? પેલી બાજુ કયું સ્ટેશન? આ બાજુ કયું સ્ટેશન?'

તેણે પૂછ્યું, "બાબા, રેલગાડી ક્યારે આવશે? હું રેલગાડી જોઈશ બાબા!"

"રેલગાડી અત્યારે કેમ કરીને જોઈશ? એ તો બપોર વખતે આવશે. હજુ તો બે કલાકની વાર છે."

"ભલે બપોરે આવે બાબા, હું જોઈને જ જઈશ. મેં કદી જોઈ નથી."

"એમ ન કર, આટલા માટે જ તને ક્યાંય લઈ જવાનું મન નથી થતું. હમણાં તો આવે જ નહિ. બપોર સુધી બેસી રહીએ ત્યારે થાય. ચાલ, બીજી વખતે જોજે."

અપુ છેવટે આંસુભીની આંખે બાબાની પાછળ પાછળ ચાલતો થયો. એના મનની દશા વર્ણવી જાય તેમ નહોતી. એ અસ્પષ્ટ રીતે બોલતો હતો-વિચારતો હતો.

તમે ચાલ્યા જાઓ છો, તમે કાંઈ પણ જાણો નહિ. રસ્તાની બાજુએ તમારી નજરે શું પડી શકે? તમારી મોટી

આંખ વિશ્વ આરોગવાની ભૂખે ચારે દિશાઓને ગળતાં ગળતાં ચાલે છે. અપરિચિત આનંદ મેળવવો હોય તો પૃથ્વી ફરીને રખડવું જોઈએ, તેને સીમા ન હોય. નદીના પાણીમાં નવું સ્નાન કર્યું. જે ગામની હવાથી શરીર બંધાયું ત્યાં મારી પહેલાં કોઈ આવ્યું છે કે નહિ તે મારે જાણવું છે. ત્યાં મારું કોણ આવે? મારો પરિચિત તે એનો અપરિચિત દેશ! અપુ મન બુદ્ધિ ને હૃદયથી તેની નવીનતાનો આસ્વાદ કરવા લાગ્યો.

'આમડોલ!' ખેડૂતોના નાના ગામડાનું કેવું નામ! છોકરીઓ વાડામાં ખડ વાઢે છે, બકરાં બાધે છે, મરઘીને ભાત ખવરાવે છે. મોટા લોકો શણ સૂકવે છે, વાંસ કાપે છે. જોતજોતાંમાં ગામ પાછળ મૂકીને તદ્દન બહાર વગડામાં આવ્યાં. તળાવ પાણીથી ભરપૂર પડ્યું છે, ધાનનાં ખેતરમાંથી બગલાં ઊડી આવ્યાં છે. નાલફૂલનાં પાંદડાં અને ખીલેલાં ફૂલોથી પાણી દેખાતું નથી.

ખલસેમાર સરોવરના વિભાગમાં ઘાટાં લીલાં પહેલી મોસમનાં ધાનનાં ખેતર ઉપર વરસાદ વરસીને સ્વચ્છ થયેલું ભાદરવાનું આકાશ હતું. સૂર્યનાં બધાં ચક્રો પોતામાં સમાવ્યાં હોય તેવી વાદળાંની વર્ણછટા, વિવિધ રંગનાં વાદળાંનાં શિખરો, વાદળાંનાં ઝૂમખાં–મેઘનું સ્વપ્નનગર.

આવા ખુલ્લા આકાશનો આવો પરિચય એને કોઈ દિવસ થયો નહોતો. ખેતરોની પેલી પારના દૂરના દેશમાં શું હશે તેની કલ્પના આઠ વર્ષના છોકરા પાસે નહોતી. તેની પાસે તો રહસ્યનું પોટલું ખૂલ્યું હતું.

"જતાં જતાં બહુ મોડું થયું." એના બાપાએ કહ્યું, "તું બહુ વાતોડિયો છે ભાઈ–જે દેખ એની પાસે ઊભો જ રહે છે. આ કેવી રીતે પોસાય? જલદી ચાલ."

સાંજ પછી તેઓ પોતાને સ્થાને પહોંચ્યા. શિષ્યનું નામ લક્ષ્મણ મહાજન હતું. તેને સારું એવું મોટું ખેતર હતું અને તેઓ સંપન્ન ગૃહસ્થ હતા. બહારના મોટા ઓરડામાં ખૂબ માન-પાનથી તેમને રહેવાની ગોઠવણ કરી દીધી.

લક્ષ્મણ મહાજનના નાના ભાઈની સ્ત્રી સવારે સ્નાન કરવા માટે તળાવના ઘાટે આવી હતી. પાણીમાં ઊતરતાં ઊતરતાં તળાવ-કાંઠે નજર પડતાં તેણે જોયું કે તળાવ બાજુના કેળાંના બાગમાં એક અજાણ્યો નાનો છોકરો એક વાંસની સોટી હાથમાં લઈ, એક વાર આ બાજુ ને એક વાર પેલી બાજુ પહેરો ભરે છે, ને ગાંડાની જેમ પોતાના મનમાં બકે છે. તેણે ઘડો ઉતારી પાસે આવીને પૂછ્યું, " તું કોને ઘેર આવ્યો છે છોકરા ?"

અપુ જેટલો મા પાસે તોફાન-મસ્તી કરતો એટલો જ બહાર મોંનો સાવ મોળો હતો. પહેલાં તો અપુના મગજમાં આવ્યું કે તે દોડીને ભાગી જાય, પછી ધીરે સ્વરે એ બોલ્યો, " પેલા... પેલાને ઘેર–"

વહુ બોલી, " બટઠાકુરને ઘેર ? બટઠાકુરના ગુરુ મહાશયનો છોકરો ? ઓ !"

વહુ એને પોતાને ઘેર લઈ ગઈ. એનું ઘર જુદું હતું, લક્ષ્મણ મહાજનના ઘેરથી થોડે જ દૂર–પરંતુ વચ્ચે તળાવ આવેલું હતું.

વહુની રીતભાતથી અપુની લજ્જા દૂર થઈ ગઈ. તે ઘરમાં આવીને ઓરડાની વસ્તુઓ કુતૂહલથી તાકી તાકીને જોવા લાગ્યો. ઓહ... કેટકેટલી વસ્તુઓ ! એને ઘેર તો આવી કોઈ વસ્તુ નથી. ઝૂલતાં શીકાં, ઊનનાં પંખી, કાચની પૂતળી, માટીની પૂતળી, શોલાનું ઝાડ અને બીજું કેટલું ય...... એક બે

વસ્તુ એણે ડરતાં ડરતાં હાથમાં લઈને હલાવી જોઈ.

વહુએ આટલી વાર છોકરાના મોં તરફ બરાબર જોયું નહોતું. શરીરનો બાંધો જોઈને મનમાં થયું કે આ અત્યારે પણ જબરો છોકરો લાગે છે. મોંના ભાવ જાણે પાંચ વર્ષના બાળક જેવા કોમળ. આવી સુંદર નિર્દોષ આંખોના ભાવ એણે બીજા કોઈ છોકરાની આંખમાં આજ સુધી જોયા નહોતા. આવો રંગ, આવો બાંધો, આવું સુંદર મોં અને આવી મોટી મોટી નિષ્પાપ પાંપણોથી અંકાયેલી આંખ–અજાણ્યા બાળક પર વહુને બહુ જ હેત ઊપજ્યું.

અપુ બેસીને જુદી જુદી વાત કરવા લાગ્યો, ખાસ કરીને કાલના રેલ–રસ્તાની વાત. થોડી વાર પછી વહુએ મોહનભોગ તૈયાર કરીને ખાવા દીધો. એક વાટકીમાં ઘણો મોહનભોગ હતો. એટલું ઘી હતું કે આંગળી પણ ઘીથી ખરડાઈ જતી હતી. અપુએ થોડો ઉપાડી મોંમાં મૂકયો ને એ આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. આવી અપૂર્વ ચીજ આજ સુધી એણે કયાં ય ખાધી નહોતી. મોહનભોગમાં દ્રાક્ષ કેમ નાંખી હશે ? એની મા મોહનભોગ બનાવતી એમાં તો કદી દ્રાક્ષ હોતી નહિ. ઘેર તે મા પાસે હઠ કરે, ‘ મા આજ મને મોહનભોગ કરી દેવો પડશે. ’ તેની મા હસીને કહે, ‘ ઠીક, બીજી વાર તને કરી દઈશ.’ પછી તે માત્ર પાણીમાં સોજી શેકીને થોડો ગોળ મેળવી કાંઈક તૈયાર કરી આપી કાંસાના થાળમાં પ્રેમથી છોકરાને ખાવા આપે. અપુ આજસુધી રાજી રાજી થઈને એ ખાતો. મોહનભોગ આવો થતો હશે એની તો એને ખબર જ નહોતી. પણ આજ એના મનમાં થયું કે આ મોહનભોગ અને માના બનાવેલ મોહનભોગમાં આકાશપાતાળનો તફાવત છે, સાથોસાથ મા પરની કરુણા અને સહાનુભૂતિથી તેનું મન ભરાઈ આવ્યું. કદાચ એની મા જાણતી પણ નહિ હોય કે આવી રીતે મોહનભોગ થતો હશે ! તેણે જાણે

આછા ભાવથી જોયું કે તેની મા ગરીબ છે, તે ગરીબ એટલે તેને ઘેર સારું ખાવાપીવાનું નથી.

એક દિવસ શેરીના એક પાડોશી બ્રાહ્મણને ઘેર અપુને આમંત્રણ હતું. બપોર વખતે એ ઘરની એક છોકરી આવીને અપુને બોલાવી ગઈ. એમના રસોડાના ઉંબરા પાસે સંભાળપૂર્વક પાટલો નાખી, પાણી છાંટી, અપુને ખાવાની જગા કરી આપી. જે છોકરી અપુને બોલાવવા આવી હતી તેનું નામ અમલા હતું. સુંદર સફેદ રંગ, મોટી મોટી આંખો, સુંદર ચહેરો, ઉમર એની દીદી જેટલી. અમલાની માએ પાસે બેસીને તેને જમાડયો. પોતાના હાથે તૈયાર કરેલ ચંદ્રપૂરી થાળીમાં મૂકી. ખાધા પછી અમલા તેને સાથે જઈ ઘેર મૂકી આવી. તે દિવસે સાંજે રમતાં રમતાં અપુના પગનું આંગળું એકાએક બાગની વાડના બે વાંસની ફાડમાં ભરાઈ ગયું. તે તદ્દન નવા ફૂટેલ વાંસનું મૂળ હતું. આંગળી કપાઇને લોહીલોહાણ થઈ. અમલાએ દોડી આવીને પગ વાંસની ફાડમાંથી જો ન કાઢયો હોત તો બીજી આંગળી પણ કપાઈ જાત. તે ચાલી શકતો નહોતો એટલે અમલાએ તેને તેડીને મોદી પાસેથી પાથરકુચીનું પાન લઈ વાટીને આંગળીએ બાંધી દીધું, રખે બાબાનો ઠપકો સાંભળવો પડશે એ બીકે અપુએ એ વાત કોઈને કહી નહિ.

તે રાત્રે સૂતાં સૂતાં અપુએ માત્ર અમલાનાં જ સ્વપ્નાં જોયાં. તે અમલાના ખભે બેસીને ફરે છે, અમલાની પાસે બેઠો છે, અમલા સાથે રમે છે, અમલા તેના પગના આંગળે પાટો બાંધી દે છે, તે અને અમલા રેલ-રસ્તા પર દોડાદોડી કરતાં રખડે છે. અમલાના હાસ્યભર્યાં આંખ ને મોં ભરઊંઘમાં પણ આખી રાત એની સામે જ તર્યાં કર્યાં. સવારે તે એ જ શોધવા લાગ્યો કે અમલા ક્યાં હશે? બીજાં બધાંય છોકરા-છોકરી આવ્યાં, રમત શરૂ થઈ ગઈ, ધીરેધીરે ઘણો વખત થઈ ગયો, પરંતુ અમલા દેખાઈ નહિ. ઘરમાંથી વહુએ જમવા આવવા માટે તેડું મોકલ્યું. રોજ સવાર-સાંજ વહુ પોતાના

હાથે તૈયાર કરીને તેને ખાવાનું ખવડાવતી. ખાવાનું પૂરું થતી વખતે તેણે વહુને પૂછ્યું, "સવારે શું અમલાદીદી આવી હતી?" "ના, તે આવી નહોતી." છેવટે વધુ વખત થઈ જવાથી રમત ભાંગી પડી. તેના બાબાએ સ્નાન માટે બોલાવ્યો તોપણ 'અમલા ક્યાં?' એ જ. અભિમાનથી એના મનમાં ભારે ગુસ્સો ઊઠયો. 'કાંઈ નહિ ન આવે તો. અમલા સાથે હવે જન્મ સુધીની કટ્ટી. અને જો ક્યારેય તે તેની સાથે વાત કરે તો સાંભળવી જ નહિ.' સાંજે પાછી રમત શરૂ થઈ. બીજાં બધાં આવ્યાં, અમલા ન આવી. પાંચ છ છોકરા-છોકરી રમવા આવ્યાં તોપણ અપુને થયું કે એ કોની સાથે રમે? એટલાંમાંથી કોઈ એને રમવા જેવો સાથી લાગ્યો નહિ. ઉત્સાહહીન થઈ થોડી વાર રમ્યો, પણ અમલા તો દેખાઈ નહિ.

બીજે દિવસે સવારે અમલા આવી. અપુ કશું બોલ્યો નહિ. અમલા જ્યાં બેસે ત્યાંથી તે આડો પણ ન ઊતરે, પણ વચ્ચે વચ્ચે ત્રાંસી નજરે જોઈ લે. પોતે ગુસ્સાથી આવું કરતો હતો તે અમલા જાણતી હતી કે નહિ એની એને ખબર નહોતી. અમલા ખરેખર તો પહેલાં સમજી શકી નહિ, પણ પછી જ્યારે તેને ખબર પડી કે નક્કી કાંઈક થયું છે ત્યારે તેણે પાસે જઈને પૂછ્યું, "કેમ અપુ! બોલતો કેમ નથી? શું થયું છે?"

અપુ કાંઈ એટલું બધું સમજતો નહિ. અભિમાને હોઠ ફુલાવીને તે બોલ્યો, "હોય વળી શું? બીજું શું થાય? કાલ કેમ ન આવી?"

અમલા આશ્ચર્યથી બોલી, "આવી નહિ એટલે ગુસ્સો કરે છે?" અપુએ ડોકું હલાવી હા પાડી. અમલા ખડખડાટ હસતી હસતી અપુનો હાથ પકડી ઘરમાં ગઈ. ત્યાં વહુ બધું સાંભળીને પહેલાં તો હસીને ઊંધી જ વળી ગઈ, પછી મોંમાં હસવું દબાવીને બોલી, "અમલા,

એમ જ કરવું જોઈએ. તારે હવે ઘેર નહિ જવાનું, સમજી ? શું થાય હવે ? છોકરો જ્યાંસુધી તને છોડી ન શકે ત્યાંસુધી અહીં જ રહે, બીજે નહિ."

વહુના કહેવાની રીતથી અમલા કોણ જાણે સહેજ લજ્જિત થઈને વિરોધસૂરે બોલી, "ઠીક હવે વહુદી, જો એમ કરશો તો કદી તમારે ઘેર ફરી આવીશ નહિ."

થોડી વાર પછી અપુ અમલાની સાથે એને ઘેર ગયો. અમલાએ એની અલમારી ઉઘાડી કાચની મોટી મેમસાહેબની પૂતળી, મીણનું પંખી, ઝાડ ને બીજું કેટલું ય દેખાડયું. કાલીગંજની સ્નાનયાત્રાના મેળામાંથી એણે બધું ખરીદ્યું હતું તે અમલાને પૂછતાં તેને ખબર પડી. નવી નવી રમવાની ચીજો, એક રબરનો વાંદરો–તે તમે જે બાજુ જાવ તે બાજુ જોઈને પીટપીટ કરશે, એક બીજું પૂતળું હતું તેનું પેટ દબાવવાથી તે ખંજરી બજાવવા લાગે–બધાંમાંથી આશ્ચર્યકારક વસ્તુ હતી એક પતરાનો ઘોડો. રાણુના દાદા એના દીવાનખાનાની ઘડિયાળને જેમ ચાવી દે છે એમ આને ચાવી દઈને છોડી દઈએ તો તે ખડખડ કરીને મેજ ઉપર ચાલવા લાગે. ઘણે દૂર જાય, જાણે સાચેસાચો ઘોડો હોય એમ. એ જોઈને અપુ અવાક્ થઈ ગયો, હાથમાં લઈને વિસ્મય પામતાં ઉલટાવી–સુલટાવી અમલા તરફ જોઈને બોલ્યો, "આ કઈ જાતનો ઘોડો ? બહુ સરસ છે. કયાંથી લીધો આ ? એની કિંમત શું ?"

ત્યારપછી અમલાએ એને એક સિંદૂરની ડબ્બી ખોલીને બતાવી. તેની અંદર રાતા રંગની એક ઝગઝગતી ચીજ હતી.

અપુ બોલ્યો, "એ શું ?" "વરખ." અમલા હસીને બોલી. "વરખ વળી કેવો હોય ?" "સોનાની પતરી દેખી નથી અપુ ?" અપુએ સોનાનાં પાન દેખ્યાં નહોતાં. સોનાનો રંગ શું આટલો લાલ હોય ? સોનાનાં પાન હલાવી હલાવીને સારી રીતે જોવા લાગ્યો. અમલા સાથે ઘેર ફરતાં ફરતાં તે વિચારવા લાગ્યો.

'અહા, દીદી પાસે આવાં કાંઈ રમકડાં નથી. સૂકાં નાટાફળ અને રૂડાર બિયાં વીણતી ફરે. અને બીજાની એક પૂતળી ચોરે તો માર ખાય. તેની દીદી જેવડી જ બીજી છોકરીઓનું રમવાનું ઐશ્વર્ય કેટલું વધારે છે!' એણે તો કદી જોયું નહોતું. આજે તુલના કરવાનો સુયોગ મળતાં દીદી પ્રત્યે અતિ કરુણાથી એનું મન જાણે પીગળી ગયું. એને પૈસા થશે ત્યારે તે દીદીને આવો એક ઘોડો ખરીદી દેશે, અને એક રબરનો ઘોડો–તમે જે તરફ જુઓ તે તરફ તમારી સામે જોઈને આંખ પટપટાવે એવો.

વહુ પાસે એક જોડી પુરાણો ગંજીફો હતો. અપુ એ લઈ ફેરવી ફેરવીને જુએ. રાણુદીદીને ઘેર વચ્ચે વચ્ચે ગંજીફાની બેઠક જામતી. તે બેઠો બેઠો રમત જોતો. એક્કો—ગુલામ, બાદશાહ, રાણી, પત્તાં પકડી લઈને મારામારી થતી. તેને ગંજીફો રમતાં આવડતું નહિ. તેની મા કે દીદી કોઈ પણ જાણતું નહિ. કોઈક કોઈક દિવસ એની મા પાનાં રમવા જાય, પણ એની માને ભેરુ કરવા કોઈ ઇચ્છે નહિ. સૌ કહે કે કાંઈ જાણતી નથી. કો'ક દિવસ એની મા પાનાં રમવા બેસે ને દેખાવ એવો કરે કે તે બહુ સારી રમનાર છે, પણ થોડી વારમાં જ પકડાઈ જાય. કોઈ કહે, "એ ય વહુ! આ શું? અહીં એક્કો મરી ગયો એનું શું? જોયું નહિ, પેલીએ ગુલામ કાપ્યો તે? તારી આંખ સામે જ તે?" એની મા એકદમ અજ્ઞાનતા ઢાંકી દેવા હસીને બોલી, "એમ થયું? ભારે ભૂલ થઈ ગઈ. અરે ઠાકુરજી, મને તો યાદ જ ન રહ્યું." પછી તે ફરી વાર રમવા લાગે, મોં દાબીને હસે, આમ તેમ જુએ ને એવો ભાવ દેખાડે કે તેની પાસેનાં પાનાંમાં સૌનાં પાનાંની ખબર પાડી દે એવું છે. હવે તે કોઈને છોડશે નહિ. પરંતુ થોડી વાર પછી એક જણ આશ્ચર્યથી બોલે, "આ શું વહુ? જુઓ. આમાં હવે મારું શું થશે? તારા હાથમાં સર હતો તો દેખાડ્યો કેમ નહિ?" અપુની મા હોઠ દબાવીને હસીને જાણતી હોય એમ

બોલે, “ છે–છે એમાં એક વાત રહેલી છે. હાથે કરીને જ નથી દેખાડતી. ” પરંતુ મૂળ વાત તો એ હતી કે સર કયો કહેવાય એ જ તે ભૂલી જતી. તેની સાથી ગુસ્સો કરીને બોલે, “ નાની વહુને પાનાં દઈ દો, તમારે હવે રમવાનું નથી, સમજ્યાં ? ” અપુની મા અપમાન ઢાંકવા માટે ફરી વાર હસે–જાણે કશું થયું જ નથી, બધી મશ્કરી જ છે. પેલાં પણ મશ્કરી કરતાં બોલે છે, અને તે પણ એ ભાવે જ લે છે.

તે જ્યારે એક જોડી ગંજીફો લેશે ત્યારે તે, મા અને દીદી સાથે રમશે. જમી કરીને બપોર વખતે તેના ઘરની વનની બાજુ તરફની એ જ જાળીમાં–જેના બારણાને ઊધઈએ કોતરી કોતરીને રાઈ રાઈ જેવડી ગોળીઓ કરી દીધી છે, જે હલાવવાથી ઝરઝર કરતી ખરી પડે ને જૂના લાકડાની ગંધ આવવા માંડે. જાળી પાસે બપોરની હવાને લીધે વનમાંથી ભેદાલી લતાની વાસ આવે. બહારના તાલમેઘ ઝાડના જંગલમાં દીદીના પરિચિત આગિયા ખૂબ ઊડે, વળી બેસે, ફરી ઊડે, ફરી બેસે. નિર્જન બપોરે તે ત્રણે જણાં એ જ જાળી પાસે કપડું પાથરી બેસી પોતાની મેળે પાનાં રમશે. શેનો શેનો સર થાય તે નહિ જાણે તો ય ચાલે. તેમની રમતમાં સર નહિ દેખાડી શકાય તો ય ચાલશે. એ માટે કોઈ કોઈને ઉડાડી મૂકશે નહિ, કોઈ અપમાન કરશે નહિ, કોઈ હાસ્ય કે વિરોધ કરશે નહિ. જે જે રીતે રમી શકાશે તે રીતે રમશે. રમવાનું કામ છે ને ? સરનું શું કામ ?

સાંજ પછી વહુને ઘેર અપુને આમંત્રણ હતું. ખાવા બેસતી વખતે ખાવાની ચીજો અને એ માટેની ધમાલ જોઈને તે આશ્ચર્યમાં પડી ગયો. એક નાની ફૂલ–કોતરેલ રકાબીમાં મીઠું ને લીંબુ જુદાં જુદાં કેમ રાખ્યાં છે ? મીઠું ને લીંબુ મા તો થાળીમાં દે છે. દરેક શાક માટે વળી જુદી જુદી વાટકી ? ને શાક પણ કેટલાં ? આવી મોટી થાળી શું એના એકલા માટે ?

પૂરી! પૂરી! એની અને એની દીદીની સ્વપ્નની પણ પેલી પારની એક રૂપકથાના દેશમાં ઝાંખું ઝાંખું દેખાતું-કેટલી રાત્રીઓ, કેટલા દિવસો કાકડી, ચટણી ને કોળાની ચટણી સાથે ભાત ખાતાં ખાતાં, કેટલીક વાર પાણી પીતાં પીતાં શૂન્ય સાંજે ને સવારે મન એકાએક અન્યમનસ્ક અને લુબ્ધ થઈ ઉદાસ થઈને ત્યાં દોડી જાય. જ્યાં ગરમ તાપમાં બપોર વખતે તેની શેરીના રસોઇયા વીરુરાય ખભે ખેસ નાખીને ફરે, મોટા તૈયાર ચૂલા પર મોટી લોઢાની કડાઈમાં ઘી નાંખે ને પૂરી તળવાની અપૂર્વ સુગંધભરી રસ છોડે એવી વાસ આવે. કેટલાં છોકરા-છોકરીઓ સારાં કપડાં પહેરી આવ-જા કરે!

ગાંગુલીના ઘરના મંદિરના ઓટલા પર અને જલપાઈ ઝાડ નીચે પાથરીને ઉનાળાના દિવસોમાં શતરંજ રમાતી. વરસમાં માત્ર એક દિવસ જ એવો આવતો અને તે રામનવમીના ઝૂલાનો દિવસ. તે દિવસે તેઓને ગાંગુલીને ઘેર નિમંત્રણ મળતું-પરંતુ આજે તદ્દન ન કલ્પેલ વખતે એ સુયોગ પ્રાપ્ત થયો. કઈ રીતે? ખાતી વખતે વારંવાર તેને મનમાં થતું કે, 'અરે રે! દીદીને આવું કદી ખાવાનું મળતું નથી.'

બીજે દિવસે સવારે ફરી રમવાનું શરૂ થયું. અમલા આવી કે તુરત અપુએ દોડીને તેનો હાથ પકડી લીધો, "હું ને અમલાદીદી એક બાજુ અને તમે બધાં બીજી બાજુ."

થોડી વાર રમત રમાયા પછી અપુને થયું કે અમલા એની સાથે રહેવા કરતાં વિશુ સાથે જવાની વધુ ઇચ્છા રાખે છે. આનું કારણ અપુ જાણતો નહોતો, પણ અપુ તદ્દન કાચો રમનારો હતો. એના પટમાં જવું એટલે હાર જ સમજવી. વિશુ હોશિયાર છોકરો હતો. એને દોડીને પકડવો કે રમતમાં હરાવવો સહેલો નહોતો. એક વાર અમલાએ સ્પષ્ટ રીતે નારાજી બતાવી એટલે અપુએ ખૂબ

પ્રયત્ન કર્યો જેથી તે જીતે ને અમલા સંતુષ્ટ થાય. પરંતુ વધુ મહેનત કરવા છતાં તે હારી ગયો.

બીજી વાર પટ પાડતી વખતે અમલા વિશુ તરફ ગઈ.

અપુની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. રમવાનું તેને મન નિરસ થઈ પડ્યું. અમલા વિશુ તરફ ફરીને બધી વાત કરે છે. હસે રમે બધું જ એની સાથે. થોડી વાર પછી વિશુ કાંઈક કામ માટે ઘેર જવા લાગ્યો ત્યારે અમલા તેને વારંવાર કહેવા લાગી કે તે જઈને ફરી આવે જ! અપુના મનમાં ઘણી ઈર્ષા થઈ. આખી સવાર તદ્દન બગડી ગઈ. પછી તેણે મનમાં મનમાં વિચાર્યું કે વિશુ રમત છોડી ચાલ્યો ગયો ત્યારે રમનાર ઓછાં થશે એમ અમલાદીદી કહે છે, જો હું ચાલ્યો જઈશ તો મને પણ કહેશે— એના કરતાં તો વધુ કહેશે જ. એકાએક તે ચાલ્યા જવાનો ડોળ કરીને બોલ્યો, "વખત થઈ ગયો છે, હું જઈશ હવે." અમલા કશું બોલી નહિ. માત્ર કામરનો છોકરો નાડુગોપાલ બોલ્યો, "ફરી પાછો આવજે ભાઈ——"

અપુએ થોડે દૂર જઈ એક વાર પાછળ જોયું. તે ચાલ્યો ગયો તોપણ કોઈને કશી ખોટ આવી નહિ. પૂરજોશમાં રમત ચાલે છે. અમલા ખૂબ આનંદથી થાંભલા પાસે ટેકાઈને ઊભી છે. તેની તરફ ફરી પણ નહિ ને જોતી પણ નથી.

અપુ ઘા ખાઈને ઘેર આવી પહોંચ્યો. કોઈની સાથે કશું બોલ્યો નહિ. મનમાં થયું, 'અમલાદીદીએ મારા સામે જોયું પણ નહિ!'

બે દિવસ પછી હરિહર છોકરાને લઈને ઘેર આવ્યો.

જાણે કેટલા ય દિવસ થયા. સર્વજયા છોકરાને જોયા વિના રહી શકતી નહોતી.

દુર્ગાની રમત પણ કેટલા ય દિવસથી સારી રીતે જામતી નહોતી. અપુની પરદેશયાત્રાની અગાઉ થોડાક દિવસે દેશી કુમઠાના સૂકા થડની રમતની નૌકાના ઝઘડા માટે બંનેને બોલવા ચાલવાનું બંધ થયું હતું – હવે તો ઘણી ય કુમઠાની છાલો થઈ છે, પરંતુ હવે દુર્ગા તેને પાણીમાં નથી નાંખતી. શા માટે ખોટે-ખોટો આને માટે ઝઘડો કરીને એનો કાન મરડી નાંખ્યો ? તેને પાછો આવવા દે. પછી કદી તેની સાથે ઝઘડો ન કરું, ભલે બધી છાલ એ જ લઈ જાય.

ઘેર આવીને લગભગ પંદર દિવસ સુધી તો અપુ એની મુસાફરીની કથા કહેતો રહ્યો. કેટલી આશ્ચર્યભરી વસ્તુઓ એણે જોઈ છે–રેલનો રસ્તો, જ્યાંથી સાચેસાચી રેલગાડી જાય, માટીનાં નાસપાતી, પપૈયા, કાકડી–જાણે સાચેસાચાં જ ફળો, પેલી પૂતળી, જેનું પેટ દબાવવાથી મૃગરોગીની જેમ હાથપગ પછાડીને એકદમ ખંજરી બજાવવાનું શરૂ કરે; ને અમલાદી ! કેટલે દૂર એ ગયો હતો ! કેટલાં કમળફૂલભરેલું સરોવર હતું ! કેટલાં અજાણ્યાં નવાં ગામો પાર કરીને, કેટલા વગડાના નિર્જન રસ્તા પાર કરીને તેને કોઈ ગામના રસ્તાની ધારના મીઠાઈવાળાની દુકાને બાબા નાસ્તો કરાવવા લઈ ગયા હતા ! તેને ઘરમાં લઈ જઈને સંભાળથી પાટલો ઢાળી બેસારીને દૂધમાં પતાસાં ઓગાળી પીવા દીધેલું ! કઈ વાત મૂકી દે ને કઈ વાત કરે ?

રેલ-રસ્તાની વાત સાંભળીને તેની દીદી મુગ્ધ થઈ જાય – વારંવાર પૂછે, "કેવડાં મોટાં પૈડાં જોયાં અપુ ? એનો આકાર કેવો હતો ? ખૂબ લાંબો ? રેલગાડી જોઈ ? ચાલતી જોઈ ?"

ના – રેલગાડી અપુએ જોઈ નહોતી, એ જ માત્ર બાકી રહ્યું હતું. એમાં બાબાનો જ વાંક હતો. ચાર પાંચ કલાક સુધી ખૂબ બેસી રહીએ તો જ રેલગાડી જોવાય.

પરંતુ તે બાબાને કાંઈ સમજાવી શકેલો નહિ.

વખત ઘણો થઈ જવાથી વ્યસ્ત બનીને સર્વજયા એકદમ અન્યમનસ્કભાવે આગળના દરવાજેથી નીકળીને વાડામાં જતી હતી. પગ દીધો કે તરત એક ઢીલા દોર દોર જેવું તેની છાતી સાથે ભટકાયું ને સાથોસાથ કાંઈક પટાં...ગ કરતું તૂટી પડતું હોય એવો અવાજ થયો, અને બંને બાજુથી કાંઈક ઢીલું પડીને પડી ગયું – બધું એક પલકમાં, કાંઈક સારી રીતે જોઈ કે સમજી શકાય તે પહેલાં જ બની ગયું.

થોડી વારમાં જ અપુ ઘેર આવ્યો. બારણાથી વાડામાં આવતાં જ તે ચમકીને ઊભો રહ્યો, પોતાની આંખ પર વિશ્વાસ કરી શક્યો નહિ, "આ શું ? મારા ટેલિગ્રાફના તાર કોણે તોડ્યા ?"

આ નુકસાનને પહેલાં તો એ સમજી શક્યો નહિ – પછી જરા સંભાળી લઈને તાકીને જોયું તો વાડાની ભીની માટીમાં પગ હજુ ભુંસાયા નહોતા. તેના મનમાંથી કો'ક બૂમ મારીને બોલી ઊઠ્યું, 'મા સિવાય કોઈ ન હોય. કદી બીજું કોઈ હોય જ નહિ, બરોબર માનાં જ પગલાં છે.' ઘરમાં આવીને એણે જોયું તો મા બેઠી બેઠી ખૂબ નિશ્ચિંતતાથી તડબૂચનાં બી ધુએ છે. તે એકાએક ઊભો રહી ગયો અને દુશ્મનના ચક્રાવામાં ઘેરાયલ અભિમન્યુની જેમ સામેની બાજુએ ઝૂકીને સંગીતના સાતમા સૂરની ઝણઝણાટી સાથે મીઠા અવાજ મેળવી બોલ્યો, "ઠીક મા, હું હેરાન થઈ બધું જંગલમાંથી લઈ આવ્યો, નહિ ?" સર્વજયા પાછળ જોઈને વિસ્મયભાવે બોલી, "શું લઈ આવ્યો છે ? શું થયું ?"

"અમને દુઃખ નહિ થતું હોય ? કાંટાથી મારા હાથપગ કેટલા છોલાઈ ગયેલા ?"

"શું ગાંડાની જેમ બોલે છે ? તને થયું છે શું ?"

"શું થયું છે? આટલા હેરાન થઈને મેં ટેલિગ્રાફના તાર બાંધ્યા એને તોડી નાંખવાના, કાં?"

"તું ઊંધુંચત્તું કર્યા વિના જરા વાર પણ નહિ રહે બાપુ! પથરાની વચ્ચે શું ટિંગાડવાનું હતું? કોણ જાણે ટેલિગ્રાફ ને બીજા ક્યા ક્યા ગરાફ! આવતી'તી દોડાદોડ ને તૂટી ગયા – તો હવે શું કરવું, કહે?"

પછી તેણે ફરીથી પોતાના કામમાં મન પરોવ્યું.

ઓહ! કેવી ભીષણ હૃદયહીનતા! પહેલાં તો એ માનતો કે એની મા એના પર બહુ હેત કરે છે–જો કે એની એ ધારણા ભ્રમણા હતી એવું એને ઘણા દિવસથી લાગ્યું હતું, તોપણ માને આટલી નિષ્ઠુર, પાષાણરૂપે કદી સ્વપ્નમાં કે કલ્પનામાં ધારી નહોતી. કાલે આખો દિવસ કોઈ નીલમણિ કાકાના ઘેરથી, કોઈ પાલિતના મોટા આંબાવાડિયામાંથી, કોઈ પ્રસન્ન ગુરુ મહાશયના વાંસવનમાંથી અને ભયંકર જંગલોમાંથી એકલા રખડીને બહુ કષ્ટે ઊંચી ડાળો પર ડોલતી ગુલુંચલતા કેટલી મહેનત કરીને મેળવીને તે લાવ્યો હતો! હમણાં રેલ રેલ રમશું, બધું બરાબર છે, હવે કાંઈ બાકી નથી.

એકાએક તેણે માને ખૂબ કડવાં, ખૂબ રૂઢ ને ખૂબ પ્રાણ વીંધાઈ જાય એવાં વચનો કહેવા ધાર્યું એટલે થોડી વાર ઊભો રહ્યો, પણ કાંઈ વિચાર ન આવ્યો એટલે પહેલાંની જેમ તીવ્ર સ્વરે બોલ્યો, "હું આજ ભાત ખાઈશ નહિ, કદી ખાઈશ નહિ–"

એની માએ કહ્યું, "ખાઈશ નહિ, ખાઈશ નહિ, જા, ભાત ખાઈને મારો ઉદ્ધાર કરવાનો હોઈશ, કાં? એક બાજુથી તો રસોઈનું મોડું સહન થતું નથી. ના ખાઈશ, જા, જોઉં છું કોણ ખાવાનું દે છે?"

બસ! પલકમાં આ બધું બન્યું. હું કોણ ને તું કોણ! એની

મા એ જ તડબૂચનાં બીજ ધુએ છે, પણ અપુ ક્યાં? એ તો જાણે કપૂરની જેમ ઓગળી ગયો. બરોબર એ જ વખતે દુર્ગાએ ઘેર આવતાં દરવાજા પાસે કોઈકને ધસાઈને પવનવેગે બહાર જતાં જોયું ને વિસ્મયભર્યા અવાજે બૂમ મારી, "ઓ અપુ... આમ કરીને ક્યાં જાય છે? શું થયું છે અપુ? સાંભળ તો ખરો?"

એની માએ કહ્યું, "હું તો કાંઈ જાણતી નથી બાપુ, તમારાં આ તોફાન, મારાં તો હાડમાંસે ય ગળી ગયાં. કાંઈક એક પથ્થરની વચ્ચે ટિંગાડયું હતું, આવતી હતી તે છૂટી ગયું—તો હવે શું થાય? મેં શું કાંઈ હાથે કરીને તોડયું હતું? એમાં છોકરાને ગુસ્સો ચડયો, 'હું ભાત નહિ ખાઉં.' ન ખાજે જા—ભાત ખાઈને તમે સૌ સ્વર્ગના દ્વાર ખખડાવવાનાં હશો કાં?"

માતાપુત્રના આ અભિમાનના ઝઘડામાં દુર્ગાને વચ્ચે રહેવું પડતું. ઘણી બૂમાબૂમ પછી તે બે એક વાગે ભાઈને ગોતી આવી. તે શુષ્કમને, ઉદાસનયને પેલી શેરીના રસ્તા પરના રાયના બગીચામાં પડેલા આંબાના થડ પર બેઠો હતો.

સાંજે જો કોઈ અપુને ઘેર આવીને તેને જુએ તો તે કદી ધારી શકે નહિ કે આ એ જ અપુ છે જે આજે સવારે મા પર ગુસ્સો કરી ગયો હતો. વાડાના આ ભાગમાંથી પેલા ભાગ સુધી તાર ટિંગાડયા છે, અપુ વિસ્મયથી ધારી ધારીને જુએ છે, કાંઈ બાકી નથી, બરોબર જાણે સાચા જ રેલ—રસ્તાના તાર!

એણે સતુના ઘેર જઈને કહ્યું, "સતુદા! મેં મારા ઘરના વાડામાં ટેલિગરાફના તાર ટિંગાડી રાખ્યા છે, ચાલ, રેલ રેલ રમશું, આવીશ?"

"તાર કોણે ટિંગાડી દીધા?"

"મેં પોતે ટિંગાડયા. દીદીએ તાર લાવી દીધા હતા."

સતુએ કહ્યું, "તું જ રમ, જા, હું તો હમણાં નહિ આવી શકું."

અપુએ મનમાં મનમાં ધાર્યું કે મોટા છોકરાને બોલાવીને ટોળી બાંધીને રમવું એ એનું કામ નથી, એની વાત કોણ સાંભળશે? તોપણ તે ફરી એક વાર સતુ પાસે ગયો. નિરાશ મોંએ ઓસરીનો ખૂણો પકડીને નિરુત્સાહથી બોલ્યો, "ચાલને સતુદા, આવીશ? તું, હું ને દીદી હમણાં રમશું." પછી તે લાલચ આપતો હોય એમ બોલ્યો, "મેં ટિકિટ માટે આટલાં બધાં લીંબુનાં પાન તોડી રાખ્યાં છે." એણે હાથ પહોળા કરીને માપ દેખાડયું, "આવીશ?"

સતુ આવવા ખુશી નહોતો. અપુ બહાર સાવ મૂંગો જ બન્યો. તે વધુ કાંઈ ન બોલતાં ઘેર ચાલ્યો ગયો. દુ:ખથી એની આંખમાં લગભગ આંસુ આવી ગયાં. આટઆટલું કહ્યું પણ સતુદાએ સાંભળ્યું જ નહિ.

બીજે દિવસે સવારે એ અને એની દીદી બંનેએ મળીને ઈંટની એક મોટી દુકાન બાંધી ને વસ્તુઓ લાવવા બહાર નીકળ્યાં. દુર્ગા વનજંગલની ઉત્પત્તિનું ધ્યાન વધારે રાખતી. બંને જણાંએ મળી તોનાપાનનાં પાન, મેટેઆલૂ ફળનાં આલૂ, રાધાલતા ફૂલની માછલી, તેલકુચાનું પટલ, ચિચીડનું અથાણું, માટીના ઢેફાનું મીઠું અને બીજી કેટલી ય વસ્તુઓ એકઠી કરી આવીને દુકાન ગોઠવવામાં ઘણો વખત કાઢ્યો. અપુએ પૂછ્યું, "ખાંડ શેની કરશું દીદી?"

દુર્ગા બોલી, "વાંસ નીચેના રસ્તે પેલા ખાડામાં સરસ રેતી છે. મા ચણા શેકવા માટે લાવે છે ને? ચાલ એ રેતી જ લઈ આવીએ, સફેદ ચકચકિત છે—જાણે બરોબર ખાંડ જ જોઈ લ્યો."

વાંસવનમાં ખાંડ શોધતાં શોધતાં તે રસ્તાની બાજુના વનમાં

આવ્યાં. એક ખૂબ ઊંચા વનમાં ચટકા ઝાડની આગળની ડાળે એક મોટી વેલીની લીલી ઘટા પાછળ લાલચોળ રંગનું મોટું સુંદર ફળ ઝૂલે છે. અપુ અને દુર્ગા બંને જોઈને આશ્ચર્યમાં પડી ગયાં. કેટલી ય મહેનતથી બે ત્રણ ફળ નીચેની ડાળીએથી પાડીને ખૂબ આનંદથી એકસાથે બંનેએ દોડીને જમીન પરથી ઊંચકી લીધાં.

પાકાં મોટાં ત્રણ ફળ. મુખ્યત્વે મેળાના ઉદ્દેશથી જ તેમણે દુકાન એવી રીતે ગોઠવી કે ખરીદનારની આવતાં જ પ્રથમ નજર ફળ પર પડે. પૂર જોશમાં વેચવા-લેવાની શરૂઆત થઈ ગઈ. દુર્ગા પોતે જ પાન દુકાનમાંથી લે અને વેપાર કરે. રમત થોડી આગળ ચાલી. એ વખતે આગળને દરવાજેથી સતુને આવતો જોઈ અપુ ખૂબ આનંદથી તેને લઈ આવવા દોડી ગયો, "ઓ સતુદા ! જુઓને, દુકાન કેવી થઈ છે ! કેવું ફળ છે ! મેં ને દીદીએ પાડીને આણ્યું, શેનું ફળ હશે કહો જોઉં, ખબર છે ?"

સતુએ કહ્યું, "એ તો માકાલનું ફળ, અમારા બાગમાં તો ઘણાં છે." સતુના આવવાથી અપુ જાણે કૃતાર્થ થઈ ગયો. એક તો સતુ એમને ઘેર બહુ આવતો નહિ, એ ઉપરાંત સતુ મોટા છોકરાના ટોળામાં હોય. એના આવવાથી રમતમાંથી બાળકતત્ત્વ જાણે નીકળી ગયું.

ઘણી વાર સુધી પૂરી ગંભીરતાથી રમત ચાલ્યા પછી દુર્ગાએ કહ્યું, "ભાઈ, મને બે મણ ચાલ દો, ખૂબ પોચી, કાલ મારી પૂતળીના વિવાહ નક્કી થયા છે, ઘણાં માણસો જમશે—"

સતુએ કહ્યું, "અમને નિમંત્રણ નહિ ?"

દુર્ગાએ ડોકું હલાવીને કહ્યું, "નહિ શા માટે ? તમારે તો કન્યાપક્ષના થવાનું છે. કાલ સવારે આવીને નોતરું આપી તેડી જઈશ. સતુદા, રાણુને કહેશો કે આજ રાત્રે થોડું ચંદન ઘસી રાખે ? કાલ સવારે લઈ આવજો."

દુર્ગાની વાત હજુ પૂરી થાય તે પહેલાં સતુ દુકાનમાં વેચવા માટે ગોઠવેલ વસ્તુઓમાંથી કાંઈક ઉપાડીને એકદમ દોટ મૂકી બારણા તરફ દોડ્યો. સાથે અપુ પણ 'ઓ દીદી! લઈ ગયો રે...' બોલતો ઝંકારભર્યો મીઠો તીણો ચિત્કાર કરીને એની પાછળ દોડ્યો.

વિસ્મિત બનેલી દુર્ગા શું થયું એ સમજી શકે તે પહેલાં સતુ અને અપુ દોડીને દરવાજા બહાર નીકળી ગયા. સાથોસાથ રમતની દુકાન તરફ જોતાં જ દુર્ગાએ જોયું તો પેલાં પાકાં ત્રણ માકાલ–ફળમાંથી એક નહોતું.

દુર્ગાએ એક દોટે દરવાજા પાસે આવીને જોયું તો સતુ એરંડા નીચેના રસ્તે આગળ આગળ અને અપુ એનેથી સહેજ દૂર પાછળ પાછળ દોડે છે. સતુ અપુથી ત્રણચાર વરસે મોટો હતો. ઉપરાંત તે અપુ જેવો કોમળ કન્યા જેવા બાંધાનો ન હતો–ખૂબ જોશભર્યા હાથપગવાળો ને શક્તિવાળો હતો. એની સાથે દોડવામાં અપુ પહોંચી જ ન શકે તોપણ તે પ્રયત્ન કરતો હતો. એનું કારણ એટલું જ કે સતુ બીજાની ચીજ ખાતો ખાતો દોડતો હતો અને અપુ જીવ લઈને દોડતો હતો.

દુર્ગાએ અચાનક જોયું તો સતુએ દોડતાં દોડતાં એક વાર જાણે નીચા વળીને પાછળ જોયું. સાથોસાથ અપુ પણ એકાએક ઊભો રહી ગયો. સતુ બીજી જ ક્ષણે દોડીને દૃષ્ટિ બહાર થઈને ચાલતેતલાના રસ્તે દોડી ગયો.

દુર્ગા એકદમ દોડીને અપુ પાસે પહોંચી ગઈ. અપુ એક શ્વાસે આંખ બંધ કરી સામી બાજુ વાંકો વળી બંને હાથે આંખ મસળે છે. દુર્ગાએ પૂછ્યું, "શું થયું અપુ?"

અપુ આંખે બરોબર ન જોઈ શક્યો એટલે વેદનાભર્યા

અવાજે બે હાથથી આંખ ચોળતાં ચોળતાં બોલ્યો, "સતુદાએ આંખમાં ધૂળ નાંખી દીદી, આંખે કાંઈ દેખાતું નથી.'

દુર્ગા એકદમ અપુનો હાથ લઈ લઈને બોલી, "જોઉં! આંખ ચોળીશ નહિ, જોઉં?"

અપુએ ત્યારે બે હાથ ફરી આંખે મૂક્યા ને વ્યાકુળ સ્વરે કહ્યું, "ઊંહું...દીદી, આંખમાં કાંઈક થાય છે, મારી આંખ ફૂટી ગઈ લાગે છે દીદી."

"જોઉં, જોવા દે, એમ કરીને આંખે હાથ ન અડાડીશ." પછી તે લૂગડાનો ગોટો કરી ફૂંક મારી આંખને ગરમી દેવા લાગી. થોડી વાર પછી અપુ આંખ પટપટાવવા લાગ્યો. દુર્ગા એની પાંપણ ઊંચી કરી કેટલી ય વાર ફૂંક મારીને બોલી, "હવે બરાબર દેખી શકે છે ને? ઠીક, તું ઘેર જા, હું એને ઘેર જઈને એની માને અને ઠાકુરમાને બધું કહી આવું છું. રાણુને પણ કહીશ. કેવો ખરાબ છોકરો! તું જા, હું હમણાં જ આવું છું."

રાણુની ખડકીના બારણા સુધી એ આવી, પણ પછી આગળ જવાનું સાહસ કર્યું નહિ. નાની ઠાકુરણથી તે બીતી. થોડી વાર ખડકી પાસે ઊભી રહી અકળાઈને તે ઘેર પાછી ફરી. આગળના દરવાજાથી અંદર જઈને એણે જોયું તો અપુ બારણાની ડાબી બાજુએ બારણાની જરા સામે ટેકો દઈને એની જ આડશે ઊભો મૂંગો મૂંગો રડે છે. તે રોતલ છોકરો નહોતો. ઘણે ભાગે તો તે કદી રડતો જ નહિ—ગુસ્સો કરતો, અભિમાન કરતો પરંતુ રડતો નહિ, એટલે દુર્ગા સમજી કે આજે એને ઘણું દુઃખ લાગ્યું છે. આટલી મહેનતે લાવેલ ફળો ગયાં, ઉપરાંત આંખમાં ધૂળ નાંખીને આવી રીતે અપમાન કર્યું. અપુનું રડવું તે સહન કરી શકે નહિ, તેની છાતીમાં કાંઈનું કાંઈ થઈ જાય.

તેણે જઈને ભાઈનો હાથ પકડયો ને સાંત્વન આપતા અવાજે કહ્યું, “રડીશ નહિ અપુ, ચાલ તને મારી કોડીઓ ને બધું આપું. ચાલ, આંખો હજુ ય બળે છે, જોઉં ?”

જમીપરવારીને અપુ ક્યાં ય બહાર ન જતાં ઘેર જ રહેતો. કેટલા ય દિવસનું પુરાણું મકાન–એમાં જૂનો ઓરડો, જીર્ણ વસ્તુઓ, એ વખતના લાકડાની પેટી, ભૂરા રંગની એ વખતની નેતરની પેટી, કડીની વળગણી–આ બધી ઘરની જૂની વસ્તુઓમાંથી એક પ્રકારની પુરાણી ગંધ બહાર આવતી. એ શાની ગંધ એ તે જાણતો નહિ, પણ તે ગંધ ઘણા દૂરના કાળની વાત યાદ કરાવી દેતી. તે પુરાણા સમયમાં એ નહોતો, પરંતુ એ કડીની વળગણી હતી, આ ઠાકુરદાદાની નેતરની ટોપલી હતી, આ મોટી લાકડાની પેટી હતી, પેલી સોંદાલીના ઝાડની ટોચના જંગલમાંથી જે બહાર નીકળી આવે છે તે ઉજ્જડ જંગલની જગ્યાએ કોઈનો મોટો ચંડીમંડપ હતો, અને બીજાં પણ કેટલાં ય નામનાં કેટલાં ય છોકરાંઓ આ ખંડેરમાં રખડતાં હશે, તેઓ કેટલા ય સમય પહેલાં થઈ ગયાં છે.

જ્યારે મા ઘાટે જાય અને એ એકલો ઘેર હોય ત્યારે પેલી પેટી માટે તેને ઘણો લોભ થાય, કે નેતરની પેટી ખોલી દિવસના પ્રકાશમાં બહાર કાઢીને જુએ કે એમાં શું અદ્‌ભુત રહસ્ય છુપાયલું છે. ઘરના સૌથી ઊંચા મોભ પાસે લાકડાની મોટી પેટીમાં જે તાડપત્રની પોથીનો ઢગ અને ચોપડા છે તે વિષે તો પિતાને પૂછીને જાણી લીધું હતું કે તે બધા તેના ઠાકુરદાદા રામચાંદ તર્કાલંકારના છે. એને ખૂબ ઇચ્છા હતી કે જો એ બધા એક વાર હાથમાં આવે તો હેરવીફેરવીને જુએ. રોજેરોજ જંગલ તરફની જાળીમાં બેસીને તે પેલાં જ ગીતો કાશીદાસીના મહાભારતમાંથી વાંચે. તે પોતે જ ખૂબ સરસ રીતે વાંચતાં શાખી ગયો છે, એટલે

પહેલાંની જેમ હવે કોઈ પાસેથી સાંભળવાનું નથી–પોતે જ વાંચી જાય અને સમજી પણ શકે. વાંચવાલખવામાં તેની બુદ્ધિ ઘણી જ તીક્ષ્ણ હતી. એના પિતા કોઈ કોઈ વાર એને ગાંગુલી મહાશયના ચંડીમંડપે વૃદ્ધોની બેઠકમાં લઈ જતા ને રામાયણ અગર તો પાંચાલી વાંચવા દઈને કહે, 'વાંચ તો બાબા, આ લોકોને એક વાર સંભળાવ તો?' વૃદ્ધો બહુ જ વખાણ કરે. દિનુ ચાટુજ્જેએ કહ્યું, "હ્યો, મારો પૌત્ર આ તમારા છોકરા જેટલાં જ વરસનો હશે, પણ એ તો બાળપોથી ફાડી નાંખી બાપુ, સાંભળીને તમને વિશ્વાસ નહિ આવે, પણ હજુ સારી રીતે અક્ષર પણ એને ઓળખતાં નથી આવડતા. બાપનો આધાર લઈને બેઠો છે, પણ હું કેટલા દિવસ છું બાપુ? આંખ મિચાતાં જ હળ પકડવું પડશે." પુત્રના ગર્વથી હરિહરની છાતી ફુલાઈ જાય, મનમાં મનમાં રાજી થાય, "એવું તે કાંઈ તમારું થાય? લાંબા કાળથી કારભાર કર્યો છે, ભલે ગરીબ હોઈએ પણ પંડિતવંશના તો ખરા? બાપદાદાએ તાડપત્રો ભરીને પોથીઓ અમથી લખી છે? વંશને આ વારસો આપી ગયા છે તે ક્યાં જાય?"

તેના ઘરની બારીથી થોડે દૂર ઘરની વાડ, અને વાડની પેલી બાજુ વાડને ઘસાઈને જ એક વિશાળ આગાછારના જંગલનો આરંભ થયો છે. જાળીમાં બેઠાં બેઠાં લીલા સમુદ્રનાં મોજાં જેવાં ભાટશેવડા ઝાડની ટોચો, આ ઝાડથી તે ઝાડે ડોલતી કેટલીય જાતની લતાઓ, માત્ર નજરે પડે છે. જૂનાંપુરાણાં વૃક્ષોની ટોચો વરસોના બોજાથી જ્યાં સોંઢાલી, વનચાલતા ઝાડની ઉપર ઝૂકી પડી છે તેની નીચે કાળી ધરતીની છાતી પર ખંજન પંખી નાચે છે. મોટાં ઝાડપાનની નીચે પીળી, વનકચૂ, કટૂવલેર ઘાડાં લીલાં જંગલ અથડાઅથડી કરી સૂર્યના પ્રકાશ તરફ મોં ફેરવવા મહેનત કરે છે. આ જીવનયુદ્ધ માટે જે ઝાડ અશક્ત થઈ ગયાં છે તેઓ પાડોશીની ગર્વથી મસ્ત બનેલ ડાળો નીચે ચગદાઈને પડયાં છે.

તેનાં પાન પીળાં થઈ ગયાં છે ને મૃત્યુએ ડાળમાં પ્રવેશીને તેને ધોળી બનાવી દીધી છે. મરણુની દૃષ્ટિથી બચવા નાસતું જંગલ, સખત તાપ, પરગાછા ફૂલની વ્યાકુળ આર્દ્ર સુગંધથી મિશ્રિત પૃથ્વી તેનું સકળ સૌંદર્ય, રહસ્ય, અને વિપુલતા લઈ ધીરે ધીરે અદૃશ્ય થઈ જાય છે.

એના ઘરની બાજુમાં થઈને એક બાજુ વન, બીજી બાજુ કોઠીનો વગડો નદી સુધી જાય છે. અપુને આ વન અસીમ લાગતું. તે દીદી સાથે કેટલે ય દૂર આ વનમાં તો રખડયો છે, પણ વનનો છેડો જોઈ શકયો નથી. એ જ જાતનો તિત્તિરાજ ઝાડ નીચેનો રસ્તો! મોટી મોટીગુલુંચ લતા ડોલાવતાં ડાળીએ ડાળીએ વનચાલતાનાં ફળ! ચારે બાજુ કેડીનો રસ્તો! વળી આ ઝાડથી પેલા ઝાડ સુધી વનકલમી, નાટાકાંટા, મયના જોપ થઈને ચાલતાં ચાલતાં ક્યાંનાં કયાં લઈ ને કાઢે. માત્ર વન – ધૂંધૂલની લતા કયાંક ત્રણે બાજુ ડોલે, પુરાણા શિરીષ ઝાડની શેવલાથી છવાયેલ ડાળ પર પરગાછાનું ઝાડ નજરે પડે.

આ વન તેની શ્યામલતાના નવા સ્પર્શથી તેને અને તેની દીદીને હેત કરતું – જન્મ્યા ત્યારથી આ જ વન તેમનું સુપરિચિત હતું. પ્રતિ પળે, પ્રતિ મુહૂર્તે નીરવ આનંદથી તેમના તૃષાતુર હૃદયને કેટલા વિચિત્ર અને કેટલા અપૂર્વ રસથી ભરી દેતું! વરસાદથી લીલીછમ બનેલી ઝાડીઓ ઉપર નાટાકાંટાની સુગંધ ફૂલના પીળા રંગના શીસ, આવતા સૂર્યાસ્તની છાયામાં મોટા મયના કાંટા, ડાળની આગળ કાઠબિડાલીની લઘુગતિથી આવે જાય, પત્ર–પુષ્પ–ફળની વાંકી ડાળે વનનું કોઈ અજાણ્યું પંખી બેઠું હોય–ત્યારે અપુ તેના મનના એ વિચિત્ર, અપૂર્વ, ગંભીર આનંદ-રસનું વર્ણન તે મોંએથી કોઈને સમજાવી શકે નહિ. એ બધું જાણે સ્વપ્ન હોય, જાણે માયા હોય. ચારે બાજુ ઘેરીને પંખી

ગીત ગાય, ફૂલ ઝરઝર કરતાં ઝરી પડે અને સૂર્યાસ્તનો પ્રકાશ એથી પણ વધુ ગાઢ છાયામય બને.

આ વનમાં એક જગાએ પુરાણું તળાવ છે, તેને કાંઠે એક ભાંગેલું મંદિર છે, આજકાલ જેમ પંચાનંદ ઠાકુર ગામના દેવતા છે તેમ કોઈક વખતે આ મંદિરની વિશાલાક્ષી દેવી દેવતા હતી. તે ગામના મજુમદારવંશની પ્રતિષ્ઠિત દેવતા હતી. એક વખત કોઈ ક કામમાં સફળતા મળવાથી તેઓએ દેવીને મંદિરે નરબલિ દીધો તેથી દુભાઈને દેવીએ સ્વપ્નમાં કહ્યું કે તે મંદિરનો ત્યાગ કરીને ચાલી ગઈ છે, ફરી કદી પાછી ફરશે નહિ. ઘણા સમયની વાત છે. વિશાલાક્ષીની પૂજા થતી જોનારું પણ આજે કોઈ જીવતું નથી. મંદિર ભાંગીને ભુક્કો થયું છે. મંદિર સામેનું તળાવ પુરાઈને ખાબોચિયું થઈ ગયું છે. ચારે બાજુ વન છવાઈ ગયું છે. મજુમદારના વંશમાં પણ દીવો કરનાર હવે કોઈ નથી.

ઘણા સમય પહેલાં ગામના સ્વરૂપ ચક્રવર્તી બીજે ગામથી નોતરું જમીને પાછા ફરતા હતા ત્યારે સાંજ સમયે નદીઘાટે ઊતરી આવતાં જોયું તો રસ્તાની બાજુએ એક સોળ વરસની સુંદરી ઊભી છે. માણસોના રહેઠાણથી આ સ્થાન ઘણું દૂર હતું. સાંજ નમી ગઈ હતી. રસ્તે કોઈ નહોતું. એ વખતે નિર્જન વનની બાજુમાં એક યુવાન વયની સુંદરીને જોઈને સ્વરૂપ ચક્રવર્તી સ્વ-ભાવિક રીતે જ વિસ્મિત થયા, પરંતુ તે કાંઈ પણ કહે તે પહેલાં છોકરીએ કાંઈક ગર્વમિશ્રિત પણ મીઠા સ્વરે કહ્યું, "હું આ ગામની વિશાલાક્ષી દેવી છું. ગામમાં થોડા દિવસમાં જ કૉલેરાનો રોગ થશે. કહી દેજો કે ચૌદશની રાત્રે પંચાનંદ નીચે એકસો આઠ બોકડાનો બલિ દે અને કાલિપૂજા કરે; વાત પૂરી થતાં સાથોસાથ સ્થિર થઈ ગયેલા સ્વરૂપ ચક્રવર્તીની આંખ સામેની છોકરી ચારે બાજુની શીત સંધ્યાના રંગમાં ધીરે ધીરે જાણે મળી ગઈ. આ

ઘટનાના કેટલાક દિવસ પછી સાચે જ ગામમાં ભયાનક કૉલેરા ફાટી નીકળ્યો હતો.

આ બધી વાતો એણે કેટલી ય વાર સાંભળી હતી. જાળી પાસે ઊભા રહેતાં જ વિશાલાક્ષી દેવીની વાત તેને યાદ આવે. દેવી વિશાલાક્ષીને એક વાર ન જોઈ શકાય ? તે વનના રસ્તેથી ગુલુંચલતા પાડે એ જ વખતે એકાએક કદાચ......:

દેખાવે ખૂબ સુંદર, રંગેલી કોરી સાડી પહેરીને હાથમાં ને ગળામાં દુર્ગામાતાની જેવાં બંગડી ને હાર.

"તું કોણ ?"

"હું અપુ."

"તું બહુ સારો છોકરો છે, શુ વરદાન જોઈએ છે ?"

તે બિછાનામાં જઈને સૂતો. ફર ફર આવતી હવામાં કેટલી ય લતા પાનની મધુર સુવાસ તાણી આવે છે. બરોબર બપોર વખતે ઘણે દૂરના કોઈક મોટા ઝાડની ટોચ ઉપર થઈ ને ગાંગ-ચીલ તાણી તાણીને બોલે છે એ જાણે, આ નાના ગામડાનાં ભૂત અને વર્તમાન બધાંનાં નાનાં મોટાં દુઃખસુખ, ઝઘડાની ઉગ્રસ્થિતિ ઉપર બપોરના તાપભર્યો નીલા નિર્જન આકાશપથે એક ઉદાસ, ગૃહ વિનાના પથિક -દેવતાનો સુકંઠનો આશીર્વાદ દૂર દૂર જતો ઓગળી જાય છે.

ક્યારે તે ઊંઘી જાય તેની ખબર ન પડે, સૂઈ ને ઊઠતાં જુએ તો દિવસ તદ્દન ન હોય, જાળી બહાર આખા વનમાં છાયા પડી ગઈ હોય. વાંસઝાડ ઉપર રંગીન પ્રકાશ હોય.

હમેશ આ વખતે, બરોબર છાયાભરેલી આવી સાંજે, નિર્જન વન તરફ જોઈ ને તેને અતિ અદ્‌ભુત વાતો યાદ આવે- અપૂર્વ આનંદથી મન ભરાઈ જાય.

આજન્મસાથી, સુપરિચિત આવા આનંદભર્યા બહુરૂપી જંગલ સાથે કેટલી રહસ્યમય, સ્વપ્નદેશની વાતો જડાઈ છે !

વાંસઝાડની ઉપરના છાયાભર્યા આકાશ તરફ જોતાં તે જુએ કે એક તરુણ વીરની ઉદારતાનો સુયોગ મેળવીને કોઈ તેનાં અક્ષય કવચકુંડલ માગીને પહેરી લે છે. ચોખાની રાબડીનું ભોજન કરી ક્યાંકનો એક શુદ્ર દરિદ્ર બાળક બાજીગર પાસે 'દૂધ પીવું છે, દૂધ પીવું છે,' બોલીને ઉલ્લાસથી નૃત્ય કરે છે.

આ જગાએ જ શરશય્યાશાસિત પ્રવીણ વીર ભીષ્મદેવના મૃતપ્રાય હોઠે તીક્ષ્ણ બાણથી પૃથ્વી ફાડીને અર્જુને ભોગવતીનો ઝરો કાઢી પાણી–સીંચન કર્યું હતું. પ્રથમ યૌવને સરયૂતટે ગાઢ જંગલમાં મૃગયા ખેલવા જતાં રાજા દશરથે મૃગના ભ્રમથી પાણી ભરવામાં તલ્લીન બનેલા દરિદ્ર બાળકનો વધ કરેલો, તે બનાવ એ રાણુદીદીના બાગના મોટા જાંબુના ઝાડ નીચેના ખાબોચિયે બનેલો–એને જ કાંઠે.

એના ઘેર એક ચોપડી છે. પાનાં બધાં પીળાં પડી ગયાં છે. પૂઠું તો છે જ નહિ. 'વીરાંગના-કાવ્ય' એવું નામ લખ્યું છે, પરંતુ લેખકના નામની ખબર નથી. પ્રસ્તાવના તરફનાં પાનાં ફાટી ગયાં છે. પુસ્તક બહુ સારું લાગતું. એમાં તે વાંચતો :—

પાસે જોતી હૃદય,
હૃદયને તીરે રાજરથી
ચાલ્યો જાય ત્વરિતગતિ
ભગ્નઉર ! જોઈ આવે રૂદન
કેવું દુઃસ્વપ્ન નાથ
દેખાડ્યું તેં મને !

તે કુલૂઈચંડીવ્રતને દિવસે મા સાથે ગામની ઉત્તરના વગડામાં પુરાણા સુંદર તળાવને કાંઠે વનભોજન કરવા જતો, પણ કોઈ જાણતું નથી કે એ ચારે બાજુથી વનથી ઘેરાયેલ નાનું તળાવ જ મહાભારતના વ્યાસમુનિનું તળાવ છે. એ નિર્જન વગડાના તળાવમાં તે ભગ્નહૃદયી, અપમાનિત વીર એકલો એકલો રહે છે. કોઈ જોતું નથી, કોઈ શોધતું નથી. ઉત્તર વગડાની કલા-

બેગુનના ખેતરમાંથી ખેડુઓ પાછા આવે, માણુસનું ચિહ્ન ક્યાં ય ન રહે. સોનડાંગા વગડાની પારના ખુલ્લા, વસતીશૂન્ય અજાણ્યા દેશમાં ચંદ્રહીન રાત્રીનો ઘન અંધકાર ધીરે ધીરે વિસ્તાર કરે ત્યારે હજાર હજાર વરસની પુરાતન માનવવેદના કદીક દરિદ્ર પિતાના નિષ્પાપ અબોધ બાળકના ઉલ્લાસે, કદીક ભાગ્યહીન એકાકી અસહાય રાજપુત્રની પેઠે વિકસિત થતા ઉત્સુક મનથી જાગૃત અને ઉદ્યત બનતો, એ અજ્ઞાત લેખકની ચોપડી વાંચતાં વાંચતાં કેટલી ય વાર તેની પાંપણો ભિંજાઈ જતી.

તેના પિતા ઘેર નથી. ઘેર હોય તો એને ઘેર બેસીને દફતર ઉપાડીને ધ્યાનથી વાંચવાનું હોય. દિવસ સાવ આથમી જાય તો ય તેને રજા ન મળે. તેનું મન વ્યાકુળ થઈ જાય. હવે કેટલી વાર બેઠાં બેઠાં શુભંકરીના શ્લોકો મોઢે કરવા એમ થયા કરે. હવે તેને રમવાનું નહિ મળે એમ લાગે. બાપા ઉપર ભારે ગુસ્સો આવે. અભિમાન થાય.

એકાએક ખબર ન પડે એવી રીતે રજા મળી જાય. ચોપડી-દફતર કોઈ પણ રીતે ઝપ કરીને એક જગાએ ફેંકી દઈને છાયાવાળા વાડામાં જઈ આનંદથી તે નાચવા લાગે.

અપૂર્વ, અદ્ભુત સાંજ. શાંત છાયાથી છવાયેલ ઝાડપાન પાસે રમવાનું. ગુલુંચલતાના તાર ટિંગાડ્યા છે. ખજૂરની ડાળનાં ઝૂમખાં અને વન તરફથી ઠંડી ઠંડી ગંધ બહાર આવે છે. લાલ તડકો મોટાકાકાના મકાનના બાતાલી લેબુના ઝાડની ટોચે ઝગ-ઝગે છે. ચકચકિત બદામી રંગની પાંખવાળું પંખી વનકલમીના ઝુંડ પર ઊડી આવીને બેસે છે. તાજી માટીની સુગંધ આવે છે. બાળકનું જગત ભરપૂર આનંદથી ઊભરાઈ ઊઠે છે. શાથી આમ થાય છે તે એ સમજી નથી શકતો. આનંદ અપૂર્વ બને છે.

સાંજ પછી સર્વજયાએ ભાત ચડાવ્યા છે. અપુ ઉંબરમાં કપડું બિછાવીને બેઠો છે. ખૂબ અંધકાર છે. એક ઝીંઝીપોકા બોલે છે.

અપુએ પૂછ્યું, "પૂજાને હવે કેટલા દિવસ છે મા ?"

દુર્ગા શણિયું પાથરીને શાક સુધારે છે, તે બોલી, "હવે બાવીસ દિવસ છે, નહિ મા ?"

હવે તે મોટી થઈ છે એટલે માએ એને બીજી શેરીમાં ખાવા જવાની ના પાડી છે. પૂરીનો સ્વાદ કેવો હોય તે લગભગ એ ભૂલી ગઈ છે. અમૃતઝરતી શરદપૂર્ણિમાની જ્યોત્સ્નાભરી રાત્રે વાંસવનના તેજછાયાની જાળ–વચ્ચે માર્ગ વટાવીને તે આગળ આગળ શેરીએ શેરીએ રખડીને લક્ષ્મીપૂજાની પ્રસાદી છેડે ભરીને લઈ આવતી. ઘેર ઘેર શંખ વાગે. રસ્તે પૂરી તળાવાની ગંધ આવે. કદાચ શેરીના કોઈ ઘરવાળા પૂજાનું ઠંડું નૈવેદ્ય તેમના ઘરે મોકલાવી દે. તેઓ પણ ઘણી વાર શેકેલા દાણાની પ્રસાદી લાવે છે. તેની મા એ ત્રણ દિવસ સુધી એમને નાસ્તો કરાવતી અને પોતે પણ કરતી એ વખતે નાની ઠાકુરણ બોલતી હતી કે, "ભદ્રલોકની છોકરી ખેડુલોકની જેમ ઘેર ઘેર ફરીને પ્રસાદી લેવા રખડે ખરી ? એ બધું કેટલું ખરાબ દેખાય છે ? હવે એ રીતે મોકલશો નહિ વહુ ! તેથી હવે એ જતી નહિ."

દુર્ગા બોલી, 'પાનાં રમશું ?' અપુએ 'હા' કહી.

"તો જા પેલે ઘેરથી પાનાં લઈ આવ. થોડું રમીએ." દુર્ગાએ મૂંઝવણભર્યા મોંએ અપુ તરફ જોયું. અપુએ હસીને કહ્યું, "તું જા, હું અહિં ઊભો રહું છું."

તેની માએ કહ્યું, "અહો હો... છોકરી બીકમાં હવે તો જીવશે નહિ, આખો દિવસ ધૂળમાં જ્યાં ત્યાં રમતાં ભય નથી લાગતો ને અત્યારે રાત્રે આ ઘેરથી પેલે ઘેર જતાં જાણે બધું આડે આવે છે !"

જજમાનને ઘેરથી અપુ ગંજીફો લાવ્યો. પાનાં રમવામાં ત્રણે ય સરખાં હતાં. અપુ તો હજુ બધાં પાનાં ઓળખતો પણ

નહિ, વચ્ચે વચ્ચે હાથમાંનાં પાનાં માને દેખાડીને કહે, "આ કયું પાનું ? ચોકડો ? જો ને મા ?"

દુર્ગાના મનમાં આજ ખૂબ આનંદ છે. રાત્રે લગભગ રસોઈ ન થતી. સવારનાં ભાત ને શાક હોય. આજ ભાત ચડયા છે, શાક કરવાનું છે એટલે તેને ખૂબ આનંદ છે. આજે જાણે કાંઈક ઉત્સ-વનો દિવસ છે. અપુએ કહ્યું, "પાનાં રમતાં રમતાં પેલી વાત કહોને મા ? પેલી શ્યામલંકાની વાત ?"

પછી વળી એકાએક માના ખોળામાં માથું મૂકીને સૂઈ જાય. માના શરીરે હાથ ફેરવતાં ફેરવતાં વિનંતિભર્યા સૂરે બોલે, "પેલું ગીત બોલોને મા, પેલું ? 'શ્યામલંકા બાટના બાટે, માટી તે લૂટાય કેશ'" દુર્ગા કહે, "રમતી વખતે ગીત બોલો તો રમાશે કેમ, અપુ ? ઊઠ—"

સર્વજયાએ પૂછયું, "પાતાળકોંડ આજે કયાંથી મળ્યું ?"

"ત્યાંથી, ગોંસાઈનો મોટો બાગ છે, પેલી રાતી ગાય શોધવા હું ને અપુ ત્યાં ગયાં હતાં ! ત્યાં ઘણાં ફૂટયાં છે. કોઈને ખબર નથી મા, ખૂબ વન છે. ત્યાંથી તોડીને કોણ લઈ જાય ?"

અપુએ કહ્યું, "ત્યાં ગઈ હતી ? પેલું જે મોટું વન છે ત્યાં, દીદી ?"

સર્વજયા સસ્નેહે વારંવાર છોકરા તરફ તાકીને જુએ છે. તે દિવસનો એ જ અપુ. આવ ચંદ્ર, 'આવ ચંદ્ર, છોકરાને કપાળે ચાંદલો કરી જા.' બોલતી વારંવાર યંત્રના પૂતળાની જેમ ચંદ્ર જેવા કપાળ પર આંગળી હલાવતી ને તે કહેતી કે આ કેમ આજ પાનાં રમવા બેઠો છે ? તેને આ દૃશ્ય ઘણું નવીન લાગે, અપુ રમી ન શકે, ને ઇચ્છા કરવા છતાં કદી જીતી પણ ન શકે. અપુને ખરાબ પાનાં આવે ને પોતાને સારાં પાનાં આવે એટલે પોતે રમનાર હોવા છતાં મનમાં દુઃખ થાય.

દુર્ગા બોલી, "આજ શું થયું છે તેની ખબર પડી મા ?"

અપુએ કહ્યું, "જો, કહીશ તો તારી સાથે કટ્ટી કરીશ. કહે તો ખરી !"

"કટ્ટી કરજે જા, સાંભળ મા, એને ખસખસ નામની ખબર નથી. આજે રાજીને ઘેર ખસખસ તડકે મૂકી હતી તો એણે પૂછ્યું, 'શું છે રાજીદી ?' રાજીએ કહ્યું, 'દુર્ગાનો પ્રસાદ, ખાઈ જો.' એ ખાઈને આવ્યો ને સમજી પણ ન શક્યો કે ખસખસ છે! કેવો મૂર્ખો, કાં મા ?"

અપુએ મોંએ કહ્યું પણ દીદી સાથે તેણે કટ્ટી કરી નહિ. તે દિવસે જ્યારે તેનાં પાકાં માકાલ ફળો સતુદા લઈને રવાના થઈ ગયો તે દિવસે તેની દીદીએ આખો દિવસ જંગલ ને વાડીઓ શોધી શોધીને સાંજ વખતે ક્યાંકથી છેડે બાંધીને એક ઢગ માકાલફળ લાવીને તેની સામે ખોલી દેખાડીને કહેલું, "કેમ હવે ?" સવારે બહુ રડ્યો. તે સાંજે એને ખૂબ આનંદ થયો. માકાલફળને લીધે કે દીદીના મોં પરથી, અને વિશેષ કરીને તેની મોટી મમતાભરી આંખોના સ્નિગ્ધ હાસ્યને લીધે તેનો આનંદ હતો તે તે જાણતો નહોતો.

"છક્કાની રમત અપુ! બરાબર રમીશ ને ?" દુર્ગા ખૂબ આનંદથી પાનાં ભેગાં કરીને ગોઠવવા લાગી.

"કોઈ ફૂલની ગંધ આવે છે, નહિ દીદી ?"

સર્વજયા બોલી, "મોટા કાકાના મકાન પાછળ છાતીમનું ઝાડ છે તેનાં ફૂલની ગંધ." અપુ અને દુર્ગા બંનેએ આગ્રહ-ભર્યા સ્વરે પૂછ્યું, "હાં મા, એ છાતીમતલામાં એક વાર વાઘ આવેલો એમ સૌ કહે છે ખરું ?" પરંતુ એની મા એકદમ પાનાં ફેંકી દઈ ઊઠીને બોલી, "અરે! ભાત બળી ગયા, ખૂબ ગંધ આવી, ભાતને ઉતારી આવું."

ખાવા બેસતાં દુર્ગાએ કહ્યું, " પાતાલકોંડાનું શાક ખાવામાં કેવું સરસ થયું છે મા ! " તેનું મોં સ્વર્ગીય તૃપ્તિથી જાણે ભરાઈ ઊઠયું–સાથે સાથે અપુએ પણ કહ્યું, " વાહ, ખાવામાં બહુ સારું, નહિ દીદી ? પાતાલકોંડ એક જગ્યાએ કેટલાં ય ઊગ્યાં છે મા ? " બંનેના પ્રશંસાભર્યા શબ્દોથી સર્વજયાની છાતી ગર્વથી અને તૃપ્તિથી ભરાઈ ગઈ, " તોપણ શું યોગ્ય સરભરા તેમને મળી છે ? માણસોને ઘેર ભોજન રાંધવા નાની ઠાકુરણને સૌ બોલાવે. એક વાર એમને બોલાવી જુએ જોઈ, રાંધવું કોને કહે તે નાની ઠાકુરણને બતાવી દે." સર્વજયાએ કહ્યું, " અપુના હાથ પર પાણી નાખ, દુર્ગા. જુઓ છોકરાનાં પરાક્રમ, રસ્તા વચ્ચે મોં ધુએ છે ? રોજ રાત્રે તું રસ્તા ઉપર જ ધુએ છે. "

પણ અપુ એક પગલું પણ પાછો ખસવા ઇચ્છે નહિ. સામે એ જ ભાંગેલા વાડાનું છીડું, અંધકારભર્યું વાંસવન, કાળું ઘબ જંગલ, ખંડિયેર જેવાં ખોરડાં અને બીજી કેટલી ય અજાણી ભૂતાવળો. તે સમજી શકે નહિ કે મોં ધોવા જવામાં આટલી ખેંચતાણ મા શા માટે કરે છે !

ત્યારપછી બધાં જઈ ને ઊંઘી જાય. શાંત રાત્રી હોય. છાતીમ ફૂલની ઉગ્ર સુવાસથી હેમંતના સ્પર્શે ઠંડી બનેલ રાત્રી ભરાઈ જાય. મધરાતે કૃષ્ણપક્ષની મ્લાન જ્યોત્સ્ના ઝાકળથી ભિંજાયેલ ઝાડપાન પર જગમગ્યા કરે. તેજછાયાની અતિસુંદર રચનાથી વનપ્રદેશને સૂતેલા પરીના દેશ જેવો રહસ્યમય બનાવે છે. સન સન કરતી એકાએક એક પવનની લહરી સોંદાલીની ડાળ ઝુલાવીને તેલાકુચાની ટોચોને કંપાવીને ચાલી જાય છે.

ઘડી વાર આવે વખતે જ અપુની ઊંઘ ઊડી જાય.

પેલી દેવી જાણે આવી છે–એ જ ગામની વિસ્મૃત થયેલી અધિષ્ઠાત્રી દેવી વિશાલાક્ષી.

બે કાંઠે ભરપૂર ઇચ્છામતિ નદીનાં દાડમની કળી જેવાં સ્વચ્છ જલની ધારાથી લીલા શેવાળથી ભરેલા કાદવનાં ચિહ્ન સુદ્ધાં લુપ્ત થઈ ગયાં છે. કાંઠાનો પ્રાચીન સપ્તપર્ણ પણ કદાચ કોઈએ દેખ્યો નહિ હોય. પુરાણકાળની અધિષ્ઠાત્રી દેવીના મંદિરે લોકો એક વખત ફૂલફળનૈવેદ્યની પૂજા દેતા. આજકાલ કોણ એ બધું જાણે છે!

પરંતુ દેવી હજુ પણ આ ગામને ભૂલી નથી. ગામમાં શાંતિ છવાય ત્યારે મોડી રાત્રે તે વનવનમાં ફૂલ ખીલવવા ફરે, પક્ષીનાં બચ્ચાંની સંભાળ લ્યે, ચાંદની રાત્રે છેલ્લે પ્રહરે નાના નાના મધમાખીના મધપૂડાને રસદાર ફૂલોના મિષ્ટ મધુથી ભરી દે. તે જાણે છે કે ઝાડીના ખૂણામાં વાસક ફૂલ સંતાઈ રહ્યાં છે. ગાઢ જંગલમાં છાતીમ ફૂલના ગુચ્છા કયા ઝાડની છાયામાં સૂતા છે, ઇચ્છામતિના કયા વાંકમાં લીલી શેવાળની વચ્ચે વચ્ચે નીલપાપડી કમળનાં દળ જામ્યાં છે, કાંટાઝાડની ડાળ વચ્ચે નાના ઘાસના માળામાં પક્ષીનાં કુમળાં બચ્ચાંની કયાં ઊંઘ ઊડી ગઈ છે તે બધું એ જાણે છે.

તેના રૂપના સ્નિગ્ધ તેજથી વન જાણે ભરાઈ ગયું છે. શાંતિથી જ્યોત્સ્નામાંથી, સુગંધથી તેજછાયામાં રાતની શોભા અદ્ભુત બની છે.

દિવસનો પ્રકાશ થતાં પહેલાં વનલક્ષ્મી ક્યાંક ચાલી જાય છે. સ્વરૂપ ચક્રવર્તી પછી કોઈએ કદી તેને જોઈ નથી.

[ ખંડ ત્રીજો ]

# ઊડો પારેવડાં !

## ૧૨

ગામના અન્નદા રાય આજકાલ ભારે મુશ્કેલીમાં આવી પડ્યા છે. ગામમાં જરીફ આવ્યો હોવાથી ઉત્તરના મેદાનમાં તંબૂ નંખાયા છે. જરીફના મોટા કારકુને મેદાન વચ્ચે નદીકાંઠે ઑફિસ ખોલી છે. નાના મોટા અમલદાર પણ કેટલા ય સાથે આવ્યા છે. ગામના બધા ભદ્ર લોકો જ થોડી જરજમીનના માલિક છે. બાપદાદાએ મેળવેલ આ બધી સંપત્તિના સલામત કિનારા સાથે જીવનનૌકાનું લંગર બાંધી જડ પદાર્થની માફક ઉદ્યમહીન, ગતિહીન, નિષ્ક્રિય અવસ્થામાં દિવસો ઠીક રીતે કાઢતા હતા, પરંતુ આ વખતે બધા ય થોડી મુશ્કેલીમાં આવી પડ્યા. રામ કોઈ શ્યામની જમીન પોતાની છે એમ નિર્વિવાદે કહી ભોગવતો આવતો, જદુ દસ વીઘાંનો કર ભરી બાર વીઘાં જમીન કોઈના પણ ઉપદ્રવ વિના કામમાં લેતો. આટલા દિવસો જેઓના પૂર્ણ શાંતિમાં વીત્યા હતા તેઓ આ વખતે ગડબડમાં પડી ગયા. મુશ્કેલી એક રીતે તો સૌને હતી, પરંતુ અન્નદા રાયની મુશ્કેલી થોડી જુદી તરેહની અને જરા વધુ પડતી હતી. તેના એક નાતભાઈ ઘણાં વર્ષોથી પશ્ચિમમાં રહેતા. આટલા દિવસ તેમણે એ નાતભાઈનાં

આંબાવાડિયું અને જમીન નિર્વિઘ્ને પચાવી રાખ્યાં. એને સંપૂર્ણ-પણે ખાતરી હતી કે જરીફનો સમય પૂરો થશે ત્યારે છેલ્લી વખતે કેટલોક ભાગ પોતાનો છે એમ ગણાવી બધી જ જમીન લખાવી લેશે, પરંતુ કોણ જાણે ગામના કોઈકે એ જ્ઞાતિભાઈને કાંઈક પત્ર લખેલો ને પરિણામે આજ દસ દિવસથી એ જ્ઞાતિભાઈનો મોટો પુત્ર જરીફના જ વખતમાં માલમિલકતની ખરખબર લેવા આવ્યો હતો.

મોંમાં નાંખેલો કોળિયો પાછો કાઢવો એ બહુ મુશ્કેલ કામ છે. ઘરમાં પણ આ સગાનો ઘણો ભાગ હતો. રાય મહાશય છેલ્લાં વીસ વરસથી એ બધો ભાગ પોતાના ઉપયોગમાં જ લેતા આવ્યા હતા, તે પણ છોડી દેવું પડયું હતું. નાતભાઈનો છોકરો શોખીન કૉલેજિયન જેવો હતો. એક ઓરડામાં સૂએ, એકમાં અભ્યાસ કરે. ઉપરના ઓરડામાંથી લોઢાનો પટારો, સાચવવા જેવો સામાન અને કાગળપત્ર ફેરવી નાંખવાં પડયાં છે, નીચેના જે ઓરડામાં પાલિત-શેરીમાંથી સોંઘા ભાવે ઘાસ ખરીદીને ભર્યું હતું તે ઘર પણ જલદી છોડી દેવાનું હતું.

સાંજનો સમય છે, અન્નદા રાયના ચંડીમંડપમાં કેટલાક માણસો આવ્યા છે. આ જ વખતે સોગઠાં રમવાની મજલિસ મળતી પરંતુ આજે હજુ સુધી કામ પત્યું નથી. અન્નદા રાય એક પછી એક એકઠા કરેલ ચોપડા મોકલી દેતા હતા.

વાડાના ઓટલાથી સહેજ નીચે એક નાની ઉમરની ખેડૂત-સ્ત્રી એક નાના બાળકને લઈને કેટલી વારથી ઘૂંઘટ તાણીને બેઠી હતી, તે હવે એનો વારો આવ્યો એમ ધારી ઊઠીને ઊભી રહી. રાય મહાશય ચશ્માં જરા નાક પર ઉતારી તેના તરફ જોઈને બોલ્યા, "કેમ ? તારે હવે શું છે ?"

ખેડૂત-સ્ત્રીએ સાડલાને છેડેથી ગાંઠ છોડતાં છોડતાં વિનંતિ-

ભર્યા અવાજે કહ્યું, "મેં થોડા રૂપિયા ખૂબ મુશ્કેલીથી ભેગા કર્યા છે, મારા રૂપિયા લ્યો અને દુકાનનું તાળું ખોલી દો. મહા દુઃખ જશે, મુનિ ઠાકુર, બીજું શું કહું?"

અન્નદા રાયનું મોં પ્રસન્ન થયું. બોલ્યા, "હરિ, એના રૂપિયા ગણી લે તો, ચોપડામાં તારીખ જો અને ફરી એક વાર વ્યાજનો હિસાબ કરી જો."

ખેડૂત-સ્ત્રીએ સાડલાની ગાંઠેથી રૂપિયા બહાર કાઢી હરિહરની સામે ઓસરીની ધારે મૂકી દીધા. હરિહર ગણીને બોલ્યો, "પાંચ રૂપિયા."

રાય મહાશયે કહ્યું, "ઠીક, જમા કરી દો, ત્યાર પછી બાકી કેટલા રૂપિયા રહે છે?"

"એટલા હમણાં લ્યો, બીજા પછી દઈશ, શરીર તૂટી ગયું છે, મહેનત કરીને પછી ભરી આપીશ. હમણાં આ લઈને મારી દુકાનનું તાળું ખોલી દો, મારા છોકરાને કાંઈક ખવડાવીશ તો બચશે." તે જાણે ચાવી તેના હાથમાં આવી જ ગઈ હોય એવી ખાતરીથી બોલતી હતી. રાય મહાશયને ઓળખતાં તેને વાર લાગી.

રાય મહાશય તેને વાત પૂરી ન કરવા દેતાં વચ્ચે જ બોલ્યા, "વાહ, ડોશીએ તો જાણે બહુ આપી દીધું! ચાળીસ રૂપિયા તો વ્યાજ બાકી છે. પાંચ રૂપિયા લાવી, એ લઈને મારે દુકાન ખોલી દેવી! નીચ વરણની વાત જ જુદી, જા, અત્યારે બપોર વખતે હવે માથું ન પકવ."

ખેડૂત-સ્ત્રી ચંડીમંડપમાં બીજા કોઈની પણ અજાણી નહોતી, દિનુ ભટ્ટાચાર્ય આંખે સારું દેખતા નહિ, તે બોલ્યા, "કોણ છે અન્નદા?"

"પેલી...પેલી શેરીની તમરેજની વહુ, ચારેક દિવસ પહેલાં મરી ગયો નહિ, એ તમરેજ ? ચાળીસ રૂપિયા વ્યાજ બાકી છે. તેના મરણુને દિવસે સાંજથી જ દુકાનને તાળું મારી રાખ્યું છે. હવે દુકાન ખોલી દો, આમ કરો–તેમ કરો."

પગ નીચેની જમીન સરી જાત તો યે તમરેજની વહુ આટલી ન ચમકી જાત. તે હવે વસ્તુસ્થિતિ સારી રીતે સમજી અને આગળ આવીને બોલી, "એમ કહેશો નહિ મુનિ ઠાકુર, મારા છોકરાની એક રૂપાની સાંકળી હતી, ગયા વર્ષે જ ઘડાવેલી, તે ભોંદા સોનીની દુકાને વેચીને પાંચ રૂપિયા લાવી છું. છોકરાની ચીજ વેચવા મન માનતું નહોતું, પણ હમણાં શું ખાઈને જીવવું ? ધાર્યું કે પછી ભગવાન સમય આપશે ને હું ફરી મારા છોકરાને સાંકળી ઘડાવી દઈશ. એટલે, મુનિ ઠાકુર, તાળું ખોલી દો."

"જા, જા, અહીંથી; આ બધા રૂપિયા તું શું રળીશ એટલે વળી જશે ? એમ નહિ વળે એ હું જાણું છું.એ ની તને શું ખબર પડે ? તારો ધણી હોત તો સમજત. જા, હવે માથું પકવીશ નહિ, એ પાંચ રૂપિયા તારે નામે જમા રહેશે. બાકીના રૂપિયા લઈ આવ ત્યાર પછી જોયું જશે."

અન્નદા રાય ચશ્માં ઉતારી ઘરામાં મૂકતાં મૂકતાં ઊઠ્યા ને ઘરમાં ચાલ્યા જવાની તૈયારી કરી. તમરેજની વહુ આકુળ સૂરે બોલી ઊઠી, "ક્યાં જાવ છો મુનિ ઠાકુર ! મારા છોકરાનો કાંઈક વિચાર કરીને જાવ, હું એને ખવડાવીશ શું ? એક મુઠ્ઠી મમરા લઈ દેવા યે પૈસો નથી. મારી દુકાન ન ખોલી દો તો મારા રૂપિયા મને પાછા દો."

રાય મહાશય મોં બગાડીને બોલ્યા, "જા. જા. સાંજ વખતે અહીં જેમ તેમ બોલીશ નહિ–ભીખ માગીશ નહિ–ખોબો ભરીને રૂપિયા લઈ ગઈ તેનો તો પત્તો નથી ને 'દુકાન ખોલી દો,

રૂપિયા પાછા દો,' તારી દુકાનમાં છે શું ? માંડ માંડ ચારેક પવાલાં ધાન હશે, એમાંથી રૂપિયા વસૂલ થવાના છે કાંઇ ? આ પાંચ રૂપિયા વસૂલ થશે. અમારા રૂપિયાનું તારે ન જોવું ને તારો છોકરો શું ખાય તે મારે જોવું ? છોકરો શું ખાય તે હું શું જાણું ? જા, થાય તો ફરિયાદ કર. જા."

રાય મહાશય ઘરમાં ચાલ્યા ગયા એટલે દિનુ ભટ્ટાચાર્ય બોલ્યા, "અરે વહુ ! તમરેજને કેટલા દિવસ થયા ? કેમ કરતાં..."

"બુધવારને દિવસે બજારેથી ભાંગન માછલી લાવીને રાંધી બાબા ઠાકુર, ભાત દીધા, સાધારણ રીતે માણસને ભાત ખાતાં કેવું સારું લાગે ? પણ આમણે તો ખાધા પછી કહ્યું કે, 'મને ટાઢ વાય છે, શણિયું ઓઢાડ.' ઓઢાડયું, ઓ મા, પછી તો તે માણસ જેવા દેખાય એટલું જ, એક શબ્દ બોલે નહિ. બપોર થયું ના થયું ને મને રઝળતી મૂકી. મારા છોકરાને રઝળતો મૂકયો." આંખનાં આંસુથી એનું ગળું ભારે થઈ ગયું. વિનતિ-ભર્યા અવાજે બોલી, "આપ જરા આટલું કહો ને કે દુકાનની ચાવી આપે, અમે બહુ દુઃખી થઈએ છીએ. કરજ શું હું બાકી રાખીશ ? ગમે તેમ કરીને ભરી દઈશ."

આ વખતે પેલો જ્ઞાતિભાઈ આવવાથી વાતચીત બંધ થઈ. દિનુએ કહ્યું, "આવ નીરેન, ખેતરો તરફ ફરવા ગયો હોઈશ, ખરું ? આ તારા બાપ ઠાકુર દાદાનો દેશ છે, સમજ્યો ? જોતાં કેવો લાગ્યો, બોલ ?"

નીરેન જરા હસ્યો. તેની ઉમર એકવીસ બાવીસથી વધુ નહોતી. ભારી બળવાન બાંધો, સુંદર પુરુષ. કલકતાની કોલેજમાં કાયદો ભણતો. તદ્દન શાંત પ્રકૃતિનો માણસ હતો. બધું કામકાજ જોવા પિતાએ મોકલેલો પણ તે કોઈ કામ તરફ ધ્યાન ન દેતો. સમજતો પણ નહિ. રાત દિવસ નોવેલો વાંચવી અને બંદૂક તાકવી.

સાથે એક બંદૂક લાવ્યો હતો, શિકારનો ખૂબ શોખ હતો.

નીરેને ઉપર જઇને એની ઓરડીમાં પેસતાં જોયું તો ગોકુળની સ્ત્રી જમીન પર બેસીને જમીન પરથી કાંઇક વીણી વીણીને ઉપાડતી હતી. બારણા પાસે જતાં જ એની નજર પડી. તેની કીમતી વિલાયતી બત્તી જમીન પર હતી, એનો કાચનો ગોળો ભાંગીને ચૂરો થયો હતો. જમીન પર બધે કાચ વેરાયો હતો. બારણા પાસે જોડાનો અવાજ સાંભળી ગોકુળની સ્ત્રીએ ચમકી પાછું વાળીને જોયું, તે છેડો પાથરીને જમીન પરથી કાચના કકડા વીણી વીણીને ઊંચકતી હતી અને વિચારતી હતી કે હમેશની જેમ ઓરડો ચોખ્ખો કરવા આવી ને બત્તી સળગાવવા ગઈ ત્યાં કોણ જાણે ભાંગી કેમ ગઈ? બત્તીના માલિક આવે તે પહેલાં પોતાના અપરાધનાં ચિહ્નો એકદમ ઉપાડી લેવાની તરખડમાં હતી ત્યાં એકાએક માલ સાથે પકડાઈ જવાથી ભોંઠી પડી ગઈ. ગુનેગારની લજ્જાના ભારને ઓછો કરી દેવા માટે નીરેન હસીને બોલ્યો, "અરે ભાભી! બત્તી ભાંગી બેઠાં કે શું? કેવાં પકડી પાડ્યાં? જાણતાં નથી કે કાયદો ભણું છું? ઠીક, હવે જરા ચા કરી લઈ આવો તો ભાભી, જલદી કરો, જોઉં, કેવાંક કામમાં ઉતાવળાં છો. ઊભાં રહો, બત્તી પણ સળગાવતાં આવો, નસીબજોગે પેટીમાં એક ગોળો છે."

ગોકુળની સ્ત્રી લજ્જિત સ્વરે બોલી, "દીવાસળી લાવું દિયરજી?" નીરેને કુતૂહલભર્યા સ્વરે કહ્યું, "દીવાસળી નહોતાં લાવ્યાં તો બત્તી પડી કેમ કરતાં? કહો તો?"

વહુ આ વખતે હસી પડી, પછી નમ્ર અવાજે બોલી, "મેશ વળી ગઈ હતી, થયું કે જરા લૂછી નાખું, એટલે કાચને ઉતારવા ગઈ. શી ખબર કે..." એ વાત પૂરી ન કરતાં ફરીથી લજ્જિત સ્વરે હસીને નીચે ચાલી ગઈ.

નીરેનને દસ બાર દિવસ આવ્યા થયા હશે. ગોકુળની સ્ત્રી સગપણમાં ભાભી થતી હતી છતાં પણ તેની સાથે બહુ ઓળખાણ નહોતી થઈ. કાચ ભાંગ્યો તે દિવસની સાંજથી બંને વચ્ચેનો નવી ઓળખાણનો સંકોચ દૂર થયો. નીરેન સાધનસંપન્ન પિતાનો પુત્ર હતો, ઉપરાંત બંગાળ દેશનાં ગામડાંમાં આવવાનો આ એનો પહેલો જ પ્રસંગ હતો. સોબતી વિના દિવસ વિતાવવા ઇચ્છતો નહોતો. સમવયસ્ક ભાભી સાથે પરિચય થયા પછી સવારસાંજ ચાપાણીના સમયે થોડી વાતચીતના માધુર્યથી તે આનંદિત થવા લાગ્યો.

તે દિવસે બપોરે દુર્ગા રમવા આવી હતી. રસોડામાં ડોકું કાઢીને બોલી, "કેમ! રાંધો છો કાકી?" વહુ બોલી, "આવ મા, આવ, જરા કામ કરી દઈશ? એકલાં હવે થઈ શકતું નથી." દુર્ગા વચ્ચે વચ્ચે જ્યારે આવે ત્યારે કાકીને કામમાં મદદ કરે. તે માછલી સમારતાં સમારતાં બોલી, "હેં કાકી, આ કરચલા ક્યાંથી લીધા? આ કરચલા તો ખવાય નહિ."

"કેમ ન ખવાય? વિધુ માછી તો કહી ગયો કે આ કરચલા તો સૌ ખાય છે."

"અરે કાકી! એ શું? તમે આ વેચાતા લીધા?"

"વેચાતા જ તો, પાંચ પૈસામાં વિધુ આટલા દઈ ગયો."

દુર્ગા કાંઈ ન બોલી, મનમાં મનમાં વિચારવા લાગી.

કાકીનું બીજું બધું સારું, પણ થોડાં મૂરખ ખરાં. આ કરચલા પૈસા દઈને ખરીદે કોણ? ને ખાય કોણ? સારા માણસને વિધુ છેતરી ગયો. સાથોસાથ સરળ કાકીમા પ્રત્યે તેને અત્યંત સ્નેહ ઉત્પન્ન થયો. તે દિવસે ગોકુળકાકાએ કાકીના માથા પર જોરથી જોડો મારેલો, સ્વર્ણ રબારણ તેને ઘેર વાત કરતી હતી. તે પણ તે દિવસે નદીને ઘાટે સ્નાન કરવા ગઈ હતી. કાકી

સ્નાન કરવા આવી હતી પણ માથું બોળીને ન નાહી. રખે બળે! તે દિવસે દુઃખથી એની છાતી ફાટી જતી હતી, પરંતુ કાંઈ બોલી નહિ, રખે કાકી ભોંઠાં પડે કે શરમાય! તો પણ ભાભુએ પૂછ્યું હતું, "વહુ, નાહી નહિ ?" કાકીએ હસીને ઉત્તર દીધો. "આજ હવે નહિ નાહું દીદીમા. શરીરે ઠીક નથી." કદાચ કાકી સમજતી હશે કે તેના માર વિષેની વાત કોઈ જાણતું નથી, પરંતુ કાકી ઘાટેથી ગઈ કે તુરત ભાભુ બોલી, "જુઓ છો, વહુને ગોકુળે કેવી મારી છે? માથાના વાળ લોહીથી સાવ લપેટાઈને ગંઠાઈ ગયા છે!" ભાભુનો આ ભારે અન્યાય કહેવાય, જાણતાં હોય તો પછી પૂછવું શા માટે જોઈએ, અને બધાંને કહેવું શા માટે જોઈએ ?"

માછલી ધોઈ દઈને જતી વખતે દુર્ગા બીતી બીતી બોલી, "કાકી, તમારે ત્યાં છડેલ ભાત છે? મા કહે છે કે અપુને ખાવાની ઇચ્છા છે—અમે તો આ વખતે હજી લીધેલ નથી." ગોકુળની વહુએ દીવાનખાના તરફ આંગળી ચીંધી ધીરેથી કહ્યું, "બપોર પછી આવજે."

દુર્ગાએ પૂછ્યું, "કાકી, તમારે ઘરે કોણ આવ્યું છે? મેં તો કદી પણ જોયા નથી."

"દિયરજીને જોયા નથી? હમણાં ઘેર નથી. ક્યાંક ફરવા ગયા છે, સાંજે આવજે." પછી ગોકુળની વહુ હસીને બોલી, "તારી સાથે દિયરના વિવાહ કરી દેશું!"

દુર્ગા શરમથી લાલ થઈ ગઈ ને બોલી, "રહેવા દો." ગોકુળની વહુ ફરીને હસીને બોલી, "કેમ રહેવા દે? કેમ, મારી દીકરી કાંઈ દૂબળી છે શું? જોઉં ?" પછી તે દુર્ગાની દાઢીએ હાથ અડકાડી મોં જરા ઊંચું કરી પકડી રાખીને બોલી, "જો તો, કેવો સુંદર શાંત ચહેરો છે! ભલે ને બાપ પાસે પૈસા ન હોય."

દુર્ગા ઝટકો દઈ પોતાને છોડાવી દઈને બોલી, "જાવ કાકી, આ શું?" પછી તે એકદમ દોડીને ખડકીના બારણામાંથી બહાર નીકળી ગઈ. જતાં જતાં તેણે વિચાર્યું કે કાકી બધી વાતે સારાં, માત્ર જરા મૂર્ખાં, નહિ તો જુઓ ને...છટ્ !

દુર્ગા ગઈ ન ગઈ ત્યાં સ્વર્ણ ગ્વાલણ દૂધ દોવા આવી. વહુએ ઓરડામાંથી જ કહ્યું કે, "એ સન્ન! મારા હાથ કામમાં છે. વાછરડાને બહારના વાડાના ઝાડે બાંધ્યો છે તે લઈ આવ ને ઓસરીમાં માંજેલું બોઘરણું છે તે જો." સખી ઠાકુરણનું આ વખતે જ પૂજા વગેરે સમાપ્ત થયું, સાંભળી બહાર આવીને ઉત્તર તરફના સ્થાનિક કાલીમંદિર તરફ મોં રાખી પ્રણામ કરતી કરતી તાણી તાણીને ગાતી હોય એવા અવાજે બોલવા લાગી, "મા સિધ્ધેશ્વરીની કૃપા, સારો દિવસ આપો, મા, ભવસમુદ્ર પાર કરો મા. મા, રક્ષા કાલી, રક્ષા કરો માડી."

ગોકુલની વહુ રસોડામાંથી બૂમ મારીને બોલી "એ ફઈ, કોપરાપાક રાખી મૂક્યો છે, ખાઈને પાણી પી..."

એકાએક સખી ઠાકુરણે ઓસરીમાંથી બૂમ મારી, "વહુ, આ બાજુ જુઓ જોઉં!"

અવાજ સાંભળીને ગોકુળની સ્ત્રીનો પ્રાણ ઊડી ગયો. સખી ઠાકુરણની એને જમ જેવડી બીક લાગતી, માયા દયા કે દાન સંબંધમાં ભગવાને સખી ઠાકુરણ તરફ કોઈ પ્રકારનો પક્ષપાત દેખાડેલ નહિ એમ નિઃસંદેહ સૌ કહેતું. ઓસરીના ખૂણામાં ગોઠવેલ માંજેલ વાસણો ઉપર વાંકા વળીને આંગળીથી બતાવીને કહ્યું, "જરા આંખ ફાડીને જુઓ તો, જોઈ શકો છો ને? ચોખ્ખા પાણીના છાંટા દેખાય છે કે? આ જ ઢગલામાંથી સન્ન બોઘરણું લઈ ગઈ એટલે એ શુદ્રની છાયા એઠાં વાસણ પર પડી હવે આને રસોડામાં લઈ જાવ એટલે સાત ભવની આફત ઊતરશે. જાત-જન્મ બધું તદ્દન ગયું!"

સખી ઠાકુરણ હતાશ ભાવે ઓસરીમાં બેસી ગઈ. પુત્રના મૃત્યુની વાત સાંભળીને પણ તે આથી વધુ હતાશ થાત નહિ.

"નીચા કુળની છોકરી લાવવાથી જ આવું થાય છે. ભદ્ર લોકની રીત શીખે કયાંથી? જાણે કયાંથી? વાસણ માંજે પણ જુએ નહિ કે એઠાં છે કે નહિ! ત્રણ પહોર વીતી ગયા. થયું કે થોડું પાણી મોંમાં નાંખીશ. શુદ્રનાં અડેલાં, હમણાં બધું એક થાત. સારું થયું નસીબજોગે ઘડાને અડી નહિ."

ગોકુળની વહુ નીચે મોંએ ઊભી ઊભી વિચારતી હતી. શા માટે એણે બળ્યા મોંની સન્નને ઓઘરણું લેવાનું કહ્યું? પોતે જ દીધું હોત તો?

સખી ઠાકુરણ મોં બગાડીને બોલી, "શરીર વધારીને ઊભી જ રહી છે? જાવ, હાંડલાં બાંડલાં ફેંકી દો જઈને. વાસણકૂસણ ફરી વાર માંજી આવ. રસોડામાં લીંપણ કરવા ગોબર લેતી આવ. અભાગી ઘરની છોકરીએ આખા ઘરને નષ્ટભ્રષ્ટ કરી દીધું." સખી ઠાકુરણ ગુસ્સાથી બબડતી બબડતી ઓરડામાં ગઈ, બહારનો સખત તાપ એનાથી સહન થયો નહિ.

હુકમ પ્રમાણે બધું કામ પૂરું કરતાં તદ્દન સાંજ પડી ગઈ. નદીએ જ્યારે ફરી વાર નાહવા ગઈ ત્યારે તડકાથી, ભૂખ–તરસથી અને થાકથી એનું મોં શોષાઈને નાનું થઈ ગયું હતું.

સાંજની છાયા બહુ સુંદર હતી. સામે પાર મોટા શીમળાના ઝાડ પર તડકો ઝગઝગે છે. નદીના વાંકમાં એક માછીમાર નૌકાને હલેસું મારી વાંક લે છે. હળ પાસે એક માણસ ઊભો ઊભો કપડું સૂકવે છે. કપડું છોડી દીધું છે એટલે હવામાં ધજાની જેમ ઊડે છે. મધ–નદીએ એક કાચબો મોં ઊંચું કરી શ્વાસ લઈ ફરી વાર ડૂબી ગયો.

નદીના પાણીમાંથી એક પ્રકારની ઠંડી ઠંડી સુંદર ગંધ

આવે છે. નાની નદી—સામે પારની રેતીમાં પાનકૌડી માછીમાર વાંસના તરાપા પર બેઠા છે.

રોજ આ વખતે તેના શૈશવકાળની વાત યાદ આવે છે.

" પાનકૌડી, પાનકૌડી, હોડીએ જાજો રે. "

ગોકુળની વહુ થોડી વાર પાનકૌડી તરફ જોઈ રહી ને માનું મોં યાદ આવ્યું. હવે એનું આ દુનિયામાં કોઈ નથી કે જે એના તરફ જુએ. માને મર્યાને એકાદ વર્ષ થયું છે. ગરીબ પિયરમાં માત્ર એક ગાંજાખોર ભાઈ છે. તે ક્યારે ક્યાં હોય એનું ઠેકાણું નહિ. ગયે વર્ષે દશેરાને વખતે અહીં આવીને બે દિવસ રહેલો, તે છાનીમાની ભાઈને પોતાની પેટીમાંથી જે કાંઈ સામાન્ય મૂડી હતી તેમાંથી નીકલની બેઆની બહાર કાઢીને દેતી, પછી તો તે એકાએક અહીંથી ચાલ્યો ગયો. ચાલ્યા ગયા પછી ખબર પડી કે એક કાબુલી બત્તી વેચનાર પાસેથી એણે એક બત્તી તેના બનેવીના ખાતે ઉધાર લખાવીને લીધી હતી, તેને લીધે કેટલી ય હોહા થઈ. પિયરની કેટલી ય ટીકા થઈ, કેટલાં ય અપમાન થયાં, ભાઈનો ત્યારપછી કશો પત્તો નથી.

અસહાય, અટૂલા ભાઈ માટે સાંજ વખતે કામ કરતાં કરતાં એને મનમાં કાંઈનું કાંઈ થતું. નિર્જન વગડાના રસ્તા તરફ જોતાં થતું કે ઘર વિનાનો રખડતો ભાઈ, કદાચ દૂરના કોઈ જનહીન અંધાર વગડાના રસ્તે ચાલીને એકલો ક્યાં ય જતો હશે. રાત્રે માથું મૂકવાને ક્યાં ય સ્થાન નહિ. મોં તરફ જોનાર કોઈ માણસ નહિ!

છાતીમાં ધમસાણ મચી જાય. આંખનાં પાણીથી છાયા-ભરેલું નદીનું પાણી, જંગલ, ઘાટ, સામી પારનાં શીમળાનાં ઝાડ, નદીના વાંકની એ મોટી નૌકા—બધું ઝાંખું ઝાંખું થઈ જાય.

## ૧૩

અપુ એક દિવસ માછીમારની શેરીમાં કોડી રમવા ગયેલો, સમય એ કે અઢીથી ઓછો નહોતો. તાપ અત્યંત પ્રખર હતો. પહેલાં તે તીનકડી માછીમારને ઘેર ગયો. તીનકડીનો છોકરો બંકો જાંબુડા નીચે બેઠો હતો. અપુએ કહ્યું, "એ...ય, કોડી રમશું?" રમવાની ઇચ્છા હતી તોપણ બંકાએ કહ્યું કે તેને હમણાં જ હોડીમાં જવાનું છે. રમવા જાય તો બાપા લડે. ત્યાંથી એ ગયો રામચરણ માછીને ઘેર. રામચરણ ઉંબરામાં બેઠો બેઠો તમાકુ ખાતો હતો. અપુએ પૂછ્યું, "હૃદય ઘેર છે?" રામચરણે કહ્યું, "હૃદયનું શું કામ છે ઠાકુર? કોડાં રમવાં છે? ત્યારે જાઓ, હૃદય ઘેર નથી."

ખરા બપોર વખતે રખડીને અપુનું મોં લાલચોળ થઈ ગયું. બીજે પણ કેટલેક સ્થળેથી નિરાશા મળવાથી ફરતો ફરતો બાબુરામ પાંડુઈના ઘરની બાજુના શેતૂરની ઘટા પાસે આવતાં જ તેનું મોં આનંદથી ઉજ્જવળ થઈ ગયું. શેતૂર નીચે કોડીની રમત માટે મોટી મંડળી જામી હતી. બધા જ માછીમારના છોકરા હતા.

બ્રાહ્મણની શેરીનો માત્ર એક પટુ અંદર હતો. અપુ સાથે પટુનો ખાસ મેળ નહોતો કારણ કે પટુનું ઘર અપુની શેરીથી ઘણું દૂર હતું. અપુ કરતાં પટુ ઉમરમાં પણ ઘણો નાનો હતો. અપુને યાદ આવ્યું કે જ્યારે તે પ્રથમ પ્રસન્ન ગુરુ મહાશયની પાઠશાળામાં નામ નંખાવવા ગયો ત્યારે તેણે આ જ છોકરાને શાંતિથી બેઠાં બેઠાં પાન મોંમાં નાંખીને આવતાં જોયો હતો. અપુ તેની પાસે જઈને બોલ્યો, "કેટલી કોડી છે?" પટુએ કોડીની કોથળી બહાર કાઢી દેખાડી. લાલ સૂતરની વણેલી નાની કોથળી એની અતિ પ્રિય વસ્તુ. એ બોલ્યો, "સત્તર લાવ્યો છું, બીજી ઘેર પડી છે. હારી જઈશ તો બીજી લઈ આવીશ." પછી તે કોથળી બતાવીને હસતાં હસતાં બોલ્યો, "કેવી કોથળી છે? એંસી કોડી સમાઈ જાય!"

રમત શરૂ થઈ, શરૂઆતમાં પટુ હારતો હતો પછી તેણે જીતવાનું શરૂ કર્યું. માત્ર થોડાક દિવસથી જ તે સમજ્યો હતો કે કોડીની રમતમાં તેના હાથનું નિશાન ખાતરીપૂર્વકનું જ છે, એ માટે તે દિગ્વિજયની ઊંચી આશાથી લોભાઈને આટલે દૂર આવ્યો હતો. રમતના નિયમાનુસાર પટુએ ઊંચેથી નિશાન લઈને મોટી કોડીથી બરોબર તાકીને મારતાં જ એક કોડી બ...મ્ કરતી ઘૂરી લેતી લેતી ઘરમાંથી બહાર નીકળી જાય એટલે પટુનું મોં અસીમ આહ્લાદથી ઉજ્જવળ થઈ જાય, પછી તે જીતી ગયેલી કોડી ઉપાડી કોથળીમાં ભરી દેવાના લોભે અને આનંદે વારંવાર કોથળી તરફ જુએ કે એ ભરાઈ જવાને હવે કેટલી વાર છે?

થોડાક માછીમારના છોકરાઓએ કાંઈક સલાહ કરી. એક જણે પટુને કહ્યું, "તમારે હવે એક હાથ છેટેથી મારવું પડશે ઠાકુર, તમારી આંગળી લાંબી છે."

પટુ બોલ્યો, "વાહ રે...એમ કેમ? આંગળી મોટી હોય તેથી શું? તમે ય જીતો ને! હું કોઈને મના તો કરતો નથી."

પછી તેણે ચારે તરફ નજર કરીને જોયું તો માછી છોકરાઓ બધા એક બાજુ થઈ ગયા છે. પટુએ વિચાર્યું કે, 'આટલી બધી કોડી હું કદી જીત્યો નથી, આજ હવે ન રમું. રમીશ તો આ કોડી ઘેર લઈ જઈ શકીશ? વળી એક હાથ વધુ આપેથી રમવું એટલે તો બધી હારી જ જાઉં.' એકદમ તે કોડીની નાની કોથળીને હાથમાં લઈને બોલ્યો "ના, હું એક હાથ વધુ છેટેથી રમીશ નહિ, હું ઘેર જાઉં છું." પછી માછીઓના છોકરાના ચહેરા અને આંખની કઠોરતા જોઈને તેણે તેના પોતાના ખ્યાલ વિના કોડીની કોથળી મૂઠીમાં સખત રીતે પકડી રાખી.

એક જણ આગળ આવીને બોલ્યો, "એમ નહિ થઈ શકે ઠાકુર! કોડી જીતીને ચાલ્યા જવું છે, કાં?" પછી તેણે એકાએક પટુનો કોથળીવાળો હાથ દાબીને પકડી રાખ્યો. પટુ છોડાવવા ગયો પરંતુ જોર કરી ન શક્યો. નીચે મોંએ, "અરે છોડી દે મારો હાથ!" પાછળથી કોઈકે એને ઠોંસો માર્યો. તે પડી ગયો પરંતુ કોડીની થેલી છોડી નહિ, કારણકે તે સમજી ગયો હતો કે આ કોડી માટે જ આ લોકોનું આ તોફાન છે. પડી જઈને એણે મહા મહેનતે થેલીને પેટ પાસે દબાવી રાખવા પ્રયત્ન કર્યો. પરંતુ એક તો તે નાનો ને શરીરમાં તાકાત ઓછી, માછીમારના છોકરા બળવાન અને એના કરતાં ઉમરમાં મોટા, એવાની સામે કેટલી વાર ઝૂમી શકે? હાથમાંથી કોડીની થેલી ઘણી વાર પછી એક બાજુ ઊડી ગઈ અને કોડી ચારે તરફ વેરાઈ પડી.

અપુ પહેલાં પટુની દુર્દશાથી થોડો રાજી થયો હતો, કારણ કે તે પણ ઘણી કોડી હાર્યો હતો. પરંતુ પટુને પડી જતો જોઈ, વિશેષ કરીને તેને અસહાયભાવે માર ખાતો જોઈને, તેની છાતીમાં કાંઈક થઈ ગયું. તે ટોળાને ખસેડતો ખસેડતો આગળ આવીને બોલ્યો, "આવડા નાના છોકરાને તમે મારો છો

શા માટે ? અરે...છોડી દો...છોડો!" પછી તે પટુને જમીન ઉપરથી ઉઠાડવા ગયો, પરંતુ પાછળથી કોઈકના હાથનો ઠોંસો પડવાથી પહેલાં થોડી વાર તે આંખે કશું જોઈ શકયો નહિ અને પછી ધક્કાધક્કીમાં પડી પણ ગયો.

અપુને પણ તે દિવસે ખૂબ માર ખાવો પડત તે ચોક્કસ, કારણ કે તેના છોકરી જેવા હાથપગમાં કશું જોર ન હતું. પરંતુ બરોબર એ જ વખતે નીરેન એ જ રસ્તે આવી પડવાથી છોકરાઓ ખસી ગયા. પટુને સારી પેઠે વાગ્યું હતું. નીરેને તેને જમીન પરથી ઉઠાડી તેના શરીરની ધૂળ ઝાટકી દીધી. પટુ ઊભો થઈને ચારે બાજુ જોવા લાગ્યો. વેરાયલી કોડીઓમાંથી એક બે સિવાયની બધી અદશ્ય-કોડીની કોથળી સુદ્ધાં! પછી તેણે અપુની પાસે આવીને પૂછ્યું, "અપુદા, તમને લાગ્યું નથી ?" આટલે દૂર ખરે બપોરે માછીમારના છોકરાના ટોળામાં ભળીને કોડી રમવા આવવા માટે નીરેને બંને જણાને ઠપકો આપ્યો. વખત વિતાવવા માટે નીરેને, શેરીના છોકરાઓને માટે અન્નદા રાયના ચંડીમંડપમાં નિશાળ ખોલી હતી ત્યાં કાલથી ભણવા આવવા માટે બંનેને તેણે વારંવાર કહ્યું. પટુ તો ચાલતાં ચાલતાં માત્ર એટલું જ વિચારતો હતો કે 'કેવી સુંદર મારી કોડીની કોથળી હતી! ગઈ? હું જો કોડી જીતું ને પછી ન રમું તો એમને શું? એ તો મારી મરજી!–'

ઘેર આવતાં જ અપુએ દુર્ગાને કહ્યું, "દીદી! શેવલી નીચે થડ પાસે મેં એક વાંકી સોટી મૂકી હતી, મને લાગે છે કે તેં જ ભાંગીને તેના બે કટકા કરી નાખ્યા હશે!"

દુર્ગાએ એ ભાંગી હતી એ સાચું હતું. પણ કહ્યું, "વાહ રે... ભારે તારી વાંકડી સોટી! તારા જેવું તો ગાંડપણ...વાંસ-વનમાં શોધીશ તો બીજી સોટી શું નહિ મળે? સોટીનો ભારે

શોખ કાં ?" અપુ લજ્જિત મોંએ બોલ્યો, "શોખ વળી કેમ! લાવી દે જોઉં એવી એક સોટી! હું કેટલી શોધી ખોળીને લઈ આવ્યો ને તેં ભાંગી નાખી. બહુ સારું કર્યું કાં ?"

એની આંખમાં પાણી આવી ગયાં.

દુર્ગાએ કહ્યું, "જેટલી માગીશ એટલી હમણાં લાવી દઈશ, એમાં વળી રડવાનું શું ?"

વાંકી સોટી અપુના જીવનની એક અદ્ભુત વસ્તુ હતી. એક સૂકી, હલકી, મૂઠ તરફ જાડી ને નીચેની તરફ પાતળી સહેજ વાંકી વાંકી સોટી હાથમાં રાખતાં જ અપુનું મન આનંદથી ઊભરાઈ જતું. મનમાં કેટલી ય અદ્ભુત કલ્પના ઊઠે! હાથમાં એવી વાંકી સોટી લઈને તે સવાર કે સાંજ એકલો એકલો વાંસવનના રસ્તે કે નદીકાંઠે ફરે અને પોતાને કદીક પરીકથાના રાજપુત્ર, કદીક તમાકુનો દુકાનદાર, કદીક પ્રવાસી, કદીક સેનાપતિ અગર તો મહાભારતનો અર્જુન કલ્પે, અને એકલો એકલો ગણગણીને કાલ્પનિક સંવાદો બોલે. જો એવું અપુના જીવનમાં બન્યું હોય તો જે આનંદ આવે એ આનંદથી તે એ સંવાદ બોલી જાય. સોટી જો હલકી અને વાંકી હોય તો તેનાં આનંદ ને કલ્પના એટલા જ પ્રમાણમાં પરિપૂર્ણ થાય. પરંતુ એવી જાતની સોટી મેળવવી કેટલી મુશ્કેલ હતી તેની તેને ખબર હતી. કેટલું ય શોધે ત્યારે માંડ એકાદ મળે.

અપુ વાંકી સોટી હાથમાં લઈને બોલતો ફરે છે. તે વાત કોઈ જાણી ન જાય તેનું અપુ ખૂબ ધ્યાન રાખતો. આવી સ્થિતિમાં માણસો તેને એકલો એકલો બબડતો જોઈને પાગલ ગણીને શુંનું શું ધારશે તે શરમથી તે શકય હોય ત્યાં સુધી નિર્જન સ્થાને કે જ્યાં કોઈ અચાનક ન આવી ચડે એવી જગાએ જ જતો. નદીકાંઠે વાંસવનના રસ્તે પોતાના ઘરની પાછળ શેતૂર નીચે ફરે. આ સ્થિતિમાં એને કોઈ ન જુએ એ માટે

તે બહુ જ જાગ્રત રહેતો. અચાનક જો કોઈ આવી ચડે તો ત્યારે તે હાથમાંથી સોટી ફેંકી દે, કોઈ કાંઈ ધારશે એની એને બહુ બીક રહેતી.

માત્ર એની દીદી આ જાણતી હતી. દીદીએ એને આ સ્થિતિમાં જોઈ લીધો હતો. દીદી પાસે હવે છુપાવવાથી શું વળશે એમ ધારી તેણે સોટીની વાત દીદીને પૂછી હતી. બીજું કોઈ માણસ હોત તો અપુ કદી આ વાતનો ઉલ્લેખ શરમનો માર્યો પણ ન કરત. અપુની સાથે વાંકી સોટીનો શો રહસ્યમય સંબંધ છે તે કોઈ જાણતું નહિ, છતાં અપુના મનમાં થતું કે બધાં આ વાત જાણે છે એટલે પૂછતાં જ બધાં એને પાગલ કહેશે, મશ્કરી કરશે એમ એ માનતો.

અપુ એક વાંકી સોટી હાથમાં લઈ ખાધાપીધા વિના, નદીકાંઠે કે કોઈ જનહીન વનરસ્તે અપૂર્વ આનંદથી આખો દિવસ એકલો એકલો વિતાવી શકે છે એ કોણ સમજી શકે!

દીદીને એણે ના પાડેલી કે, "માને આ કંઈ કહીશ નહિ દીદી!" દુર્ગા બોલતી નહિ. તે જાણતી કે અપુ તદ્દન પાગલ છે. એને એના પર બહુ મમતા થતી. નાનો મૂરખ ભાઈ! માને એમાં શું કહેવું?

મધુસંક્રાન્તિના વ્રતને આગલે દિવસે સર્વજયાએ છોકરાને કહ્યું, "તારા માસ્તર સાહેબને કાલનું આમંત્રણ આપી આવીશ? કહેજે કે બપોરે અહીં જમે."

જાડા પપૈયાની કચુંબર, અંજીરની ચટણી, ગરમરનું અથાણું, ચીંગડી માછલીનો સૂપ, કેળાનાં વડા અને દૂધ.

દુર્ગાને એની માએ પીરસવા માટે રાખી હતી. તદ્દન ઢંગ વિનાની એ હતી. બીકમાં ને બીકમાં પરંતુ ખૂબ ધ્યાનપૂર્વક

એણે દાળની વાટકી મહેમાનની સામે મૂકી દીધી, જાણે એને બીક લાગતી હતી કે હમણાં કોઈ એને વઢી નાખશે ! આટલા જાડા ખરબચડા ભાત ખાવાની નીરેનને ટેવ નહોતી, આટલાં ઓછાં તેલ–ઘીથી તૈયાર કરી દીધેલ શાક કેમ કરીને માણસ ખાતું હશે તે એ સમજી શકતો નહિ.

પાણીના ભેગવાળા દૂધથી તૈયાર કરેલ ખીર એક વાર મોંમાં મૂકતાં જ એનો ખાવાનો ઉત્સાહ અર્ધો ઓછો થઈ ગયો. પરંતુ અપુ તો ખૂબ ખુશ થઈને અને ઉત્સાહથી ખાતો હતો. આવું જમણ એના ઘેર વરસે એક બે વાર માત્ર થતું, એટલે આજ તો એના ઉત્સવનો દિવસ હતો. "થોડી ખીર લ્યો માસ્તર સાહેબ!" અપુએ કહ્યું. પોતે તો વારેવારે મા પાસે માગીને લેતો હતો.

નીરેન ઘેર પાછો ફર્યો ત્યારે ગોકુળની વહુએ હસતાં હસતાં પૂછ્યું, "દુર્ગા પસંદ છે, માસ્તર સાહેબ! દેખાવમાં ને બોલવા-ચાલવામાં સુંદર છે, અરેરે ગરીબ ઘરની છોકરી, બાપની પૈસા નહિ, શી ખબર કોના હાથમાં જઈને પડશે? આખી જિંદગી પડી પડી ભોગવશે. તો તમે એને કેમ ન લ્યો, દિયરજી? તમારું ભળતું ઘર છે, છોકરી સુંદર છે, ભાઈબેન બંનેનાં કેવાં સુંદર શરીર છે!"

જરીફના તંબૂથી પાછા ફરતાં નીરેને તે દિવસે ગામની પાછળના આંબાવાડિયાનો રસ્તો પકડયો હતો. તદ્દન વનથી ઘેરાયલો નાનો રસ્તો વટીને આવતાં આવતાં જોયું કે બાગમાં થઈને એક છોકરી સામેના રસ્તા ઉપર આવી છે. તેણે ઓળખી, અપુની બેન દુર્ગા, પૂછ્યું, "કેમ, આ બાગ તમારો છે?"

દુર્ગાએ પાછળ ફરીને જોયું ને લજ્જિત થઈ, કાંઈ બોલી

નહિ. પછી તે રસ્તાની બાજુએ થઈ નીરેનને રસ્તો કરી આપવા ગઈ. નીરેને કહ્યું, "ના, ના. તું ચાલ આગળ આગળ, તારી સાથે ચાલવાથી ઠીક પડશે."

"આ બાજુ તળાવકાંઠે ગયો હતો ત્યારપછી રસ્તો શોધી શોધીને હેરાન થઈ ગયો, કેવું જંગલ છે તમારા દેશમાં!"

દુર્ગાએ ચાલતાં ચાલતાં એકાએક ઊભાં રહીને આશ્ચર્યથી નીરેનના મોં તરફ જોયું.

સાથે સાથે એના લૂગડાના છેડામાંથી બે ચાર શાનાંક ફળો રસ્તા પર પડી ગયાં. નીરેને કહ્યું, "શું પડી ગયું? શાનાં ફળ છે આ?"

દુર્ગા નીચી વળીને વીણતાં વીણતાં સંકુચિત ભાવે બોલી, "એ કાંઈ નથી, મેટે-આલૂનાં ફળ છે."

"મેટે-આલૂનાં ફળ? ખાવામાં સારાં લાગતાં હશે, ખરું? કેમ કરીને ખવાય?"

આ પ્રશ્ન દુર્ગાને અતિ નવાઈભર્યો લાગ્યો. એક પાંચ વરસનો છોકરો પણ જે જાણે તે ચશ્માં પહેરેલ ભણેલ માણસ ન જાણે? તે બોલી, "આ ફળ તો ખવાય નહિ, આ તો કડવાં હોય."

"ત્યારે તું..."

દુર્ગા લજ્જિત સ્વરે બોલી, "હું તો અમસ્થી જ લઈ જાઉં છું-રમવા માટે." પેલી વાત એને યાદ હતી કે આ ચશ્માં પહેરેલ છોકરા સાથે તે દિવસે કાકીએ તેનાં લગ્નની વાત કરી હતી, તેને ભારે કુતૂહલ થયું હતું. છોકરાને તે ટીકીને જુએ છે પરંતુ મધુસંક્રાન્તિના વ્રતને દિવસે તે બરાબર જોઈ શકી નહોતી. આજ પણ જોઈ શકી નહિ."

"અપુને કહેજે કે કાલ સવારે આવીને ચોપડી લઈ જાય, કહીશ ને?"

દુર્ગાએ ચાલતાં ચાલતાં સંમતિસૂચક ડોકું હલાવ્યું. થોડું આગળ ચાલીને પાસેનો રસ્તો બતાવી કહ્યું, " આ રસ્તે જશો તો તમારો રસ્તો બહુ સહેલો થશે."

નીરેને કહ્યું, " ઠીક, એ તો હું જાણી લઈશ, તને જરા મૂકી જાઉં. તું શું એકલી જઈ શકીશ ?"

દુર્ગાએ આંગળીથી બતાવી કહ્યું, " આ રહ્યું અમારું ઘર, જરા આગળ જતાં જ હું તો એકલી જઈશ."

દુર્ગાને આ પહેલાં નીરેને કદી સારી રીતે જોઈ નહોતી. બંને આંખો એટલી સુંદર હતી કે એવી સુંદરતા એણે માત્ર એના ભાઈ અપુની આંખમાં જ જોઈ હતી. જાણે ગ્રામ્ય પ્રદેશના આંબા ને બકુલથી ભરેલા માર્ગની સમસ્ત શ્યામસ્નિગ્ધતા એની મોટી બંને આંખોમાં અર્ધી સૂતેલી દેખાતી હતી. સવાર હજુ પણ થયું ન હતું. રાત્રીનો અંધકાર હજુ પણ હતો, એટલે નીરેનને સવારની વાત હજુ પણ યાદ આવતી હતી.

દુર્ગા થોડી વાર પાસે ઊભી રહીને જાણે છાની વાતો કરવા લાગી. નીરેનના મનમાં થયું કે તે કાંઈક બીજું બોલવા ઇચ્છે છે પણ બોલી શકતી નથી. તેણે કહ્યું, " મૂકવા આવું ? ચાલ તારા ઘરની સામે મૂકી જાઉં."

દુર્ગાને મૂંઝવણ થવા લાગી અને છેવટ એક અબોધની જેમ હસી. નીરેનના મનમાં થયું કે હવે તે કાંઈક બોલશે, પણ બીજી જ ક્ષણે દુર્ગા ડોકું હલાવી, તેને સાથે આવવાની જરૂર નથી એમ જણાવી, ઘરનો રસ્તો પકડી ચાલતી થઈ.

* * *

બપોરનો સમય, અગાસીમાંથી કપડાં લેવા આવતાં ગોકુળની સ્ત્રીએ નીરેનના ઓરડામાં બારણેથી ડોકું કાઢી જોયું–ગરમીથી નીરેન પથારીમાં સૂઈ થોડી વાર આ બાજુ ને થોડી વાર પેલી બાજુ

પડખાં ફર્યાં પછી નિદ્રાની આશાએ જમીન પર પાણી છાંટી ચટાઈ પાથરી કોઈને પત્ર લખતો બેઠો હતો.

ગોકુળની વહુ હસીને બોલી, "ઊંઘ્યા નથી દિયરજી ? મને તો થયું કે ઊંઘતા હશો. આજ કેળાંનું રાયતું બહુ ન ખાધું ? થાળીમાં જ પડયું રાખ્યું, તે દિવસે તો બધું ખાઈ ગયા હતા ?"

"આવો ભાભી, કેળાંનું રાયતું ખાઉં કેવી રીતે ? બંગાળની તો વાત જ બધી ઓર, કેવું તીખું ! ખાય તો આંખે પાણી ચાલે કે જોઈ ન શકે. કયાં રાયતું ને કયાં શું, તે દેખે જ કોણ ?

ગોકુળની વહુ ઓરડાના બારણાને માથાનો ટેકો દઈ નમ્રતા-પૂર્વક મોં નીચું રાખી છેડાથી ઢાંકીને ઊભી રહી.

"વાહ દિયરજી, કેટલી સંભાળથી બધું કરું છું, સાવ આવું તીખું તમારે ત્યાં કોઈ ખાય નહિ ?"

"માફ કરજો ભાભી, આને જો તમે 'સાવ આવું' જ કહો તો તમારું વધારે તીખું એક વાર ખાધા વિના હું અહીંથી જઈશ નહિ. જે નસીબમાં માંડયું હશે તે થશે, એક દિવસ શરમ મૂકીને ખુશી પડે એટલાં મરચાં નાંખજો."

ગોકુળની વહુ ખિલખિલ કરતી હસી પડી.

હસવાથી એની આંખમાં પાણી આવી ગયાં. થોડી વાર પછી સંભાળી લઈને બોલી, "ઠીક, તમારે ત્યાં ગરમી કેવી દિયરજી ?

"ત્યાં કયાં ? કલકત્તા કે પશ્ચિમમાં ? પશ્ચિમમાં કેવી ગરમી તે અહીં કોણ સમજી શકે ? તે બંગાળના લોકથી ન સમજાય.

વૈશાખ મહિનાની રાત્રે ઓરડામાં સૂઈ કોણ શકે? અગાશીમાં સાંજે પાણી છાંટે, આખી અગાશી ઠંડી કરી રાખે ત્યારે માંડ સૂઈ શકાય."

"ઠીક, તમે જ્યાં રહો છો તે અહીંથી કેટલું દૂર? બહુ દૂર?"

"અહીંથી રેલનો બે દિવસનો રસ્તો. આજ સવારે ગાડીમાં માઝેરપોડા સ્ટેશનથી બેસીએ તો કાલ રાત્રે પહોંચાય."

"ઠીક, સાંભળ્યું છે કે ગયા–કાશી તરફ પહાડ કાપીને રેલ લઈ જાય છે, સાચું? પહાડ કાપીને રેલ કાઢી છે?"

"મોટા મોટા પહાડ, ઉપર જંગલ, એની નીચે થઈને જ્યારે રેલ જાય ત્યારે સાવ અંધારું, કાંઈ દેખાય નહિ, ગાડીમા બત્તી કરવામાં આવે."

ગોકુળની વહુએ ઉત્સુક ભાવે પૂછ્યું, "ત્યારે પહાડ ભાંગી પડે નહિ?"

"ભાંગે કેમ ભાભી? મોટા મોટા એન્જિનીઅરે તૈયાર કર્યા છે, કેટલા ય રૂપિયા ખર્ચ્યા છે, એમ કાંઈ ભાંગે? એ શું આપણા રાયશેરીના ઘાટનો કિનારો છે તે વરસમાં બે વાર તૂટી પડે?"

ઇંજિનીઅર કઈ વસ્તુ હશે તે ગોકુળની વહુ સમજી શકી નહિ. તેણે પૂછ્યું, "પહાડ માટીના કે પથ્થરના?"

"માટી પણ હોય, પથ્થર પણ હોય; ઊંહ, ભાભી, તમે તો સાવ ગામડાનાં. ઠીક, તમે રેલગાડીમાં કેટલે દૂર ગયાં છો?"

ગોકુળની વહુ ફરી કુતૂહલથી હસી પડી. આંખ લગભગ મીચીને મોં જરા ઉપર તરફ ઊંચું કરી બાળકની પેઠે બોલી, "ઓહ, ખૂબ દૂર ગઈ છું. ઠે...ઠ કાશી, ગયા, મક્કા ગઈ છું. પેલે વરસે ફઈજી અને સતુની મા સાથે આડંગઘાટના જુગલ-કિશોરના દર્શને ગયેલી એ જ મારું ખૂબ દૂરનું જવાનું."

આ સ્ત્રી થોડી ક્ષણોમાં જ સામાન્ય તાર પકડીને તેની ચારે બાજુ આવી ખૂબ હાસ્યકુતૂહલભરી જાળ વણી શકે છે તે જોઈ નીરેનને બહુ સારું લાગ્યું. આ પ્રકારના માણસના મનમાં આનંદનો અખૂટ ભંડાર ભરેલો હોય છે. અંદરથી ટપકતા આનંદથી ભરાયેલ મનનું પાત્ર કારણે અકારણે છલકાઈ જઈને બીજાને પણ આવરી લે છે. આ ગ્રામ્ય સ્ત્રી એ ટોળામાંની એક હતી. હમણાં હમણાં નીરેન મનમાં એના આગમનની જ પ્રતીક્ષા કરતો, ન આવતી તો નિરાશ થતો અને કાંઈ અગમ્ય અભિમાનભર્યો ગુસ્સો પણ કરતો.

"ઠીક ભાભી, તમે બધાં ય આવો, એક વાર પશ્ચિમમાં બધાં ફરવા આવો."

"આ ઘરનાં લોકો ફરવા નીકળે? પશ્ચિમમાં? તમે ય ખરા છો દિયરજી! તો પછી ઉત્તરના વગડામાં ખેતરોની રખેવાળી કોણ કરશે?"

વાતને અંતે તે ફરી એક વાર વ્યંગમિશ્રિત કુતૂહલનું હાસ્ય હસી, થોડી વાર પછી ગંભીર થઈને બોલી, "હા, જુઓ દિયરજી, એક વાત માનશો?'

"શેની વાત? કહો પહેલાં."

"જો માનો તો કહું."

"વાહ રે, કોરા કાગળ પર સહી કરવાનું મારાથી ન બને ભાભીસાહેબ! જાણો છો ને કે કાયદો ભણું છું? પહેલાં વાત સંભળાવો એટલે તમારી વાતનો ઉત્તર દઈશ."

ગોકુળની સ્ત્રી બારણું છોડી ઓરડા વચ્ચે આવી. લૂગડામાંથી એક કાગળનું વાળેલું પડીકું કાઢ્યું ને બોલી, "આ બે વાળી રાખીને મને પાંચ રૂપિયા દેશો?"

નીરેન આશ્ચર્યથી બોલ્યો, "કેમ, કહો તો ?"

"એ હમણાં નહિ કહું, દેશો દિયરજી ?"

"કહેશો તો શું થશે ?"

ગોકુળની સ્ત્રી ધીમેથી બોલી, "મારે એક જગાએ મોકલવા છે. જુઓ તો, આ કાગળ ઉપર અંગ્રેજીમાં શું ઠેકાણું લખ્યું છે ?"

નીરેન વાંચીને બોલ્યો, "તમારા ભાઈ, ખરું ભાભી ?"

"ચૂપ, ચૂપ. આ ઘરમાં કોઈને કહેશો નહિ, પાંચ રૂપિયા મોકલવાનું કહે છે. ક્યાંથી મેળવું ઠાકુરપો ? કેવી રીતની પરાધીન છું તે તો તમે જાણો છો ! એટલે થયું કે આ બે વાળી દઈને દિયર પાસેથી પાંચ રૂપિયા લઉં. હતભાગી છોકરાનું આ ધરતીમાં કોણ છે ?" ગોકુળની સ્ત્રીનો સાદ આંસુના ભારથી ઘેરો થઈ ગયો.

નીરેને કહ્યું, "રૂપિયા હું દઈશ ભાભી, પાંચ જોઈએ તો પાંચ, દસ જોઈએ તો દસ. તમારે દઈ શકાય ત્યારે પાછી દેજો, પણ હું વાળી તો લઈશ નહિ."

ગોકુળની સ્ત્રી ડોકું હલાવી હસતી હસતી બોલી, "એમ થશે નહિ દિયરજી, વાહ, ભારે તમે તો ! પછી હું તમારું ઋણ રાખીને મરી જાઉં તો તમે......ના તેમ નહિ થાય અને તમારે લેવી જ જોશે. ઠીક, જાઉં છું દિયરજી, નીચે બહુ કામ બાકી છે."

તે ઉતાવળે પગલે ઓરડામાંથી બહાર નીકળી ગઈ, પરંતુ સીડી પાસે પહોંચતાં પહેલાં પાછી વળી આવીને ધીમેથી કહ્યું: "પણ રૂપિયાની વાત કોઈને કહેશો નહિ દિયરજી, કોઈને નહિ, સમજ્યા ?"

દુર્ગાએ કામળા નીચેથી ખૂબ આનંદથી બૂમ મારી, "અપુ ! ઓ અપુ!"

અપુ જાગતો જ હતો, પરંતુ અત્યાર સુધી કશું બોલ્યો નહોતો તે બોલ્યો, "દીદી, બારી બંધ કરી દે. બહુ ઠંડો પવન આવે છે."

દુર્ગાએ ઊઠી બારી બંધ કરીને કહ્યું, "રાણુદીદીનાં લગ્ન ક્યારે છે, ખબર છે? હવે બહુ વાર નથી, બહુ શોભા થશે, અંગ્રેજી બૅંડ આવશે. તેં અંગ્રેજી બૅંડ જોયું છે?"

"એ બધા ય માથે ટોપી પહેરી વગાડે, એ...ન મો...ટી ...મો...ટી વાંસળી, ભારે મોટી, મેં જોઈ છે. અને એક બીજી જાતની વાંસળી વગાડે છે, કાળી કાળી, એવડી મોટી, નહિ? એને ફ્લ્યૂટ-વાંસળી કહે છે, એવી સરસ રીતે વાગે! ફ્લ્યૂટ-વાંસળી સાંભળી છે?"

દુર્ગા બીજી એક વાત વિચારતી હતી.

કાલ સાંજે તે કાકી પાસે બેસવા ગયેલી. આ તે વાતચીત પછી કાકીએ પૂછ્યું, "દુર્ગા, તને દિયરજીએ ક્યાં ય જોઈ હતી?"

તેણે પૂછ્યું, "કેમ કાકી?" પછી તેણે તે દિવસની વાત કહી કુતૂહલભર્યા સ્વરે કહ્યું, "રસ્તો ભૂલ્યાં હતાં. ત્યાં જ કાકીમા, ગઢના તળાવની પાસે જ, પેલા વનમાં."

કાકી હસીને બોલી, "મેં કાલ દિયરજીને તારી વાત કરી હતી, કહેલું કે ગરીબની છોકરી છે દિયરજી, કાંઈ દેવા કરવાની તો શક્તિ નથી બાપજી, પણ છોકરી બહુ જ સારી. જાણે આ જમાનાની છોકરી જ નહિ. તો એને લેશો ને? એટલે દિયરજીએ તારી વાત પૂછી હતી. કહ્યું કે, "ઘાટને રસ્તે તે દિવસે ક્યાંક દેખી હતી, રસ્તો ભૂલીને ક્યાંક દિયરજી જઈ ચડયા હતા એ બધું કહેલું. ત્યારપછી આજ ત્રણ દિવસથી ઘેર કહું છું કે સસરા મારફત તારા બાપાને કહે."

*

દુર્ગાએ વાડામાંથી વાછરડાને બહાર કાઢી તડકે બાંધ્યો. બીજા દિવસોમાં તો ઘરનું ઘણું કામ તે જ કરે, પણ આજે એને એ ઇચ્છા બહુ નહોતી થતી. થોડા દિવસથી એના મનની આ સ્થિતિ હતી. તે દિવસે તો એ પ્રયત્ન કરતાં પણ એ ઘરમાં ટકી શકી નહિ, કોઈક જાણે એને રસ્તે રસ્તે, શેરીએ શેરીએ ફરવા લઈ જાય. આજે જાણે હવા કેવી સુંદર છે ! સવાર છે, પણ નથી ઠંડી કે નથી ગરમી. નેર ફૂલની કેવી મીઠી સુગંધ આવે છે ! જાણે કાંઈક મનમાં આવે છે, શું તે એ બોલી શકતી નથી.

ઘરમાંથી બહાર નીકળીને તે રાણુને ઘેર ગઈ. ભુવન મુખર્જી સ્થિતિસંપન્ન ગૃહસ્થ હતા. આ એની પહેલી છોકરીનો જ વિવાહ હતો એટલે ખૂબ ધામધૂમથી લગ્ન થવાનાં હતાં. વાજાંવાળા આવીને વાજાં તૈયાર કરે છે. પેલા પ્રાંતના વિખ્યાત ઢોલી સીતાનાથ પણ આવી પહોંચ્યા છે. વિવાહને અંગે જુદે જુદે સ્થળેથી કુટુંબોનાં ટોળાં આવવા શરૂ થયાં છે, તેમનાં છોકરાંઓથી ઘરનો વાડો ગાજી ઊઠ્યો છે.

દુર્ગાના મનમાં ભારે આનંદ થયો – હવે થોડા દિવસ પછી એમના ઘેર કેટલાં વાજાં વાગશે ! એણે કોઈ વાજિંત્ર કદી જોયું નહોતું. માત્ર એક વાર ગાંગુલીને ઘેર ફૂલદોલ વખતે એણે એક વાજિંત્ર દેખ્યું હતું – દૂ...શ કરીને આકાશથી પડ્યું હોય એમ તદ્દન જાણે વાદળાંમાં જઈને ભટકાય ને વળી ત્યાંથી ફરી પડી જાય. એવો ચમત્કાર દેખાય કે અપુ આનંદથી કહે " દીદી, હવાઈ વાગી ! "

બપોર પછી મા ઓરડામાં છેડો પાથરી થોડું ઊંઘવા પડી એટલે તે સરકીને ફરી વાર ઘર બહાર નીકળી. ફાગણની અધવચ, તડકો કહે કે મારું કામ. એક પ્રકારની ગરમ હવાથી રાણુના બાગનાં વડ અને લીમડાનાં ઝાડનાં પીળાં પાન ખરી લેતાં લેતાં

ખરી પડે છે. કોઈ ક્યાંય નથી. નેડાના ઘર તરફ કોઈક જાણે એક પતરું વગાડે છે. બૂ–ઉ–ઉઉ કરીને કંઈક એક અવાજ થયો, કાંચપોકા! દુર્ગા પોતાની તદ્દન જાણ વિના એકદમ છેડો મૂઠીમાં પકડી ચકિત દૃષ્ટિથી જોવા લાગી.

"કાંચપોકા નથી, સુદર્શન પોકા છે!" એની મૂઠીમાંથી છેડો એની મેળે સરકી ગયો. સંભાળપૂર્વક પગ દબાવીને તે એની તરફ આવવા લાગી. સામેના રસ્તા ઉપર એ બેઠો છે. પાંખ ઉપર શ્વેત અને રાતા ચંદનના છાંટા જેવાં બિંદુઓ છે.

સુદર્શન પોકા જોવા મળે એ અતિ ભાગ્યની વાત ગણાય. એની માને મોંએ અને બીજાં ઘણાંને મોંએ એણે સાંભળ્યું છે. તે સાવધાનીથી જમીન પર બેઠી, પછી હાથ જોડી કપાળે અડાડી વળી એક વાર પોકા તરફ લઈ જઈ વારંવાર કંઈ ગણગણવા લાગી. "સુદર્શન, શુભ લાભ રાખો...સુદર્શન, લાભ શુભ રાખો...... સુદર્શન શુભ લાભ રાખો," પછી તેણે પોતાની કાંઈક વાત મંત્ર વચ્ચે જોડી દીધી, "અપુ ને સારો રાખો ને મા, ને સારાં રાખો, બાબાને સારા રાખો, પેલી શેરીનાં કાકીમાને સારાં રાખો," પછી જરા વિચારી, અટકીને બોલી, "નીરેનબાબુને સારા રાખો, મારાં લગ્ન જાણે ત્યાં જ કરો સુદર્શન, રાણુદીદીની જેમ વાજાં વગડાવો."

ભક્તના અર્ઘ્યના અતિપણાથી પોકા જમીન ઉપર અકળામણથી ચક્રાકારે ફરતો હતો. દુર્ગા મનની ઇચ્છા પૂરી કરી, પ્રાર્થના સંપૂર્ણ કરી, શ્રદ્ધા સાથે બાજુથી નીકળી ચાલી ગઈ.

શેરીના અંદરના રસ્તે રસ્તે માથા ઉપર પહેલા ફાગણનું સુનીલ મયૂરકંઠી રંગનું આકાશ ઝાડપાનની વચ્ચે વચ્ચે નજરે પડતું હતું.

શેવડા વનની અંદર થઈને નદીઘાટનો સાંકડો રસ્તે જતો હતો. રસ્તાની બંને બાજુ આંબાવાડિયાં છે. ગરમ હવા આંબાના મોરની

મીઠી સુગંધથી, વને વને મધમાખી અને પતંગિયાના ગુંજારવથી, છાયાગહન આંબાવનમાં કોયલના સૂરથી સ્નિગ્ધ થઈને આવે છે.

બગીચાની પેલે પાર ચડક તળાવનો વગડો છે, વગડો ઘાસથી ભરાઈ ગયો. દુર્ગા ઝાડીઓની વચ્ચે વચ્ચે સેંયાફૂલ શોધતી ફરવા લાગી, પરંતુ સેંયાફૂલ હવે બહુ રહેતાં નહિ. ડંડીની આખરમાં એ ખરી જાય. એક ઊંચા ટેકરા પરના ઝુંડના એક ઝાડનાં ઘણાં ફૂલ તેણે તે દિવસે ખાધાં હતાં પરંતુ હવે ત્યાં નથી, બધાં ખરી પડચાં છે. કાળા મરી જેવાં સુક્કાં સેંયાફૂલ ઘટાદાર ઝાડી નીચે પથરાઈને પડચાં છે – એક નાનું શાલીક પંખી ઝાડીમાં કીચ કીચ કરે છે. દુર્ગા પાસે પહોંચી કે એ ઊડી ગયું છે.

ફરી તેના મનમાં આનંદનું એક પ્રબળ મોજું આવ્યું. ઉત્સવની નિકટતા, રાણુદીદીને ઘેર રાતનું જાગરણ અને ગીત સાંભળવાની આશાથી મન ભરાઈ ગયું.

આનંદથી એને ઇચ્છા થઈ કે તે વગડાની આ બાજુથી તે પેલી બાજુ સુધી દોડે. એક વાર એણે બંને હાથ છૂટા કરી પાંખની જેમ લાંબા કર્યા અને એક ફૂદરડી ફરીને થોડું દોડી. એને ઊડવાની ઇચ્છા થઈ. શરીર તો સાવ હલકી વસ્તુ છે, હાથ પસારી પાંખની જેમ પવન કાપી કાપી જો જવાય તો કેવું !

માત્ર અવાજ સાંભળવાના આનંદ માટે તે સુક્કાં ખરેલાં પાનના ઢગ પર ઇચ્છાપૂર્વક જોરજોરથી પગ મારીને ચાલી, સુક્કાં સુક્કાં પાન ભાંગી ગયાં – ધૂળમાં મળ્યાં, થોડી બળેલી બળેલી અને થોડી તીખી ગંધ પ્રસરવા લાગી.

સામે થોડે દૂર સોનાડાંગાના વગડા તરફ જવાની કાચી સડક હતી. એક બળદગાડી કચ કચ અવાજ કરતી વગડાના રસ્તા તરફ જાય છે. તાજા કાપેલા વાંસની કમાન કરી એના ઉપર શણિયું અને ફાટેલ લાલ રંગનું જાડું કપડું વીંટાળી ચંદરવો

તૈયાર કર્યો છે. ચંદરવા નીચે કોઈકની એક નાની છોકરી કંટાળો આવે એવી રીતે તદ્દન નાની છોકરીની જેમ બચ્ચાની માફક રડતી રડતો જાય છે. કોઈક ગામના ખેડુની છોકરી બાપના ઘેરથી સાસરે જતી હોય એમ લાગે છે.

દુર્ગા આશ્ચર્યથી એકીનજરે ગાડા તરફ જોઈ રહી. લગ્ન પછી મા, બાપ, અપુ–બધાંને છોડીને આ રીતે ક્યાંક, કેટલે ય દૂર જવું પડશે કદાચ, ત્યાંથી તેઓ કોઈ વેળા આવવા દેશે કે કેમ? તેણે અત્યાર સુધી આ વાત વિચારી નહોતી – આ વન આ બાગ, વાસકફૂલનાં ઝાડ, રાતી ગાય, વાડાના કાંઠાલ તલાટા જે એને બહુ પ્રિય છે, પેલી સુક્કાં પાનની ગંધ, ઘાટનો રસ્તો–એ બધું છોડી જવું પડશે, ચિરકાલ માટે, ચિરકાલ માટે. ચંદરવા નીચેની નાની છોકરી કદાચ એવા કારણથી જ રડતી લાગે છે!

કાચી સડક છોડીએ એટલે એક નાના સુક્કા ખેતર પછી નદી આવે.

પેલે પાર માછીમાર કંઈ માછલી પકડે છે? ખયરા? આ પાર આવશે એટલે બે પૈસાની માછલી ખરીદી ઘેર લઈ જઈશ, અપુને ખયરા માછલી બહુ ભાવે છે.

ઘેર ફરીને સાંજ પછી તેણે ક્યાં ય સુધી પૂતળીની પેટી ગોઠવી. ઘરમાં એની માએ તેલ પૂરવા જતાં થોડું ગ્યાસતેલ ઢોળ્યું છે તેની ગંધ આવે છે. હવા તદ્દન ગરમ છે. પૂતળી શણગારવાનું પૂરું થયું છે. અપુ આવીને બોલ્યો, "તું જ, મને લાગે છે કે, મારી પેટીમાંથી નાની આરસી બહાર કાઢી લઈ આવી છે દીદી?"

"ઊંહું......આરસી તો મારી છે – મેં જ પેલા ખાટલા નીચે પડેલી જોયેલી તે લીધી હતી, જા – હું આરસી મારી પેટીમાં રાખીશ – નાના છોકરાને આરસી લઈને શું કરવું છે?"

"વાહ રે......તારી આરસી વળી ક્યાંથી ? પેલી શેરીમાંથી કાકીમાને ઘેરથી માએ આરસી આણી છે. મેં જ પહેલેથી મા પાસેથી માગી લીધી છે, નહિ દીદી, આપી દો."

વાત પૂરી કરીને તે દીદીની ઢીંગલીની પેટી પાસે બેસી ગયો ને એમાં આરસી શોધવા લાગ્યો.

દુર્ગાએ ભાઈને ગાલે એક થપાટ લગાવી કહ્યું: "દુષ્ટ ક્યાંનો ? હું ઢીંગલી સજાવું છું ને તું પીંખી નાંખે છે ? જા– મારી પેટીને તું અડીશ નહિ, હું આરસી નહિ આપું."

પરંતુ વાત પૂરી ન થઈ ત્યાં જ અપુ ઝડપ કરીને એની ગરદન ઉપર પડી એના વાળની લટોને મૂઠીમાં પકડી તાણવા લાગ્યો. રડવું દબાવીને બોલ્યો, "કેમ તેં મને માર્યો ? મને લાગે નહિ, ખરું ? મને દઈ દે, માને કહી દઈશ કે લક્ષ્મીની ટોપલીમાંથી અળતો ચોર્યો છે."

અળતાની ચોરીની વાતથી દુર્ગા સડક થઈ ગઈ. ભાઈનો કાન પકડી તેને ઝટકો દઈ ઉપરાઉપરી પટાપટ કેટલી ય થપ્પડો મારતાં મારતાં બોલી, "અળતો લીધો છે ? મેં અળતો લીધો છે ? અભાગિયા, દુષ્ટ, વાંદરા ! અને તેં લક્ષ્મીની ટોપલીમાંથી કોડીઓ કાઢીને સંતાડી રાખી છે. તેનું શું ? માને કહે ને ?"

ચિત્કાર, રડવું અને મારામારીનો અવાજ સાંભળી સર્વજયા દોડી આવી.

દુર્ગાએ તુરત અપુનો કાન પકડી તેને જમીન પર પટકી દીધો છે, અપુએ પણ ખૂબ મહેનતથી દુર્ગાના વાળની લટો મૂઠીમાં પકડી તાણીને એવી રીતે પકડી છે કે દુર્ગાને માથું ઊંચકવાની શક્તિ નથી.

અપુને બહુ વાગ્યું હતું. તે રડતાં રડતાં બોલ્યો, "જુઓને

મા, મારી પેટીમાંથી આરસી બહાર કાઢી પોતાની પેટીમાં રાખી દીધી છે. દેતી નથી, અને ગાલે થપાટ મારો."

દુર્ગા વિરોધ કરીને બોલી, "ના, મા. જુઓને, આ મારી આરસી પૂતળીની પેટીમાં ગોઠવી છે તે આવીને બધું......"

સર્વજયા આવીને છોકરીને પીઠ ઉપર સબોડવા માંડી. "તું કેમ એના ઉપર જ્યારે ત્યારે હાથ ઉપાડે છે? એ તારા જેવો નથી તેની ખબર છે? આરસી આરસી! આરસીને શું બટકાં ભરવાં છે? વાત વાતમાં જઈને એને મારે છે તે? પૂતળીની પેટીમાં......"

વાત પૂરી ન કરતાં પહેલાં જ તેણે છોકરીની ગોઠવેલ પૂતળીની પેટી એક ઠેણું મારીને વાડામાં ફેંકી દીધી.

"છોકરીને કાંઈ કામ જ નથી. માત્ર ખાવું ને શેરીએ શેરીએ ટેં ટેં કરતાં રખડવું! અને એક આ ઢીંગલીની પેટી! આ બધું તોડીને હમણાં વાંસવનમાં નાંખી આવું છું. તારી રમત બધી ય હમણાં ફેંકી દઉં."

દુર્ગાના મોંમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ. ઢીંગલીની પેટીમાં એના પ્રાણ હતા. દિવસમાં દસ વાર એ પૂતળીની પેટી સજાવે. ઢીંગલી, રાંગતા, છાપેલાં લૂગડાં, અળતો, કેટલી ય મહેનતથી સંગ્રહેલાં નાટાફળ, પતરાની ફ્રેમવાળી આરસી, પંખીના માળા—બધું અંધારામાં વાડા વચ્ચે ક્યાંય ઊડી પડ્યું. મા એની પૂતળીની પેટી આવા લાગણીહીન ભાવથી નાંખી દઈ શકે એ વાત માન્યામાં આવે જ નહિ. કેટલા કષ્ટથી, કેટલી જગાએથી મહેનત કરીને કેટલી વસ્તુઓ એમાં રાખી હતી! બોલવાની હિંમત જ ન ચાલી એટલે તે માત્ર મૂંગી જ રહી.

અપુને પણ લાગ્યું કે દીદીને બહુ મારી. તે કશું જ ન બોલતાં ચૂપચાપ જઈને સૂઈ ગયો.

મોડી રાત થઈ છે. જમીનમાંથી ગ્યાસતેલની વાસ બહાર આવે છે. ઓરડામાં વાંસવનના મચ્છર ગણ ગણ કરે છે. થોડી વાર બેસીને દુર્ગા ચુપકીદીથી જઈને સૂઈ ગઈ.

ભાંગેલી જાળીમાંથી ફાગણુની જ્યોત્સ્નાનો પ્રકાશ બિછાનામાં પડ્યો છે. ઉજ્જડ ખંડેર તરફથી ભૂર્ ભૂર્ કરતી ફૂલની ગંધ આવે છે.

એક વાર એના મનમાં થયું કે ઊઠીને પૂતળીની પેટી અને વેરાયલી વસ્તુઓ ઉપાડી આવે. કાલ સવારે શું બીજી મળશે ? કેટલો મહેનતે મેળવેલ વસ્તુઓ ? પરંતુ હિંમત ચાલી નહિ. લેવા જાય ને ફરી જો મા મારે તો ?

ઘણો સમય વીતી ગયો. એકાએક તેણે શરીર પર કોઈકનો સ્પર્શ અનુભવ્યો. અપુએ બીકમાં બીકમાં બૂમ મારી, "દીદી !" દુર્ગા કાંઈ જવાબ આપે એ પહેલાં જ અપુ ઓશીકા નીચે મોં દબાવી ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. "હું હવે એવું કરીશ નહિ. મારા પર ગુસ્સો કરીશ નહિ દીદી, તારે પગે પડું." રડવાના આવેગથી તેનું ગળું અટકી જવા લાગ્યું.

દુર્ગા પહેલાં તો વિસ્મિત થઈ, પછી તે ધીરેથી બેઠી. ભાઈનું રડવું અટકાવવાનો પ્રયત્ન કરવા લાગી. "રડીશ નહિ, ચૂપ ! મા સાંભળી જશે તો વળી મને વઢશે. ચૂપ, રડ નહિ. ઠીક, હું ગુસ્સો નહિ કરું, રડ નહિ, છી......ચૂપ."

એને ડર હતો કે અપુનું રડવું સાંભળીને મા ફરી કદાચ એને જ મારશે.

મહા મહેનતે તેણે ભાઈનું રડવું અટકાવ્યું. પછી સૂતાં સૂતાં તે જુદી જુદી વાતો, ખાસ કરીને રાણુદીદીના વિવાહની વાત, કહેવા લાગી. આ વાત ને તે વાત પછી અપુ દીદીને શરીરે હાથ

મૂકીને ધીરેથી બોલ્યો, " એક વાત કરું દીદી ? તારી સાથે માસ્તર સાહેબનાં લગ્ન થશે. "

દુર્ગા શરમાઈ ગઈ. સાથોસાથ તેને કુતૂહલ પણ ઘણું થયું. પરંતુ નાના ભાઈ પાસે એ સંબંધે કાંઈ વાતચીત કરતાં તેને સંકોચ થયો એટલે ચૂપ રહી.

અપુ ફરી વાર બોલ્યો, " આજ સવારે કાકીમા રાણુની માને કહેતાં હતાં. માસ્તર સાહેબ કાંઈ નાખુશ નથી. "

ચૂપ રહેવું હવે અસંભવ બન્યું. તે અવગણનાભર્યા અવાજે બોલી, " ઠીક, જાણી તારી વાત હવે ! "

અપુ લગભગ બિછાના પર બેઠો થઈ ગયો. " સાચું કહું છું દીદી, તારા સોગાન ખાઈને કહું છું. હું ત્યાં ઊભો હતો. મને જોઈને તો વાત નીકળી. બાપા મારફત પત્ર લખાવશે માસ્તર સાહેબના બાપુ જ્યાં રહે છે ત્યાં. "

" માને ખબર છે ? "

" હું ઘેર આવીને પૂછીશ એમ વિચારેલું, પણ ભૂલી ગયો. પૂછશું દીદી ? માને ખબર નહિ હોય એમ લાગે છે, કાકી કહેતી હતી કે માને બોલાવીને એ કહેશે. "

પછી તે બોલ્યો, " તું તો કેટલીય રેલગાડી બેસીને દેખીશ, માસ્તર સાહેબ અહીંથી ખૂબ દૂર રહે છે, રેલમાં જવું પડે. "

દુર્ગા ચૂપ રહી.

તેણે રેલગાડીનું ચિત્ર જોયું છે. અપુની કોઈ એક ચોપડીમાં છે. ખૂબ લાંબી, કેટલાંય પૈડાં. આગળની બાજુ મોટા સંચા, ત્યાં અગ્નિ નાંખવાનો હોય. ધુમાડા ઊડે. રેલગાડી આખી લોઢાની, પૈડાં પણ એનાં જ—બળદગાડીની જેમ લાકડાનાં પૈડાં નહિ, રેલગાડીને રસ્તે કોઈ ઘાસનાં મકાન નહિ, હોય તો બળી જાય

કારણ કે રેલગાડી જ્યારે ચાલે ત્યારે અગ્નિ બહાર નીકળે ને ! તે ભાઈને શરીરે હાથ ફેરવીને બોલી, "તને પણ સાથે લઈ જઈશ." ત્યારપછી બંનેએ શાંતિથી ઊંઘી જવાનો યત્ન કર્યો. ઊંઘી જતાં એક વાત વારંવાર દુર્ગાના મનમાં આવતી હતી કે ઠાકુર સુદર્શને એની વાત સાંભળી છે. આજે જ સુદર્શન પાસે તેણે પ્રાર્થના કરેલી, ઠાકુરની ભારે દયા, મા સાચું જ કહેતી હતી.

અપુએ કહ્યું, "લીલા માટે કેવી સરસ સાડી આજ ખરીદી ! લીલાના કાકા વિવાહ માટે રાણાઘાટથી એ ખરીદી આવ્યા છે, નાનાં કાકી કહેતાં હતાં કે બાલૂચરની સાડી છે."

દુર્ગા હસતા મોંએ બોલી, "એક ગીત જાણે છે ? ફઈ બોલતાં...

બાલૂચરેર બાલૂર ચરે એકટા કથા કઇ...
મોષેર પેટ મયૂર છાના દેખે એલામ સઈ–"

૭

## ૧૪

અપુએ કોઈને એ વાત કહી નહિ, એની દીદીને પણ નહિ. તે દિવસે છાનામાના બપોરે તેણે જ્યારે તેના બાપાની પેલી ચોપડીઓભરેલી લાકડાની પેટી સંતાઈને ઉઘાડેલી, ત્યારે પેટીમાંની એક ચોપડીમાંથી આ અદ્દ્ભુત વાતનો એણે પત્તો મેળવ્યો હતો.

વાડામાં વાંસઝાડની છાયા ત્યારે પણ પૂર્વ પશ્ચિમમાં લંબાઈ નહોતી. ખરા બપોરે સોનાડાંગાના તે ભાગના વગડામાં પેલા પ્રાચીન વડની છાયા જેવો એક જગાએ છાંયો પથરાયો હતો.

એક દિવસ બપોર વખતે બાબાની ગેરહાજરીમાં તેણે ઓરડાનું દ્વાર બંધ કરી છાનામાના સંતાઈને ચોપડીની પેટી ઉઘાડી. અધીર જિજ્ઞાસા સાથે ચોપડીઓ ઉઘાડી થોડી વાર ચિત્ર જુએ, થોડી વાર ચોપડીમાં સારી વાત લખી છે કે નહિ તે જોવા લાગે. એક ચોપડીનું પૂઠું ઉઘાડી જોયું તો નામ લખ્યું હતું "સર્વદર્શનસંગ્રહ." એનો અર્થ શું અને ચોપડી કયા વિષય માટે છે તે એ જરી પણ સમજ્યો નહિ. ચોપડી ઉઘાડતાં જ એક થોકડી કાગળ કોરનાર જીવડું અવાજ કર્યા વિના રંગ ભેડી

ગયેલ સફેદ કાગળની નીચે થઈને બહાર નીકળી ઊંચા શ્વાસે જે બાજુ નજર પડી તે તરફ દોડવા લાગ્યું. અપુએ ચોપડી નાક પાસે લઈને વાસ લીધી. કેવી પુરાણી પુરાણી વાસ! ઝાંખા રંગનાં પીળાશ પડતાં પાનની આ ગંધ એને બહુ સારી લાગતી. ગંધ બાબાની વાત યાદ કરાવી દેતી. જ્યારે જ્યારે આ ગંધ તેને આવતી ત્યારે કોણ જાણે કેમ તેના બાબાની વાત યાદ આવે.

અતિ પુરાણા કાગળને બાંધી દીધેલ પૂઠા પર ઠેકઠેકાણે ડાઘા પડેલા છે. આવી જાતની પુરાણી ચોપડી પર એને વધુ મોહ હતો. તે માટે જ ચોપડી ઓશીકા નીચે છુપાવી રાખીને બીજી ચોપડીઓ ઉપાડી ઉપાડીને પેટી બંધ કરી દીધી.

છાનામાના વાંચતાં વાંચતાં આ ચોપડીમાંથી જ એક દિવસ એણે એક ભારે અદ્‌ભુત વાત વાંચી. એકાએક સાંભળતાં માણુસ આશ્ચર્યમાં પડી જાય. પરંતુ છાપેલા અક્ષરે ચોપડીમાં આ વાત લખી છે તે વાંચીને જોયું. પારદના ગુણનું વર્ણન કરતાં કરતાં લેખકે લખ્યું છે, " ગીધના ઈંડામાં પારદ પૂરી થોડા દિવસ તડકે રાખવું જોઈએ, પછી એ ઈંડું મોંમાં રાખવાથી માણુસ ઇચ્છા કરે એટલે આકાશમાં ફરવાની શક્તિ પ્રાપ્ત કરે છે."

અપુ વિશ્વાસ કરી શક્યો નહિ. ફરી વાંચ્યું, ફરી વાંચ્યું.

પછી પોતાની ઢાંકણુ ભાંગેલી પેટીમાં ચોપડી સંતાડી રાખી બહાર જઈને વાત વિચારતાં વિચારતાં તે આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. દીદીને પૂછે, " ગીધ માળો ક્યાં બાંધે, ખબર છે દીદી ?"

તેની દીદી કહી શકે નહિ. તે શેરીના છોકરાઓ. સતુ, નીલુ, કીનુ, પટલ, નેડા સૌને પૂછે, કોઈ કહે તે અહીં નહિ, ઉત્તર વગડાના ઊંચા ઝાડની ટોચે હોય. એની મા લડે. આ બપોર વખતે ક્યાં રખડયા કરે છે? અપુ ઘેર આવી સૂવાનો ઢોંગ કરે, ચોપડી ખોલીને એ જગાએ ફરી વાંચી જુએ, આશ્ચર્ય! આમ

સહજ ઊડવાનો ઉપાય કોઈ જાણતું નથી ? કદાચ આ ચોપડી કોઈને ઘેર નહિ હોય, માત્ર એના બાબા પાસે જ હશે, કદાચ આ જગાએ કોઈએ વાંચ્યું નહિ હોય, માત્ર એની જ નજરે આટલે દિવસે પડ્યું છે.

ચોપડીમાં મોઢું નાંખી તે ફરી વાર વાસ લે. એ જ પુરાણી પુરાણી ગંધ ! આ ચોપડીમાં જે છે તેની સત્યતા સંબંધે તેના મનમાં હવે જરી પણ અવિશ્વાસ નથી.

પારદ માટે ચિંતા નથી, પારદ એટલે પારો એ તે જાણતો હતો. અરીસા પાછળ પારો લગાડેલો હોય છે. એક ભાંગેલો અરીસો ઘરમાં છે એમાંથી તે પારાની ગોઠવણ કરી શકશે, પરંતુ ગીધનું ઈંડું તે ક્યાંથી મેળવે ?

બપોરે જમ્યા કર્યા પછી એક દિવસ એની દીદીએ તેને બોલાવ્યો, "આવ સાંભળ અપુ, એક મઝા જોઈએ, આવ ! પછી તે એક મૂઠી ભાત વાસણમાં લઈને ઘરની ખડકીના બારણા બહારના વાંસવનમાં જઈને બૂમ મારે, "આવ ભૂલો તૂ. તૂ. તૂ. તૂ. તૂ." બૂમ મારીને દુર્ગા ભાઈ તરફ હસતા મોએ મૂંગી મૂંગી ઊભી રહે–જાણે કે અપૂર્વ રહસ્યપુરીનાં બારણાં હમણાં જ એમની નજર સામે ખૂલવાનાં ન હોય ! એકાએક ક્યાંકથી ગલૂડિયું આવી પડતાં દુર્ગા હાથ ઊંચો કરી બોલી ઊઠે, "એ આવે ! ક્યાંથી આવ્યો, જોયું ?" આનંદથી તે હી હી કરતી હસે.

રોજ રોજ આ ગલૂડિયાને ભાત ખવરાવવાના કામમાં દુર્ગાને ભારે આનંદ આવતો. ચારે બાજુ શાંતિ. ભાત નીચે મૂકી દુર્ગા આંખ બંધ કરી ઊભી રહે. આશા અને કુતૂહલની વ્યાકુળતાથી છાતીમાં ધમ ધમ થાય, મનમાં મનમાં વિચારે, કદાચ આજ ભૂલો નહિ આવે, જોઉં જોઈ, ક્યાંથી આવે છે ? આજ શું એણે હાક સાંભળી હશે ?

એકાએક ઝાડીઓમાંથી કાંઈક અવાજ આવે, પલકમાત્રમાં વનજંગલની લતા પાન તોડી ફોડીને હાંફતો હાંફતો ભૂલો ક્યાંકથી ખરતા તારાની ઝડપથી આવીને હાજર થાય !

દુર્ગાના આખા શરીરેથી એકદમ ધ્રુજારી વહી જાય, વિસ્મય અને કુતૂહલથી તેનું મોં ને આંખ ઉજ્જ્વળ થઈ જાય. મનમાં મનમાં વિચારે કે બરોબર સાંભળતો લાગે છે, આવે છે ક્યાંથી ? ઠીક, કાલે જરા ધીરે ધીરેથી બૂમ મારી જોઈશ, એ પણ સાંભળી શકશે ?

આ આમોદના ઉપભોગ કરવા માટે તે માનો ઠપકો સહન કરીને પણ રોજ ખાવાને વખતે પોતે થોડું ઓછું ખાઈને ગલૂડિયા માટે થોડા ભાત થાળીમાં વધારી રાખી મૂકે.

પરંતુ ગલૂડિયાને બોલાવવામાં દીદાને શો આનંદ આવે છે તે અપુ શોધી ન શકે. દીદીનાં એ બધાં છોકરીવેડાંમાં એ ન રહે. અધીર જિજ્ઞાસાથી ભોજનમાં રક્ત બનેલ ગલૂડિયા તરફ તે નજર પણ ન નાખે, માત્ર ગીધના ઈંડાનોજ વિચાર કર્યા કરે.

આખરે પત્તો મળ્યો. હીરુ હજામના કાંઠાલ નીચે ગોવાળિયા ગાય બાંધી ગૃહસ્થોનાં ઘેરથી તેલ–તમાકુ લેવા જાય. અપુએ જઈને તેની શેરીના ગોવાળિયાને કહ્યું, "તમે કેટકેટલા વગડામાં રખડો છો ? ગીધનો માળો ક્યાંય જોયો છે ? મને જો ગીધનું એક ઈંડું લાવી દેશો તો હું તમને બે પૈસા દઈશ."

ચારેક દિવસ પછી ગોવાળિયો તેના ઘરની સામે આવીને તેને બોલાવી કેડે બાંધેલ કોથળીમાંથી બે કાળા રંગનાં નાનાં નાનાં ઈંડાં બહાર કાઢીને બોલ્યો, "આ જુઓ ઠાકુર, લાવ્યો છું." અપુ એકદમ હાથ આગળ લાવીને બોલ્યો, "જોઉં ?" પછી આનંદ સાથે ઉલટાવીપલટાવીને બોલ્યો, "ગીધનાં ઈંડાં ! સાચાં છે ને ?" ગોવાળિયાએ તે સંબંધમાં ખૂબ ખૂબ વાતો ઉખેળી. આ ઈંડાં ગીધનાં છે કે નહિ એ સંબંધે સંદેહનું કશું કારણ ન રહ્યું.

તે પોતાના જીવનું જોખમ ખેડીને ક્યાંકના કોઈ ઊંચા ઝાડની ટોચની ડાળેથી ઉતારીને આ લાવ્યો હતો, પરંતુ બે આનાથી ઓછે દેશે નહિ એમ એણે કહ્યું.

કિંમત સાંભળીને અપુએ અંધકાર જોયો, કહ્યું, “ બે પૈસા દઈશ, બીજી મારી કોડીઓ દઈશ. બધી આપી દઈશ. એક ડબ્બી ભરીને કોડી છે, બધી જ આવડી મોટી મોટી સોનેરી ગાંઠવાળી. જોવી છે ? દેખાડું ?”

ગોવાળ વ્યાવહારિક બાબતમાં અપુ કરતાં ઘણો હોશિયાર હતો. તે નગદ પૈસા છોડવા કોઈ રીતે રાજી નહોતો. ઘણી વાટાઘાટ પછી ચાર પૈસે આવીને ઊભો રહ્યો. અપુ દીદી પાસે માગી કરીને બે પૈસાની ગોઠવણ કરી આવ્યો. ગોવાળને ચૂકવીને બે ઈંડાં લીધાં. પૈસા ઉપરાંત ગોવાળે થોડી કોડીઓ પણ લીધી. આ કોડીઓ અપુનો પ્રાણ હતી. અર્ધું રાજ્ય અને રાજકન્યાના બદલામાં પણ તે બીજે વખતે એ કોડી કદી અળગી કરત નહિ, પરંતુ આકાશે ઊડવાના આનંદ પાસે આ રમત શી વિસાતમાં ?

ઈંડાં હાથમાં લેતાં જ તેનું મન જાણે પવનભરેલ રબરના બલૂન જેવું હલકું થઈ ફૂલી ઊઠ્યું. સાથોસાથ જાણે એક સંદેહની છાયા તેના મનમાં આવી ગઈ, જે આટલી વાર સુધી હતી નહિ– ઈંડું હાથમાં લીધા પછી જાણે ક્યાંકથી એ ખૂબ સ્પષ્ટ રીતે દેખાયું. સંધ્યા પહેલાં એકલો એકલો નેડાના જાંબુડાના કાપેલા થડ પર બેસીને તે વિચારવા લાગ્યો, ‘ સાચેસાચ ઊડી જવાય તો ! તે ઊડીને ક્યાં જશે ? મામાના દેશ તરફ ? બાબુ જ્યાં છે ત્યાં ? નદીની પેલી બાજુ ? શાલીમ પંખી ને મેનાની જેમ માત્ર આકાશમાં–જ્યાં તારા ઊગે છે ત્યાં ?’

તે જ દિવસે કે તેને બીજે દિવસે, સંધ્યા પહેલાં થોડી વારે દુર્ગા દીવા માટે ફાટેલ ચીંથરું શોધતી હતી. તાકાની હાંડીઓ

પાસે ગાર કરવા માટે ફાટેલતૂટેલ કપડામાં અથડાતું અથડાતું કાંઈ જાણે ઠક કરીને તેની પાછળથી દડદડતું જમીન પર પડી ગયું. ઓરડામાં અંધકાર હતો. સારી રીતે દેખાતું નહોતું. દુર્ગા જમીન પરથી એ ઉપાડીને બોલી, "ઓ મા ! અહીં શેનાં મોટાં મોટાં ઈંડાં ! પડીને સાવ ભુક્કો થઈ ગયાં છે. જોને કયું પંખી ઈંડાં ઘરમાં મૂકી ગયું છે મા !"

ત્યાર પછી શું બન્યું તે વાત ન કરવી જ સારી. અપુએ આખો દિવસ ખાધું નહિ, રડવું ને તોફાન. તેની મા ઘાટે વાત કરે, "છોકરાનાં કેવાં તોફાન ! ઓ મા ! આવી વાત તો ક્યાં ય સાંભળી નથી. સાંભળ્યું, નાની ઠાકુરઝી ? ગીધનાં ઈંડાં લઈને માણસ ઊડી શકે. પેલા ઘરના ગોવાળના બદમાશ છોકરાનાં કારસ્તાન. એણે જ કહ્યું હશે. તે ક્યાંયથી કાગડાનાં કે બીજા કોઈનાં બે ઈંડાં લાવીને બોલ્યો, " આ લ્યો ગીધનાં ઈંડાં." તે એની પાસેથી વળી ચાર પૈસા આપીને ખરીદ્યાં. છોકરો કેવો મૂરખ છે ! એની શી વાત કરું, તમારી પાસે ઠાકુરઝી ! આ છોકરાને હું શું કરું ?"

પરંતુ બિચારી સર્વજયા કેમ કરીને જાણે ! બધાંએ તો કાંઈ "સર્વદર્શનસંગ્રહ" વાંચ્યો નથી, એટલે કોઈ કાંઈ પારદના ગુણ જાણતાં નથી.

જો જાણતાં હોત તો સૌ આકાશે ઊડત !

૧૫

ગામના વૃદ્ધ નરોત્તમદાસ બાબાજી સાથે અપુને ઘણા વખતથી સારો સંબંધ થયો હતો. ગાંગુલી શેરીના ગૌરવર્ણ, દિવ્યકાન્તિવાળા સદા આનંદિત રહેતા વૃદ્ધ, સામાન્ય ઘાસના મકાનમાં રહેતા હતા. વધુ ધમાલ એમને ગમતી નહિ. લગભગ એકાંતે રહેતા. સંધ્યા પછી કોઈ વાર ગાંગુલીના ચંડીમંડપે જઈ ને બેસે. અપુના બાળપણથી જ હરિહર એને સાથે લઈ ને કોઈ કોઈ વાર નરોત્તમદાસની પાસે લઈ જતો, એથી એ બે જણ વચ્ચે ઘણો ભાવ હતો. કોઈ કોઈ વાર અપુ ડોસા પાસે જતો, બૂમ મારતો, " દાદુ છો કે ?" વૃદ્ધ એકદમ ઘરમાંથી બહાર આવી તાડપત્રની ચટાઈ ઉંબરમાં પાથરી બોલતા, " આવ ભાઈ, આવ, બેસ, બેસ."

બીજી જગાએ અપુ મોં સંતાડતો, મોંમાંથી એક શબ્દ બહાર ન કાઢતો, પરંતુ આ સરળ શાંત દર્શનવાળા વૃદ્ધની સાથે તે વિના સંકોચે ભળી જતો. વૃદ્ધ સાથે તેને મેળ હતો-રમતના સાથીઓ જોડે જેવો મેળ હોય એવો ગાઢ, બાધાહીન અને ઉલ્લાસ ભર્યો. નરોત્તમદાસનું કોઈ નહોતું. વૃદ્ધ એકલો જ હતો. એક સ્વજાતીય વૈષ્ણવની છોકરી કામકાજ કરી દઈ ને ચાલી જતી.

ઘણી વાર આખા બપોર સુધી અપુ બેસી બેસીને વાત સાંભળે અને કરે. એ વાત તે જાણુતો હતો કે નરોત્તમદાસ બાબા એના બાપાના કરતા ઉમરમાં ઘણા મોટા છે—અન્નદા રાય કરતાં પણ મોટા. પરંતુ માત્ર આ વયોવૃદ્ધતા માટે જ અપુને કેમ જાણે એમ થતું કે વૃદ્ધ તેના તીર્થરૂપ છે. અહીં આવતાં જ તેનો સઘળો સંકોચ, સઘળી લજ્જા એની મેળે નીકળી જતી. વાત કરતાં કરતાં અપુ મન મોકળું મૂકી હસે. રખે હોશિયાર માણસો કાંઇક ધમકી આપીને 'બહુ ડાહ્યો છોકરો પાછો?' એમ કહે એ બીકે બીજી જગાએ બોલતાં ભય પામે એવી બધી વાત અહીં કરે નરોત્તમદાસ કહે, "દાદુ, તું જાણે મારો ગૌર, તને જોતાં જ દાદુ, મને મારો ગૌર યાદ આવે છે. મારો ગૌર તારી ઉમરનો ને તારા જેવો જ સુંદર, ડાહ્યો, નિષ્પાપ હતો. આ જ જાતની ભાવભીની આંખો હતી એની."

બીજી જગાએ આ વાતથી અપુને કદાચ શરમ આવત, પણ અહીં તે હસીને કહેતો, "દાદુ, એમ હોય તો મને પેલી ચોપડીનું ચિત્ર દેખાડશો?"

વૃદ્ધ ઘરમાંથી 'પ્રેમભક્તિચંદ્રિકા' બહાર કાઢીને લાવે. તેનો અતિપ્રિય ગ્રંથ. એકાંતમાં વાંચતાં વાંચતાં તે મુગ્ધ પ્રસન્ન ગંભીર થઇ જતો. છબી તો બે જ હતી. બતાવવાનું પૂરું થયે વૃદ્ધ કહે, "હું મરતી વખતે આ ચોપડી તને દઇ જઇશ દાદુ, તારા હાથે ચોપડીનું અપમાન થશે નહિ."

તેનો એક શિષ્ય કોઇ કોઇ વાર પદરચના કરી તેને સંભળાવવા આવતો. વૃદ્ધ વિરક્ત થઇને કહેતો, "પદ રચો છો એ સારું છે, પણ એ બધું મને ન સંભળાવો બાપુ, પદકર્તા તો હતા વિદ્યાપતિ અને ચંડીદાસ. તેમના પછી આ બધાં મારા કાનમાં વાગે છે. આ બધું બીજે જઇને સંભળાવો."

સહજ રીતે આડંબર વિનાનો જીવનપથ વહીને અહીં કેમ જાણે એક અંતરનું ઝરણું મુક્તધારાથી વહેતું હતું ! અપુનું મન તેને પકડી લેતું. તેની પાસે તેને હમેશ પ્રફુલ્લતા મળતી. પંખી ઝાડપાનના સાહચર્યથી જેમ આનંદપૂર્ણ રહે એમ એકબીજાની પાસે આવવાનું આકર્ષણ આટલું પ્રબળ હતું.

પાછા ફરતી વખતે અપુ નરોત્તમદાસના વાડાના ઝાડ નીચે એક ઢગ મુચકુંદ-ચંપાફૂલ વીણી લાવે ને એના બિછાનામાં મૂકી રાખે. ત્યારપછી સાંજની બત્તી થતાં જ બાબાના હુકમ પ્રમાણે વાંચવા બેસવાનું હોય. એકાદ કલાકથી વધારે કદી વાંચવાનું હોય નહિ, છતાં અપુને થાય કે કેટલી ય રાત થઈ ગઈ. પછી છુટ્ટી મેળવીને તે સૂવા જાય. બિછાનામાં સૂએ અને આજના દિવસની બધી રમત ગમત, અને આખા દિવસના બધા આનંદની સ્મૃતિથી ભરપૂર થઈ બિછાનામાં રાખેલ મુચકુંદ-ચંપાની સુવાસ તેના થાકેલા દેહમનને રમતગમતની વીતેલી ક્ષણો માટે વિરહાતુર બાળકના પ્રાણને નવડાવીને પસાર થાય. બિછાનામાં ઊંધો પડીને ફૂલના ઢગ વચ્ચે મોં ડુબાવી તે ઘણી વાર સુધી સુવાસ લે.

તે દિવસે એની દીદીએ ધીરેથી કહ્યું, "ઉજાણી કરશું અપુ ?"

તેમના બારણા પાસેથી શેરીનાં બધાં માણસો ફૂલૂચિંડીના વ્રતનું વનભોજન કરવા ગામ પછવાડેના ખેતરે જતાં હતાં. એની મા પણ ગઈ, પરંતુ તેમને ન લઈ ગઈ. ત્યાં સૌને પોતપોતાની વસ્તુઓ હોય. એટલી બધી વાનગીઓ એમને નહોતી. વનભોજને જતાં સૌ કેટકેટલી ય વસ્તુ-સરસ ચોખા, દાળ, ઘી, દૂધ લાવતાં. એની મા માત્ર જેવા તેવા ભાત, મગની દાળ અને એક બે રીંગણાં લઈ ગયેલી પાસે બેઠેલાં ભુવન મુખર્જીની નાની ઠાકુરણનાં છોકરાં કેળાં ને દૂધ ભેળવીને ભાત ખાય, એ જોઈ પોતાનાં છોકરાં માટે એના મનમાં કાંઈનું કાંઈ થઈ જાય.

એના અપુને આ રીતે દૂધ-કેળાં મેળવીને ભાત બહુ ભાવે...!

શાંત ખેતરની બાજુના વનમાં લાલ સંધ્યા ઊતરે, વાંસવનને રસ્તે પાછા ફરતાં માત્ર છોકરાંનાં મોં જ યાદ આવે.

નીલમણિ રાયના જંગલ જેવા ખંડેરની પેલી બાજુના વનમાં દુર્ગાએ પોતાને હાથે દાતરડાથી કાપી થોડી જગ્યા ચોખ્ખી કરીને ભાઈને કહ્યું, 'તેંતુલ નીચે ઊભો રહીને જો કે મા આવે છે કે નહિ? હું જલદીથી ભાત બહાર કાઢીને લઈ આવું."

એક નાળિયેરની કાચલીમાં બે પળી તેલ તેલના વાસણમાંથી ધીરે ધીરેથી લીધું. ચોરીનો માલ બહાર લાવી ભાઈને પડખે જઈને કહ્યું, "જલદી લઈ જા, દોડ અપુ, ત્યાં મૂકી આવ, જોજે કોઈ જાનવર આવે નહિ!"

આ વખતે માતોરની મા એના નાના છોકરાને પાછળ લઈને ખડકીના બારણામાંથી વાડામાં આવી. દુર્ગા બોલી, "અહીં ક્યાંથી તમરેજની વહુ?"

માતોરની માની ઉમર પણ બહુ વધુ નહોતી. દેખાવમાં પણ સારી હતી, પરંતુ સ્વામીના મૃત્યુ પછી દુઃખ પડવાથી મ્લાન અને ક્ષીણ થઈ ગઈ છે. બોલી, "કોઠીના વગડે લાકડાં વીણવા ગઈ હતી, બુંઇચેરની માળા લેશો?"

દુર્ગા તો વનવગડા ખોળીને પોતે જ કેટલાંક બૈંચીફલ તોડી લાવતી, ડોકું હલાવી કહ્યું કે તે ખરીદશે નહિ.

માતોરની માએ કહ્યું, "લ્યો ને દીદી ઠાકુરણ, બહુ મીઠાં બુંઇચી છે, મધુખાલીના સરોવરને કાંઠેથી લાવી છું." પાલવમાંથી એક માળા બહાર કાઢી બતાવીને બોલી, "જુઓ, કેવડાં મોટાં છે! લાકડાં લઈ બજારે જઈશ, વેચીશ, પૈસા મેળવીશ ત્યાં તો બહુ વખત થઈ જશે, એટલી વાર માટે માતોરને એક પૈસાના મમરા લઈ દઉં. લ્યો, પૈસાની બે ડાળ દઈશ."

દુર્ગા રાજી ન થઈ, કહ્યું, "અપુ, ઘડામાં એક મૂઠી જેટલા શેકેલા ચણા છે, લઈ આવીને માતોરના હાથમાં દે તો!" તે ખડકીને બારણેથી ફરી બહાર ચાલી ગઈ એટલે બંને જણાં પોતાની ચીજ–વસ્તુઓ લઈને ચાલ્યાં.

ચારે બાજુ વન ઘેરાયલું છે. બહારથી કાંઈ દેખી શકાય એવું નથી. રમતના માટીના હાંડલા જેવા નાના એક વાસણમાં દુર્ગા ભાત ચડાવી દઈને બોલી, "આ જો અપુ, કેટલાં મોટાં આલૂનાં ફળ એક જગાએથી લઈ આવી છું? પૂંટૂના તાડ નીચે એક ઝાડીની ટોચ પર ઘણાં થયાં છે, ભાતમાં દઈશ."

અપુ ખૂબ ઉત્સાહથી સૂકી વેલો કાપીને વીણી લાવે. આ એનું પહેલું જ વનભોજન હતું. અપુને હજુ પણ વિશ્વાસ બેઠો નહોતો કે ત્યાં સાચેસાચાં ભાત–શાક રંધાશે! રમતના ઘેર કેટલી ય વાર વનભોજન થયાં છે એ પ્રમાણે થશે. ધૂળના ભાત, પાંચીકાનાં આલૂ, કાંટાલ પાનની પૂરી!

પરંતુ બહુ જ સુંદર સમય, બહુ સુંદર વનભોજનનું સ્થાન! ચારે બાજુ વનની ઝાડી, પેલી બાજુ તેલાકુચાની લતા ડોલે, વેલ ઝાડની નીચે, જંગલના શેવડા ઝાડના ફૂલની ડાળે, અર્ધા કપાયેલ દુર્વાઘાસની ઉપર ખંજન પંખીઓ નાચતાં નાચતાં દોડતાં ફરે! નિર્જન ઝાડીઓની આડે નિરાળું સ્થાન! પ્રથમ વસંતના દિવસે ડાળીએ ડાળીએ નવાં કૂણાં પાન, ઘેંટુફૂલનાં ઝાડ બળેલ ખંડિયેરમાં અજવાળું કરીને ફૂટયાં છે. બાતાલી-લેબૂના ઝાડેથી કેટલા ય દિવસનાં કરમાયેલ ફૂલ ખૂબ ખરી ગયાં છે, પણ ધોળાં ધોળાં ફૂલનાં ઝૂમખાં ઉપરની ડાળે નજરે પડે છે.

દુર્ગા આજકાલ જાણે આ ઝાડપાન, પથઘાટ, આ અતિ પારાચત ગામ પ્રત્યેના સંબંધને ખૂબ વધારે જોરથી વળગીને પકડે છે. આગામી વિરહના કોઈક વિષાદથી આ કેટલો પ્રિય

એરંડા તળેનો રસ્તો, પેલું તેમના ઘરની પાછળનું વાસવન, છાયા-ભર્યો નદીનો ઘાટ સ્વપ્નમય લાગે છે. એનો અપુ–એનો સોનાનો ભાઈ–જેને એક વાર ન જોતાં તે રહી શકે નહિ, મનમાં કંઈ કંઈ થાય, તેને છોડીને તે કેટલે દૂર જશે!

અને જો તે પાછી ન ફરે! જો નિતમ ફઈના જેવું થાય તો?

આ ઘરમાં જ નિતમ ફઈ હતી. વિવાહ પછી કેટલાક દિવસ બાદ ક્યાંક ચાલી ગઈ છે તે પછી બાપને ઘેર આવી જ નથી. ઘણા સમય પહેલાંની વાત છે, બાળપણમાં વાત સાંભળેલી. બધા કહે છે કે મુર્શીદાબાદ જિલ્લામાં વિવાહ થયેલો. તે કેટલે દૂર! ક્યાં! કોઈ હવે તેની ખબરઅંતર કાઢતું નથી. છે કે નહિ તે પણ કોઈ જાણતું નથી. બાબાને નિતમ ફઈએ ફરી દેખ્યા નહિ, માને ફરી દેખી નહિ, ભાઈબેનને પણ નહિ. બધાં એક પછી એક મરી ગયાં છે. ઓ પ્રભુ! માણસ કેમ કરીને આવા નિષ્ઠુર થતા હશે! કેમ એની તપાસ કોઈએ કરી નહિ! કેટલા ય દિવસ તેણે એકાંતે નિતમ ફઈની વાત યાદ લાવીને આંખે આંસુ સાર્યાં છે. આજ જો તે એકાએક પાછી આવે તો? આ ઘોર જંગલભર્યું જનશૂન્ય બાપનું ઘર દેખી શું વિચારે?

એને પણ જો કદાચ એવું થાય તો? તે તેના બાબાને, માને અપુને છોડે, ફરી કદી જોઈ ન શકે, કદી નહિ. આ એમનું ઘર, એરંડાનો રસ્તો, ઘાટનો માર્ગ!

વિચારતાં જ શરીર ધ્રૂજી ઊઠે. પણ કોણ જાણે કેમ આજ-કાલ તેને થતું કે તેના જીવનમાં કાંઈક જલદી બનશે, જીવનમાં એવું કાંઈક જલદીથી આવે છે કે જે આજ સુધી કદી આવ્યું નહોતું. દિવસરાત રમતગમતમાં ને કામ કરતાં વચ્ચે વચ્ચે એ વાત લગભગ તેને યાદ જ રહેતી, પણ તે બરોબર રીતે સમજી શકતી નહિ કે એ શું, અને કેમ કરીને તેના આવવાની વાત મનમાં ઊઠતી. તોપણ

યાદ આવતી, કેવળ યાદ આવતી, તે આવે છે...આવે છે... જલદી આવે છે.

ઉજાણીની અધવચ્ચે અપુના ઘરના વાડામાં કોઈકનો સાદ સંભળાયો. દુર્ગાએ કહ્યું કે, "બીનાનો સાદ લાગે છે. બોલાવી આવ તો અપુ?" થોડી વાર પછી અપુની પાછળ પાછળ દુર્ગા જેવડી એક કાળી છોકરી આવી, થોડું હસીને કાંઈક સંભ્રમભર્યા સૂરે બોલી, "શું થાય છે દુર્ગાદીદી?"

દુર્ગાએ કહ્યું, "આવને બીની, ઉજાણી કરું છું, બેસ."

છોકરી પેલી શેરીના કાલીનાથ ચક્રવર્તીની દીકરી હતી. અર્ધી મેલી સાડી પહેરી હતી, હાથે પાતળી પાતળી બંગડી હતી, તદ્દન લાંબો બાંધો, મોં સાવ સીધું સાદું હતું. તેનો બાપ સંન્યાસી બ્રાહ્મણ કહેવાતો એટલે સામાજિક વહેવારમાં એને શેરીમાંથી નોતરું ન મળતું. ગામની એક બાજુ તદ્દન સાધારણ સ્થિતિમાં એ રહેતો. સ્થિતિ પણ સારી નહોતી. બીનીને દુર્ગાનો આવકાર ખૂબ સારો લાગ્યો. ફરવા આવતાં એકાએક જાણે એક લાભજનક સ્થળે આવી પહોંચી છે. હવે અપુ અને દુર્ગા તેને એ ઉત્સવના ભાગીદાર તરીકે સ્વીકારશે નહિ એવો એક શંકાભર્યો ઉલ્લાસ તેની વાતચીતમાં પ્રકાશ પામતો હતો. દુર્ગાએ કહ્યું, "બીની, બીજા બે એક સૂકાં લાકડાં લાવ જોઉં, અગ્નિ સારો બળતો નથી."

બીની તરત જ લાકડાં વીણવા દોડી અને થોડી વારમાં જ એક ભારી જેટલી સૂકી વેલની ડાળો લાવીને હાજર કરી બોલી, "આટલાં થશે દુર્ગાદીદી, કે બીજાં લાવું?" દુર્ગાએ જયારે કહ્યું કે, "બીની આવી છે તો અહીં જ ખાશે. થોડા ભાત લઈ આવ અપુ!" ત્યારે બીનીનું મોં આનંદથી ઉજ્જવલ થઈ ગયું. થોડી વાર પછી બીનીએ પાણી લાવી દીધું ને જિજ્ઞાસાભર્યા સૂરે પૂછયું, "શેનું શાક છે દીદી?"

ભાત ઉતારી થોડું તેલ મૂકી દુર્ગા શાક શેકવા લાગી. થોડી વાર પછી આશ્ચર્યથી હાંડલા તરફ જોઈ રહીને અપુને કહેવા લાગી, "બરોબર જાણે સાચોસાચ રીંગણાંના શાક જેવો રંગ દેખાય છે અપુ! બરોબર જાણે માનું રાંધેલું જ શાક, નહિ?"

અપુને તો આ બધું આશ્ચર્ય લાગતું હતું. એને હજુ પણ વિશ્વાસ નહોતો કે એમના વનભોજનમાં સાચેસાચા ભાત, સાચેસાચું શાક થશે. ત્યારપછી બધાં ખૂબ આનંદથી કેળનાં પાનમાં ખાવા બેઠાં—માત્ર ભાત ને રીંગણાંનું શાક, બીજું કંઈ નહિ. અપુ મોંમાં કોળિયો મૂકે એ વખતે દુર્ગા તેના તરફ જોઈને જિજ્ઞાસાભર્યા અવાજે પૂછતી, "કેવું થયું છે શાક?"

અપુએ કહ્યું, "સરસ થયું છે દીદી, પણ જાણે મીઠું લાગતું નથી."

રસોઈના આવશ્યક સૂચિપત્રમાંથી મીઠું તેઓએ તદ્દન બાદ કર્યું હતું. મીઠાની પંચાત રાખી નહોતી. દુર્ગાનું આ પહેલું રાંધણું હતું. તે વિસ્મયભર્યા આનંદથી પોતાના હાથની શિલ્પસૃષ્ટિનો ઉપભોગ કરતી હતી. આ વનની મધ્યે આ સૂકાં પાનના ઢગ વચ્ચે, ખજૂરી નીચે ખરી પડેલાં ખજૂરીનાં પાનની પાસે બેસીને સાચેસાચાં શાકભાત તેઓ ખાતાં હતાં.

ખાતાં ખાતાં દુર્ગા અપુ તરફ જોઈને આનંદનું હાસ્ય હસી. આનંદના આવેગમાં ભાતનો કોળિયો તેના ગળામાં અટકી જતો હતો. બીની ખાતાં ખાતાં બીતી બીતી બોલી, "થોડું તેલ છે દુર્ગાદીદી? ભાતમાં ચોળીને ખાઉં." "અપુ, દોડીને લઈ આવ થોડું તેલ."

જે જીવન શત શત પુલકનો ભંડાર છે, કેટલા ય આનંદ-પ્રસંગોના પ્રકાશથી જે સુમંડિત છે એ માધુરીમય જીવનયાત્રાનો તો હજી આરંભ જ છે. અનંત જે જીવનપથ, દૂરથી આવીને દૂર, દૃષ્ટિમર્યાદાની પેલે પાર વિલીન થઈ જાય છે, એ પથનાં તેઓ ક્ષુદ્ર

યાત્રિકો છે, રસ્તાના વળાંક આગળ આવતાં ફૂલફળો, સંકટો અને આનંદઝરણાંઓ એમને માટે તદ્દન નવીન છે.

આનંદ! આનંદ! વિશાળ આનંદ! જીવનની વચ્ચે વચ્ચે જે અવરોધો છે, વિશાળ બરફનાં શિખરોની પેલી બાજુનો જે રસ્તો દેખાતો નથી તેનો આનંદ, અજાણ્યો આનંદ! સામાન્ય સામાન્ય, નાની નાની તુચ્છ વસ્તુઓનો આનંદ!

અપુએ પૂછ્યું, "માને શું કહેશું દીદી? ફરી વાર હવે ભાત ખાશું?" "છટ્, માને કદી કહીશ નહિ સાંજ પછી જોશું, ખવાશે તો."

બીની સંન્યાસી બ્રાહ્મણ હતી. શેરીમાં પાણી પીવા ઇચ્છે તો માણસો એના ખોબામાં લોટાથી પાણી રેડતાં ને લોટો પણ પાછો માંજી આપવો પડતો. બીની એક બે વાર આમતેમ જોઈને અપુનો પ્યાલો દેખાડીને બોલી, "મને થોડું પાણી પા તો અપુ? મને તરસ લાગી છે." અપુએ કહ્યું, "લે ને બીનીદીદી, તું જ લઈને પી લે ને!"

તોપણ જાણે બીનીને હિંમત આવી નહિ. દુર્ગાએ કહ્યું. "લે ને બીની, પ્યાલો લઈને પી લે!" ખાવા કરવાનું પૂરું થયે દુર્ગાએ કહ્યું, "હાંડલાંને ફેંકી નહિ દઈએ, કેમ? ફરી એક વાર વનભોજન કરશું, ખરું ને? પેલા ફુલગાછ ઉપર ટાંગી દઈશું?"

અપુએ કહ્યું, "ઊંહ, ત્યાં રહેશે ખરાં ને? માતોરની મા લાકડાં વીણવા આવશે ત્યારે લઈ જશે દીદી, ભારે ચોર..."

એક ભાંગેલ વાડાના ઝાંખરામાં હાંડલું દુર્ગાએ સંતાડી દીધું.

અપુને છાતીમાં ધબ ધબ થતું હતું. એ જ ઝાંખરાની પેલી બાજુ એક બીજું નાનું ઝાંખરું છે. તેમાં અપુએ સંતાડીને એક ચીરુટની પેટી રાખી દીધી છે, દીદી જો એ બાજુ જઈ ચડે તો?

નેડાને ઘેર થોડા દિવસ અગાઉ નેડાનો બનેવી અને એનો એક ભાઈ આવ્યા હતા. કલકત્તા પાસે ક્યાંક રહેતા હતા. બરોબરના બાબુઓ હતા. ખૂબ ચીરુટ પીતા. એક વાર પીએ વળી ફરી વાર પીએ, અપુને મનમાં મનમાં ઘણી ઇચ્છા થઈ હતી કે તે પણ એક વાર ચીરુટ પીએ ને કેવી લાગે છે તે જુએ. તે નેડાની સાથે સલાહ કરીને ગામના હરીશ જોગીની દુકાનેથી ત્રણ પૈસાની રંગેલા કાગળની વાળેલી દસ ચીરુટ ખરીદી લાવ્યો, તે દિવસે આ ઘન જંગલ વચ્ચે એકલા છાનામાના એક ચીરુટ પીધી હતી, સારી લાગતી નહોતી, કડવી કડવી, જાણે થોડીક ગરમ. બે પી લીધા પછી તે બીજી પી શકતો નહોતો પરંતુ બાકીની ચીરુટ ફેંકી પણ દઈ શકતો નહોતો. નેડાના બનેવીની પાસેથી એક ખાલી ચીરુટની પેટીમાં તેણે મૂકીને આ ભાંગેલા વાડાના ઝાંખરામાં તેને સંતાડી રાખી છે. પહેલાં ચીરુટ પીધી તે દિવસે ચીરુટ પૂરી થઈ ત્યારે બીકથી તેની છાતીમાં કાંઈક થઈ આવ્યું કે રખે મા મોંની વાસથી વાત જાણી જાય તો ? પાકાં ફૂલ ખૂબ ખાઈને પોતાના મોંનો શ્વાસ હાથ ઉપર લઈને કેટલીય વાર પરીક્ષા કર્યા પછી જ એણે ઘરમાં પ્રવેશ કર્યો હતો. આજ એ પકડાઈ જાય તો ?

પરંતુ દીદીને વાડાની પેલી બાજુ જવાની જરૂર નહોતી—આ બાજુ જ કામ પૂરું થઈ જતું હતું.

ø

## ૧૬

આ વાત સર્વજયાએ ઘાટે જઈને શેરીની સ્ત્રીઓને મોંએ સાંભળી.

આજ કેટલાક દિવસથી નીરેન સાથે અન્નદા રાયને, વિશેષ કરીને તેના છોકરા ગોકુળને, તકરાર ચાલતી હતી. કાલ બપોરે ખૂબ ઝઘડા અને ધમાલ થઈ પડી હતી. પરિણામે કાલ રાત્રે નીરેન પોતાનો સરસામાન લઈને અહીંથી ચાલ્યો ગયો હતો. અન્નદા રાયના પાડોશી યજ્ઞેશ્વર દીઘડીની સ્ત્રી હરિમતિ કહેતી હતી, "સાચું ખોટું જાણતી નથી, કેટલા ય દિવસથી તો જુદી જુદી વાત સંભળાય છે. હું તો બાપુ વિશ્વાસ કરતી નથી. વહુ એવી નથી. સાંભળ્યું કે નીરેને છાનામાના વહુને રૂપિયા દીધેલા તે વહુએ ક્યાંક રૂપિયા મોકલેલા. નીરેનના હાથની લખેલ રસીદ પાછી આવી ત્યારે ગોકુળના હાથમાં આવી. આમ છે બધું. ચાલ બાપુ, એવી બધી બીજાની નિંદા સાંભળવાથી શું વળશે ? સાંભળ્યું છે કે નીરેને કહેલું – તમે સૌ ભેગાં થઈને એના પર અત્યાચાર ગુજારો છો એમાં દોષ નથી ? તમારે જે માનવું હોય તે માનો, વહુ ઠાકુરણ મને એક વાર હુકમ કરશે તો હું એનો હુકમ મારી માની જેમ માથે ચડાવી લઈશ. ત્યાર પછી તમે સૌ જે કરવું

હોય તે કરજો–એ પછી થોડી વાર ખૂબ ધમાલ થઈ, સાંજ પહેલાં જ તે ગયલાપાડામાંથી એક ગાડી બોલાવી લાવ્યો અને ચીજ વસ્તુ લઈને ચાલ્યો ગયો. "

સર્વજયા વાત સાંભળીને સ્તબ્ધ થઈ ગઈ. આ જ પહેલાં પતિ મારફત અન્નદા રાયને નીરેનના પિતા ઉપર આ વિવાહ સંબંધમાં પત્ર લખવાની વિનંતિ કરી છે. નીરેનને તે પછી પણ બે વાર ઘેર નિમંત્રણ આપ્યું હતું. છોકરો એને અત્યંત પસંદ આવ્યો હતો. હરિહરે એને ઘણી વાર સમજાવેલું કે નીરેનના પિતા મોટા માણસ ! તે શું આપણે ઘેર પુત્રને પરણાવે ?" પરંતુ સર્વજયા આશા છોડતી નહિ. તેના મનમાં ક્યાંકથી જાણે હિંમત આવી હતી. આ વિવાહની વાતમાં જે કલ્પનામાં પણ ન આવે તે બનશે જ. હરિહરને મનમાં વિશ્વાસ નહોતો છતાં સ્ત્રીની વિનંતિથી અન્નદા રાયની પાછળ ઘણા દિવસથી પડ્યો હતો, પરંતુ ત્યાં જ આ આપત્તિ ઊભી થઈ પડી.

દરમિયાનમાં એક દિવસ દુર્ગાને રસ્તામાં ગોકુળની વહુ મળી. તેણે દુર્ગાને છાની છાની ઘણી વાતો કરી. નીરેન કેમ ચાલ્યો ગયો એનો જ ઇતિહાસ ! બોલતાં બોલતાં તેની આંખમાંથી ટપ ટપ કરતાં આંસુ પડવા લાગ્યાં.

" આ રીતે જ મારપીટ ખમતાં દિવસો પસાર થઈ જશે. મારું કોઈ નથી દુર્ગા ! ત્યારે ક્યાંય જઈને બે દિવસ રહેવાની જગા નહિ, ભાઈ પણ સાવ નાનો છે. "

સહાનુભૂતિથી દુર્ગાનું દિલ ભરાઈ સાથોસાથ કાકીમા ઉપરના આક્ષેપ સામે એના મનમાં બંડ ઊઠ્યું અને એના પ્રત્યે સહાનુભૂતિ પ્રગટી ઊઠી. પોતાના મનની બધી વાત ગોઠવીને બોલી ન શકવાથી તે માત્ર એટલું બોલી, " કેવાં લોક ! બોલવા દો ને ! એ શું કરી નાંખશે ? રડો નહિ કાકીમા, લક્ષ્મી, હું રોજ તમારી પાસે આવીશ. "

સર્વજયાએ સાંભળીને જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું, “ વહુમા કાંઈ બોલ્યાં કર્યાં, દુર્ગા ? નીરેનની વાત કાંઈ થઈ કે ?”

દુર્ગા લજ્જિત સૂરે બોલી, “ તું કાલ બાટે પૂછજે ને ? હું જાણતી નથી. ” અપુએ એક વાર પૂછ્યું, “ કાકીમા પાસે શું સાંભળ્યું ? માસ્તર સાહેબ હવે નહિ આવે ?”

દુર્ગા છણકો કરીને બોલી, “ તે હું શું જાણું ? જા ... !”

તડકો નમતાં છાયાભરેલા રસ્તે દુર્ગાના મનમાં કાંઈક જાણે થતું હતું, એના ભાઈ માટે. કેટલીયે વાર એને ભય લાગતો. બહુ વાર જો તે ઘર બહાર હોય ને એ ભાઈ ને ન દેખે તો પોતાના ભાઈ માટે ઢગલે ઢગલા કાલ્પનિક દુઃખની વાતો યાદ કરી નાખે ને મનમાં કંઈ કંઈ થઈ જાય.

તેનો આવો દૂધ જેવો ધોળો સોનાની પૂતળી જેવો ભાઈ મેલું અર્ધું ફાટેલું એક કપડું પહેરીને ઘરના બારણા સામે એકલો એકલો કોડીથી નવકૂકરી રમે છે ! તેની પાસે કંઈ કંઈ ખરીદવા પૈસા માગે, તે આપી શકે નહિ, મનમાં બહુ દુઃખ થઈ આવે.

*

કેટલાક દિવસ પછી, ભુવન મુખજ્જેને ઘેર રાણુદીદીના વિવાહ પુરા થઈ ગયા છે. પરંતુ હજુ પણ બધાં કુટુંબીઓ ગયાં. નથી, છોકરાંઓ પણ ખૂબ છે. એક નાની છોકરી સાથે દુર્ગાને સારો મેળ થયો છે. તેનું નામ ટુની. તેના બાપ પણ આવ્યા હતા. આજ બપોર પછી સ્ત્રી અને છોકરીને થોડા દિવસ માટે અહીં રાખીને પોતાની નોકરીના સ્થળે પાછા ગયા છે. એકાદ કલાક પછી નાની ઠાકુરણ એ ઓરડામાં કાંઈક કામ કરતી હતી ત્યાં ટુનીની માનો સાદ એને કાને ગયો. નાની ઠાકુરણ દીવાનખાનામાં આવીને બોલી, “ શું છે ? કેમ ?” ટુનીની મા ઉત્તેજિત અને વ્યસ્ત ભાવે બચ્ચાનાની ચાદરો ઝાપટે છે અને ઓશીકાં જુએ છે.

ખાટલો ઊંધો નાંખી એ બોલી, " અહીં થોડી વાર પહેલાં મારી સિંદૂરની સોનાની ડબ્બી આ બિછાના પાસે આ જગાએ જ રાખી હતી, છોકરો ઘોડિયામાં રડવા લાગ્યો એટલે ઓરડામાં ગઈ ત્યાંથી આવીને ઉપાડવાનું યાદ ન રહ્યું. એટલી વારમાં ક્યાં ગઈ ?"

નાની ઠાકુરણ બોલી, " ઓ મા, એ કોણ ? હાથમાંથી જ લઈ ગયું ?"

" ના દીદીમા, અહીં જ રાખી ગઈ હતી, બરોબર યાદ છે, બરોબર આ જ જગાએ. "

બધાં મળીને ચારે બાજુ શોધાશોધ કરવા લાગ્યાં – પણ ડબ્બી જડી નહિ. નાની ઠાકુરણે પૂછીને જાણી લીધું કે દીવાનખાનામાં પહેલાં આ ઘરનાં છોકરાંઓ હતાં. ત્યાર પછી નાસ્તાની બૂમ પડી એટલે છોકરાંઓ બધાં ય જમવા ગયાં ત્યારે બહારનાં માણસમાં દુર્ગા હતી – નાની ઠાકુરણની નાની છોકરી ટેંપી છાનીમાની બોલી, " અમે જ્યારે જમવા ગયાં ત્યારે મેં જોયું હતું કે દુર્ગાદીદી ખડકીને બારણેથી બહાર જતી હતી. એ પાછી ફરી આવી છે. "

નાની ઠાકુરણે છાનામાના કાંઈક વાતચીત કરી, પછી કડક અવાજે દુર્ગાને બોલાવી, " દાબડી દઈ દે દુર્ગા, ક્યાં રાખી છે, બોલ ? કહું છું કે બહાર કાઢ, હમણાં જ. "

દુર્ગાનું મોં ખસિયાણું પડી ગયું. નાની ઠાકુરણના વર્તાવથી તેની જીભ જાણે મોંમાં જડાઈ ગઈ. તે અસ્પષ્ટભાવે કાંઈક બોલી, પણ તે કોઈથી સારી રીતે સમજાયું નહિ.

દુનીની મા આટલી વાર કશું બોલી નહિ–એક ભદ્ર ઘરની છોકરીને સૌ ભેગાં થઈને ચોર કહીને પકડે એ જોતાં જ તે

આશ્ચર્યમાં પડી ગઈ હતી. વિશેષમાં દુર્ગાને તે કેટલાક દિવસથી અહીં જોતી. દેખાવમાં સુંદર ચહેરાને લીધે દુર્ગાને તે પસંદ કરતી. એ છોકરી ચોરી કરે એમ કેમ મનાય? તેણે કહ્યું, " નાનીમા, એ છોકરી ન લે, એ શું કામ લે?"

નાની ઠાકુરણ બોલી, " તમે ચૂપ રહો ને! તમે એમાં શું જાણો? લે કે ન લે એ હું સારી રીતે જાણું છું."

એક જણુ બોલ્યું, " લીધી હોય તો બહાર કાઢી દે, નહિ તો ક્યાં રાખી છે એ કહે તો કાંઈ કરશું નહિ. દઈ દે લક્ષ્મી દીકરી! શું કામ ફોગટ......"

દુર્ગા તો જાણે કેવી યે થઈ ગઈ છે, તેના પગ થરથર ધ્રૂજતા હતા. તે દીવાલને ટેકો દઈ ઊભી રહીને બોલી, " હું નથી જાણતી કાકીમા, હું તો–"

નાની ઠાકુરણ બોલી, " એમ શું તું કહીશ એ હું માની લઈશ? તેં જ લીધી છે, તારા ઢંગ જોઈને જ હું સમજી શકું છું. ક્યાં રાખી છે? દઈ દે, ઠીક કહું છું હોં! દઈ દે, કોઈ કાંઈ કહેશે નહિ, અમારી ચીજ મળે એટલે અમારે બસ."

કુટુંબીમાંથી કોઈ બોલ્યું, " ભદ્ર લોકની છોકરી ચોરી કરે એવું ક્યાં ય કદી સાંભળ્યું નથી, આ તો આ શેરીની જ છે ને? પછી શું?"

નાની ઠાકુરણ બોલી, " તમે સારી સારી વાતો કરો નહિ, તમે એક વાર મજા જોઈ લ્યો. તું અમારા ઘરની વસ્તુ ઉઠાવી ગઈ છો, અહીં શું જેનું તેનું ઘર ભાળ્યું છે? હવે આજ હું–"

પછી તે દુર્ગાનો હાથ પકડી ખચકાવીને તાણી તેને દીવાનખાનાની બરોબર વચ્ચે લાવીને બોલી, " દુર્ગા! એકદમ બોલી નાખ. ક્યાં રાખી છે? બોલે છે કે નહિ? ના! તું નથી

જાણતી ? તું છોકરી! તું કશું નથી જાણતી ? જલદી બોલ, નહિ તો દાંતની બત્રીસી અત્યારે જ સાત ભાંગીને ભૂકો કરી નાંખીશ, બોલ, જલદી બોલ, કહે કે હમણાં જ કહું છું."

દુનીની મા હાથ પકડવા આગળ આવતી હતી. એક કુટુંબની સ્ત્રી બોલી, "ઉતાવળાં ન થાવ, જોજો ને, એણે જ લીધી છે. –ચોરનું તો માર જ ઔષધ. દઈ દે એટલે હમણાં પતી જાય. શું કામ ફોગટ—?"

દુર્ગાના માથામાં કાંઈક થતું હતું–તે અસહાયભાવે ચારે તરફ જોઈને અતિ કષ્ટે સૂકી જીભથી માંડ માંડ બોલી, "હું એ જાણતી નથી કાકીમા, એ બધાં ચાલ્યાં ગયાં એટલે હું યે તે......" વાત કહેતી વખતે ભયથી વાંકી વળીને નાની ઠાકુરણ તરફ નજર રાખીને દુર્ગા દીવાલમાં ઘૂસવા લાગી.

પછી બધાંએ ગળી ફરી વાર એને સમજાવી, એની તો એ એક જ વાત હતી કે તે કશું જાણતી નહોતી.

કોઈ એક જણ બોલ્યું, "પાકી ચોર!"

ટેંપી બોલી, "વાડીમાં આંબા નીચે કેરી જ ક્યાં રહેવા દે છે, કાકીમા!"

પાછલી વાતથી નાની ઠાકુરણને કાંઈક વ્યથાનો આઘાત થયો. તે એકદમ તોપના ગોળાની જેમ રાડ પાડીને બોલી ઊઠી, "બદમાશ, લુચ્ચી, ચોર, તું દાબડી દઈશ નહિ, એમ? જોઉં છું તું દે છ કે નથી દેતી?" વાક્ય પૂરું કરતાં પહેલાં જ તે દુર્ગા પર ઝડપ મારી તેનું માથું પકડી જોરથી દીવાલ સાથે અફાળવા લાગી. "કહે, ક્યાં રાખી છે? કહી દે, જલદી બોલી નાંખ, બોલ..."

દુનીની મા એકદમ દોડી આવીને નાની ઠાકુરણનો હાથ

પકડીને બોલી, “ શું કરો છો ? શું કરો છો આ નાનીમા ? જવા દો મારી દાબડી. એમ મારો છો શા માટે ? છોડી દો, રહેવા દો, બહુ થયું, છોડી દો, છીઃ ! ” ટુની માર જોઈને કંપી ઊઠી. પેલી કુટુંબી સ્ત્રી બોલી, “ અરેરે ! લોહી નીકળે છે......”

દુર્ગાના નાકમાંથી લોહી પડતું હતું તે તરફ કોઈનું ધ્યાન ન ગયું. મોઢા આગળનું કપડું પણ થોડું લોહીવાળું થઈ ગયું.

ટુનીની માએ કહ્યું, “ જલદી થોડું પાણી લઈ આવ ટેંપી, ઓસરીની બાલદીમાં છે, જો. ”

બૂમાબૂમ ને હોહા સાંભળી પાસેના ઘરના લુહારની વહુ-દીકરીઓ શું બન્યું છે તે જોવા આવી. રાણુની મા આટલો વખત નહોતી – બપોરે જમી પરવારીને લુહારને ઘેર બેઠી ગપ્પાં મારતી હતી તે પણ આવી.

મારની ચોટથી દુર્ગાના માથામાં ઝમઝમ થતું હતું. તેણે અનાથભાવે ટોળામાં નજર નાંખીને કાંઈક જોયું.

પાણી આવતાં રાણુની માએ તેનાં આંખે-મોઢે પાણી છાંટીને તેને પકડીને બેસારી. તેના માથામાં કાંઈક થઈ જતું હતું. દુર્ગા અનાથભાવે બેસી ગઈ, રાણુની મા બોલી, “ આમ કેમ માર્યું, નાનીમા ! દૂબળી પાતળી છોકરાને – છીઃ ! ”

“ તમે હજુ એને ઓળખતાં નથી, ચોરને માટે માર સિવાય બીજું કશું ઔષધ નથી એ કહી દઉં, મારમાં હજુ થયું પણ શું છે ? નહિ મળે તો એને છોડીશ શું ? હરિરાય ભલે મને ફાંસીએ દે ત્યાર પછી. ”

રાણુની મા બોલી, “ થયું, હવે અહીં જ બસ રાખી જાઓ, ભારે ખરાબ કર્યું. ”

ટુનીની મા બોલી, “ ઓ મા, આવું થશે એમ જાણ્યું

હોત તો દાબડીની વાત જ ન કરત, મારે નથી જોતી મારી દાબડી, એને છોડી દો નાનીમા !"

પણ નાની ઠાકુરણ એમ સહજ છોડી દે એમ નહોતી. પરંતુ માણસો એની વિરુદ્ધ બોલવા લાગ્યાં એટલે એને ગુનેગારને છોડી દઈને જ અટકવું પડ્યું.

રાણુની માએ એને પકડીને પેલી બાજુના બારણા ખોલી ખડકીના વાડામાંથી બહાર મૂકી આવીને કહ્યું: "ખૂબ વાર ઘરથી બહાર રખડી, હવે જા, જા ઘરે જા. ટેંપી! ખડકીને બરાબર ઉઘાડી દે."

દુર્ગા અનાથભાવે ખડકીમાંથી બહાર નીકળી ગઈ– બધાં છોકરા-છોકરી અને જેઓ ત્યાં ઊભાં હતાં તે તેને જોવા લાગ્યાં.

એક જણ બોલ્યું, "તોપણ એ માની તો નહિ, જોયું ને આંખેથી એક ટીપું પણ પાણી ન પડ્યું !"

રાણુની મા બોલી, "આંસુ કેમ પડે ? બીકથી જ સુકાઈ ગયાં, આંખમાં કયાં પાણી છે ! આમ મરાતુ હશે ?"

## ૧૭

ગામમાં બારવારી ચડક પૂજાનો સમય આવ્યો. ગામના વૈદ્યનાથ મજુમદાર ફાળાનો ખરડો હાથમાં લઈ ઘેર ઘેર ફાળો વસૂલ કરવા નીકળ્યા. હરિહરે કહ્યું, " ના કાકા, મારો એક રૂપિયો લેવો તે અન્યાય છે. એક રૂપિયો દેવા જેવી શું મારી સ્થિતિ છે?" વૈદ્યનાથે કહ્યું, " હોય કે ન હોય, આ વખતે તો નીલમણિ હાજરાની મંડળી છે – આવી મંડળી તો આ જિલ્લામાં કોઈએ કદી જોઈ નથી. આ વખતે પાલપાડાની બજારમાં મહેશ સોનીનો છોકરો કીર્તનમંડળી કરશે તેની સાથે જ નાટક ભજવાવવું પડશે."

વૈદ્યનાથે એવો ભાવ દેખાડ્યો કે જાણે નિશ્ચિંદપુરવાસીઓનાં જીવન-મરણ આ હરીફ મંડળીઓના સાફલ્ય પર જ નિર્ભર હોય.

અપુ એક લાકડી તાણતો તાણતો ઘરમાં આવ્યો, " પાકી સોટી બાબા, તમારી કલમ બહુ સરસ થશે. તળાવને કાંઠે વાંસ નીચે પડી હતી તે લઈ આવ્યો." પછી તેણે હસતા મોંએ એને થોડી ઊંચી કરી દેખાડી ને બોલ્યો. " થશે ને તમારી કલમ બાબા? કેવી પાકી છે, નહિ?"

મેળાને હવે બહુ વાર ન હતી. ઘેર ઘેર સંન્યાસીનાં ટોળાં નાચતાં નાચતાં ફરે છે. દુર્ગા અને અપુ ભૂખ અને ઊંઘનો ત્યાગ કરીને સંન્યાસીનાં ટોળાંની પાછળ પાછળ શેરીએ શેરીએ રખડતાં ફરે છે. જુદા જુદા ગૃહસ્થો ઘેરથી જૂનાં વસ્ત્રો આપે, ચોખા ને પૈસા આપે, કોઈ ઘડા પણ દે. પણ આ કુટુંબ થોડા ચોખા સિવાય કશું જ દઈ શકે નહિ, એટલે એમને ઘેર આ મંડળી કોઈ વાર આવે નહિ! દસ બાર દિવસ સંન્યાસીઓ નાચ્યા પછી મેળાની આગલી રાતની નીલપૂજા આવી.

દર વખતે નીલપૂજાને દિવસે સાંજે એક નાના ખજૂરના ઝાડને સંન્યાસીઓ ખીલો મારતા. દુર્ગા ખબર લાવી કે આ વખતે ગયા વરસના ઝાડને ખીલા ઠોકવાના નથી. નદીકાંઠે બીજું એક ઝાડ સંન્યાસીઓએ પહેલેથી જ નક્કી કર્યું છે. શેરીનાં છોકરાંઓની ટોળી કરી દુર્ગા અને અપુ ત્યાં જઈને સૌની સાથે મળ્યાં. ત્યાર પછી ખીલો મારવાનું નૃત્ય થઈ ગયા પછી સૌ મેળામાં એક વાર ફરવા જાય. ખજૂરીની ડાળીઓથી નીલપૂજાનો મંડપ બનાવ્યો છે, મેળા માટે વગડાના જાળાંઝાંખરાં કાપીને જમીન ચોખ્ખી કરી છે, ત્યાં ભુવન મુખર્જીના ઘરની દીકરીઓ મળી. રાણી, પૂંટી, ટુની—એમને ઘેર કડકાઈ બહુ છે. દુર્ગાની જેમ જ્યાં ત્યાં રખડચા કરવાની એમને છૂટ નથી. ઘણી મુશ્કેલીથી પૂછી કરીને મેળા સુધી આવ્યાં છે.

ટુનીએ કહ્યું, "આજ રાત્રે સંન્યાસીઓ સ્મશાન જાગવા જશે." રાણી બોલી, " અહા...બીજી ખબર છે ? એક જણ મડદું થશે. એને બાંધીને સ્મશાનના એ...પણે છાતીમતલામાં લઈ જશે, મડદાને ફરી જીવતું કરશે, ત્યાર પછી મડદાનું મસ્તક લઈ આવશે. ગીત બોલતા બોલતા આવશે, એમની પાસે મંતર હોય છે."

દુર્ગાએ કહ્યું, "હું એમનું ગીત જાણું છું, બોલી સંભળાવું ?

સ્વર્ગો થેકે એલો રથ નામ્લો ખેતુતલે
ચબ્બીશ કુટી બાણુવર્ષા શિબેર સંગે ચલે–
સત્યજુગેર મડા આર આબોલ જુગેરે માટી,
શિવ શિવ બલ રે ભાઈ ઢાકે દાઓ કાઠી.

પછી હસીને કહ્યું, "ગાયના છાણની પૂતળી કેવી સરસ થઈ છે, નીલુદા ? દાસુ કુંભારને ઘેર જોઈને આવી, તેં જોઈ નથી રાણુ ?"

પુંટીએ કહ્યું, "સાચેસાચ મડદાનું ડોકું રાણુદી ?"

"નહિ તો શું ? મોડી રાતે જો આવીશ તો જોઈ શકીશ. ચાલો ભાઈ, આપણે ઘેર જઈએ. આજ રાત સારી નથી. ચાલ અપુ, દુર્ગાદીદી ચાલ."

અપુએ પૂછ્યું, "કેમ સારી નથી રાણુદી ? આજ રાતે શું થશે ?"

રાણુએ કહ્યું, "એ બધી વાત કહેવા જેવી નથી. તું ઘેર ચાલ." અપુ ગયો નહિ, પરંતુ દુર્ગા તો પેલા ટોળા સાથે ચાલી ગઈ.

ત્યારપછી એકાએક વાદળ ચડયાં. સાંજનું અંધારું વાદળાંથી ગાઢ થયું. અપુ ઘેર પાછો ફરે છે. રસ્તે કોઈ માણસ નથી. સાંજે સ્મશાન અને મડદાના મસ્તકની વાત સાંભળીને એને ડર લાગે. વાંસવનના વાંક પાસે આવતાં તેને થયું કે શાનીક ઉગ્ર વાસ બહાર આવે છે. તે ઉતાવળે પગે ચાલવા લાગ્યો. જરા આગળ ગયો ત્યાં તો નેડાની મોટી મા મળ્યાં. એ નીલપૂજાનું નૈવેદ્ય હાથમાં લઈ મેળામાં પૂજા કરવા જતાં હતાં. અપુ અંધકારમાં પહેલાં તો ઓળખી શકયો નહિ, પછી ઓળખીને બોલ્યો, "શેની ગંધ આવે છે, ઠાકુરમા ?"

ડોશી બોલી, "આજ પેલાં બધાં ફરે છે ને, એની ગંધ આવે છે, બીજું શું ?"

અપુએ પૂછ્યું, "પેલાં કોણ, ઠાકુરમા ?"

"બીજાં કોણ વળી ! શિવના પોઠિયા. સાંજ વખતે એમનું નામ ન લેવાય. રામ રામ."

અપુના શરીરે જાણે કાંટા ભોંકાઈ ગયા. ચારે બાજુ અંધકાર-ભરી સાંજ, આકાશમાં કાળાં ભમ્મર વાદળાં. વાંસવનમાં સ્મશાનની વાસ, શિવનાં અનુચરો, ભૂત પ્રેત—નાના બાળકનું મન વિસ્મય, ભય, રહસ્ય, અને અજાણી લાગણીઓથી ભરાઈ ગયું. તે પીડા-ભરેલા સ્વરે બોલ્યો, "હું ઘેર કેમ કરીને જઈશ, ઠાકુરમા ?"

ડોશી બોલી ઊઠી, "તો આટલી રાતે થાય પણ શું આજ ને દિવસે બાપુ ? ચાલ મારી સાથે. નીલપૂજાનો થાળ આપી આવ્યા પછી તને મૂકી જઈશ, ભગવાન સારું જ કરે..."

બારવારીતલાનું ઘાસ વેડીને મોટા વાંસનો મંચ બાંધી સમિયાનો તૈયાર કર્યો છે. નાટકમંડળી આવે આવે કરતાં હજુ પણ આવી નથી. સાંજ નમી જતાં માણસો કહે, "હવે કાલ સવારની ગાડીમાં આવશે." સવાર વીતી જાય ત્યારે સાંજની આશા રહે. અપુની ભૂખ-તરસ જિજ્ઞાસામાં સુકાઈ ગઈ છે. રાત્રે ઊંઘ આવતી નથી. બંધ તૂટી ગયેલ પ્રલયના પ્રવાહની જેમ કુતૂહલ અને આનંદનો કેવો ભારે પ્રબળ ને અદમ્ય ઉછાળો આવે છે ! બિછાનામાં આ બાજુ ને તે બાજુ પડખાં ફર્યા કરે, નાટક થશે ! નાટક થશે ! નાટક થશે !

દુર્ગાને માનો હુકમ છે કે આવડી મોટી છોકરીએ શેરી છોડીને ક્યાંય જવું નહિ, એટલે તે છાનીમાની જોઈ આવીને રાજલક્ષ્મી પાસે તૈયાર કરેલો રંગમંચ અને વાંસ ઉપર ફરકતા લાલ લીલા કાગળના શણગારની વાત કરતી. અપુને થતું કે જો શિવના એટલા

પાસે જઈને તે દિવસમાં બે વાર કોડીએ રમતો તે તુચ્છ અને અતિ પરિચિત સામાન્ય સ્થાન પર આજ કે કાલ નીલમણિ હાજરાની મંડળીના નાટક જેવી એક અદ્ભુત અને સરસ ઘટના બનશે એ શું સંભવિત છે? વાત જાણે મનાતી જ નહોતી.

એકાએક ખબર મળ્યા કે આજે સાંજે જ મંડળી આવશે. લોહીની એક છાલક જાણે છાતીમાં નાચી, ઊછળીને મગજમાં પહોંચી!

કુંભારની શેરીના વાંકમાં બપોરથી બધાં છોકરાં સાથે ઊભાં રહ્યાં પછી દૂરથી એક બળદગાડી તેની નજરે પડી. સામાનભરેલી ગાડી એક, બે, ત્રણ, ચાર, પાંચ! પટુ એક એકને આંગળીથી ગણીને આનંદભર્યા સૂરે બોલ્યો, "અપુદા, આપણે એમની પાછળ પાછળ જઈને એમને રહેવાની જગાએ જોઈ આવીએ, જાશું?" સામાનની ગાડીઓ પાછળ મંડળીના માણસો જાય છે. બધાને માથે બાબરી છે. હાથમાં કેટલાએ જોડા લીધા છે. પટુએ એક દાઢીવાળાને બતાવીને કહ્યું, "લાગે છે કે આ રાજા થતો હશે, નહિ અપુદા?"

આકાશનો રંગ સાવ બદલાઈ ગયો. અપુ ખૂબ ઉત્સાહમાં ઘેર આવીને જુએ તો એના બાબા ઉંબરમાં બેસીને કાંઈક લખે છે ને ગણુ ગણુ કરીને ગાય છે. એ સમજ્યો કે બાપાને પણ નાટકમંડળી આવ્યાના સમાચાર મળ્યા છે એટલે આટલા આનંદમાં છે. ઉત્સાહથી હાથ હલાવીને બોલ્યો, "સામાન પાંચ ગાડી ભરીને બાપુ! કેવી મંડળી!"

હરિહર યજમાનનું ઘર લિલામ કરવાનું કરારનામું લખતો હતો. મોં ઊંચું કરી વિસ્મયભર્યા અવાજે બોલ્યો, "શેનો સામાન, બેટા?" અપુ આશ્ચર્યમાં પડી ગયો. આવડો મોટો બનાવ બાબા જાણતા નથી? બાબા એને સાવ દયા ખાવા જેવા લાગ્યા.

સવારે ઊઠીને અપુને વાંચવાનું હતું. થોડી વાર પછી તે રોતાં રોતાં બોલ્યો, "હું બારવારી નીચે જઈશ, બાબા ! બધાં જાય ને હું અહીં બેઠો બેઠો વાચું ? હમણાં જ જો નાટક શરૂ થશે તો ?"

એના બાબાએ કહ્યું, "વાંચો વાંચો, હમણાં બેસીને વાંચો. નાટક શરૂ થશે ત્યારે ઢોલ વાગ્યાનો અવાજ તો સંભળાશે ને ?"

મોટી ઉમરનો છોકરો હતો. પોતે બધો વખત પરદેશ રહેતો. થોડા દિવસ માટે ઘેર આવે એટલે છોકરાને નજરથી અળગો કરવા મન માનતું નહિ. અભિમાન અને ગુસ્સાથી અપુની આંખમાં પાણી આવ્યાં. તેણે ભારે કંઠથી ફરી આજીજી શરૂ કરી, "મહિનાના જેટલા દિવસ તે બધા ય દિવસ વાંચવું ?"

"પરંતુ સવારે નાટક થાય નહિ, ખબર મળી છે કે બપોરે થશે." બપોરે અપુએ મા પાસે જઈને રોતાં રોતાં બાબાના જુલમની વાત સવિસ્તર કહી; સર્વજયા આવીને કહે, "છોકરાને રજા આપો ! વરસનો વચલો દિવસ; તમારે ન મહિનો ઘેર રહેવું, ન વરસ રહેવું, અને એ એક દિવસ વધુ ભણવામાં મોટો વિદ્વાન થઈ જવાનો !"

અપુને રજા મળે છે. આખો બપોર તે બારવારી નીચે ગાળે છે. સાંજે નાટક શરૂ થતાં પહેલાં ઘેર ખાવા આવે છે. બાપા ઓસરીમાં બેસીને કરારનો કાગળ હજી લખે છે. સામાન્ય દિવસોમાં આ વખતે એને એના બાપા પાસે બેસીને ચોપડી વાંચવાની હોય. રખે છોકરો રિસાય જાય એ બીકે એના બાપા એને ખુશી રાખવા માટે જુદી જુદી જાતની મશ્કરી કરે, કહે, "અપુ, એકદમ પાટી પર લખી લાવ જોઉં એો...ભૂત બાપ રે !" અપુ આવી બધી અદ્ભુત રીતની વાત સાંભળીને હસી હસીને

ઢગલો થઈ જાય, એકદમ લખી લાવીને દેખાડે ને કહે, "બાપા, આ પૂરું થયે હું ચાલ્યો જઈશ." એના બાપા કહે, "જજે પછી તું તારે જજે. હમણાં તો જલદી લખી લાવ." વળી એકાદ સરસ વાત કહે. અપુ ફરી હસી ઊઠે.

પરંતુ આજ અપુને થયું કે બહારથી કોઈક એક પ્રચંડ શક્તિ આવીને તેને તેના બાપા પાસેથી સેરવીને લઈ જાય છે. બાપા એકાંત છાયાવાળી સાંજે, વાંસવનથી ઘેરાયેલ મકાનમાં બેસીને લખે છે, પરંતુ એની શક્તિ નથી કે આજ એને બેસારી રાખે. અત્યારે જો કહે કે, "અપુ, આવ, વાંચવા બેસ." તો ચારે બાજુથી જાણે કોઈક ભયાનક વિરોધોનું તુમુલ ઊઠશે, બધી તરફથી જાણે અવાજ ઊઠશે, "ના, ના, એ બની શકશે નહિ, એ નહિ થાય, અત્યારે નાટક થાય છે." કોઈક ઉલ્લાસની પ્રબળ શક્તિએ એના બાપાને જાણે તદ્દન અશક્ત, અસહાય, શાંત ને દુર્બળ કરી દીધા છે. એમનામાં તાકાત નથી કે અપુને તે વાંચવાનું કહી પણ શકે. બાપા પ્રત્યે અપુના મનનાં કાંઈક થઈ જતું.

દુર્ગાએ કહ્યું, "અપુ, તું માને કહે ને કે હું પણ જોવા આવું." અપુએ પૂછ્યું, "મા, દીદી કેમ મારી સાથે નથી આવતી? પલાંઠી વાળીને ગોંધાઈને અહીં જ બેસી રહેશે?" મા કહે, "હમણાં રહે, હું પેલા ઘરની સ્ત્રીઓ જશે ત્યારે એમની સાથે જઈશ. મારી સાથે એ આવશે."

બારવારી નીચે જવાને વખતે દુર્ગાએ પાછળથી તેને બોલાવ્યો, "જો અપુ!" પછી તે પાસે આવીને હસતાં હસતાં બોલી, "હાથ લાવ જોઉં!" અપુએ હાથ ધર્યો કે દુર્ગાએ તેના હાથમાં બે પૈસા મૂકી એના હાથને પોતાના બે હાથ વચ્ચે લઈ મૂઠી વળાવીને કહ્યું, "બે પૈસાના મમરા લઈને ખાજે, અથવા જો શેરડી વેચાતી હોય તો એ લઈને ખાજે."

આજથી સાતેક દિવસ પહેલાં એક દિવસ અપુએ છાનામાના આવીને દીદીને પૂછ્યું હતું, "તારી ઢીંગલીની પેટીમાં પૈસા છે ? એક દઈશ ?" દુર્ગાએ કહ્યું હતું, 'પૈસાનું શું કરવું છે તારે ?' અપુએ દીદીના મોં તરફ જોઈ થોડું હસીને કહ્યું, "શેરડી ખાઈશ." વાત પૂરી કરીને તે ફરીથી લજ્જિત હાસ્ય હસ્યો ને વર્ણન કરતો હોય એમ બોલ્યો, "બોઠીમની વાડીમાં એમણે માંચડો બાંધ્યો છે દીદી, ખૂબ શેરડી પડી છે. બે ઝૂડી...એક પૈસાની છ, આ ..ન આવડી મોટી મોટી, લાલ સિંદૂર જેવી. સતુએ ખરીદી, સાધને લીધી." પછી થોડું અટકીને પૂછ્યું, "છે દીદી ?" દુર્ગાની ઢીંગલીની પેટીમાં એ દિવસે કશું હતું નહિ. તે કશું દઈ શકી નહિ. અપુને નિરાશ મોંએ ચાલી જતો જોઈ તે દિવસે તેને ખૂબ દુઃખ થયું હતું. એટલે કાલ સાંજે બાપા પાસેથી બે પૈસા મેળો જોવાનું નામ લઈને માગી લીધા. સોના જેવા ભાઈની માગણી ન સ્વીકારી શકવાને લીધે દુર્ગાના મનમાં કંઈ કંઈ થઈ જતું હતું.

અપુ ચાલ્યો ગયો ત્યારે એની માએ ઘાટેથી આવીને કહ્યું, "દુર્ગા, એક કામ કર તો ! રાણુના બાગમાંથી બે અજમાનાં પાન તોડી લઈ આવ તો, અપુને શરીરે અસુખ છે, જરા ઓસામણ કરી દઉં."

માની વાતથી તે એક દોટે રાણુના બાગમાં ગઈ. બાગમાં માણસ જેટલા ઊંચા ઘટાદાર બિહામણા જંગલમાંથી અજમો શોધતાં શોધતાં મનના સુખથી માથું હલાવી, ફઈબાને મોંએ નાનપણમાં શીખેલ એક ગીત ગાવા લાગી–

ભૂખરા વનની માંહ્ય—
નથ ખોવાતાં ખોયું મનનું સુખ–

૧૮

નાટક શરૂ થયું. જાણે જગત નથી, કશું નથી, માત્ર અપુ છે, અને અપુની સામે નીલમણિ હાજરાની નાટકમંડળી છે. સંધ્યા પહેલાં વાયોલીનવાળો યમનના સૂરે શરૂ કરે છે. ગામડાનાં છોકરાંઓએ કદી એવી સુંદર ચીજ સાંભળી નથી. ઉદાસ કરુણ સ્વરોથી મનમાં કાંઈનું કાંઈ થઈ જાય છે. અપુને થતું હતું કે બાબા હજુ પણ ઘેર બેઠા બેઠા એ જ પેલું લખે છે? દીદીને આવવાનું મન હતું પણ આવી શકી નહિ. પહેલાં જ્યારે જરીનો પોશાક પહેરી કલગી ચડાવીને સાંકળવાળી હાંડીઓના પ્રકાશથી ભરેલ સ્ટેજ પર રાજાના મંત્રીનું દળ પ્રવેશ કરે છે ત્યારે અપુને થાય છે કે આ બધું તેના બાપાએ જોયું નહિ હોય. બધાં ય તો મંડપમાં આવ્યાં છે; ગામનું, શેરીનું કોઈ પણ માણસ બાકી નથી, બાબા ક્યાં? નાટક ઝડપથી આગળ વધતું હતું. પેલી વખતે પેલા બાળકની કીર્તનમંડળીને સાંભળી હતી, એ ક્યાં ને આ ક્યાં! કેટલો બધો સાજ! કેટલા બધા ચહેરા!

એકાએક પાછળથી કોઈક બોલ્યું, “અપુ, બરાબર દેખાય છે ને?” બાબા ક્યારે આવીને મંડપમાં બેસી ગયા તે અપુને

ખબર પડી નહિ. બાબા તરફ ફરીને પૂછ્યું, " બાબા, દીદી ? સ્ત્રીઓની બાજુ બેઠી છે ?"

મંત્રીના ગુપ્ત ષડયંત્રથી રાજા પદચ્યુત થઈ સ્ત્રીપુત્રને લઈ વનમાં જાય છે ત્યારે એ પ્રસંગ સાથે કરુણ સ્વરે વાયોલીન મેળવે છે. ત્યાર પછી રાજા કરુણરસ ઝાઝી વાર જમાવી રાખવા માટે સ્ત્રીપુત્રના હાથ હાથમાં પકડી એક એક પગલું આગળ ભરે, ઊભા રહે, વળી એક પગલું આગળ વધે. સાચા જગતમાં કોઈ વનવાસ જતો રાજા તદ્દન પાગલ ન થઈ ગયો હોય તો લોકો સામે આવું કરે નહિ. વિશ્વાસુ રાજસેનાપતિ ગુસ્સાથી અતિશય કંપતો હતો. અપુ અનિમેષ નજરે જોઈને બેસી રહ્યો છે, આવું તો એણે કદી જોયું નથી.

ત્યારપછી રાજા ક્યાંક ચાલ્યો જાય છે, રાણી ક્યાંક ચાલી જાય છે. ઘન નિબિડ વનમાં માત્ર રાજપુત્ર અજય અને રાજકુમારી ઇંદુલેખા—એ ભાઈબેન ભટકે છે. કોઈ નથી કે જે એમના મોં તરફ જુએ, કોઈ નથી કે જે એમને નિર્જન વનમાં માર્ગ બતાવતું ચાલે. એક દિવસ નાના ભાઈ માટે ફળ લેવા થોડે દૂર જતાં ઇંદુલેખા પાછી ફરી નહિ. અજય વનમાં બેનને શોધતો ફરે છે. ત્યાર પછી નદીકાંઠે અચાનક ઇંદુલેખાનો મૃતદેહ મળે છે, ભૂખના દુઃખથી વિષફળ ખાવાથી તે મરી ગઈ છે. અજયનું કરુણ ગાન "ક્યાં છોડીને ગઈ એ વનજંગલમાં પ્રાણપ્રિય પ્રાણસાથી રે" સાંભળી અપુ કેટલીય વાર મુગ્ધ નજરે જોઈ રહ્યો. અને ન રહી શકવાથી ધ્રુસકે ધ્રુસકે રડી પડયો.

કલિંગરાજ સાથે વિચિત્રકેતુના યુદ્ધમાં તલવારનો ખેલ કેવો ? અદ્ભુત યુદ્ધકૌશલ, બધું બચાવી લીધું, ખરો વિચિત્રકેતુ !

વચ્ચે ઘણી વાર સુધી લાંબું દ્વંદ્વગાન અને વાયોલીનના તાર

મેળવવા વખતે અપુને એના બાબાએ બૂમ પાડી બોલાવ્યો, 'ઊંઘ આવે છે? ઘેર જવું છે બેટા?" ઊંઘ? થઈ રહે ને? ઊંઘ હોય? ના, તેને ઘેર જવું નથી. બહાર બોલાવીને એના બાપાએ કહ્યું, "આ બે પૈસા રાખ, કાંઈ લઈને ખાજે, હું ઘેર જાઉં છું." અપુને ઇચ્છા હતી કે તે એક પૈસાનું પાન લઈને ખાય. પાનની દુકાન પાસે ખૂબ ભીડ જોઈ આગળ જઈને જોયું તો આશ્ચર્ય! સેનાપતિ વિચિત્રકેતુ હથિયારબંધ સ્થિતિમાં સિગારેટ લઈને ઊભો છે. તેને ઘેરીને મેદની ઊભી હતી. આશ્ચર્ય ઉપર આશ્ચર્ય! રાજકુમાર અજય ક્યાંકથી આવીને વિચિત્રકેતુને ખભે હાથ મૂકીને બોલ્યો, "એક પૈસાનું પાન ખવરાવો ને કિશોરીદા? રાજપુત્ર તરફ સેનાપતિનો પ્રેમ દેખાયો નહિ, હાથ ઝાટકીને બોલ્યો, "જા, એવો ફોગટનો પૈસો નથી. તે દિવસે તમે બે જણા સાબુ લગાડતા હતા ત્યારે મને શું કહેલું?"

રાજપુત્રે ફરીથી કહ્યું, "ખવડાવો ને કિશોરીદા? હું શું તમને કદી કાંઈ દેતો નથી?" વિચિત્રકેતુ હાથ તરછોડી ચાલ્યો ગયો.

અજય અપુની ઉમરનો હશે, રૂપાળો, દેખાવે સુંદર, કંઠ તો બહુ જ સારો. અપુ મુગ્ધ થઈને તેની તરફ જોઈ રહ્યો. વાત કરવાની બહુ ઇચ્છા થઈ. એકાએક તે કશાક આકર્ષણથી હિંમત કરીને આગળ જ ગયો, જરા સંકોચથી બોલ્યો, "પાન ખાવું છે?" અજયે જરા આશ્ચર્યથી કહ્યું, "તું ખવડાવીશ? લઈ આવ!" બંને વચ્ચે ભાવ થયો. 'ભાવ' શબ્દ બોલવામાં ભૂલ છે. અપુ મુગ્ધતાથી ખેંચાઈ ગયો—જાણે આને જ તે મનમાં મનમાં આટલા વખતથી ઇચ્છતો હતો—આ જ રાજપુત્ર અજયને. માએ કહેલ પરીની સો સો વાર્તામાં, શૈશવની સો સો સ્વપ્નમયી મુગ્ધ કલ્પનાના ઊંડાણમાં તેનો પ્રાણ આ જ માગતો હતો : આ જ આંખ, આ જ મુખ, આ જ કંઠનો શબ્દ—બરોબર એ માગતો હતો એ જ! અજયે પૂછ્યું, "તમારું

ઘર ક્યાં છે ભાઈ ! મને એક જણને ઘેર ખાવા દે છે, પણ બહુ મોડા ખાવા દે છે. તમારે ઘેર કોઈ ખાવા આવે છે ?"

આનંદથી અપુના મનમાં જાણે કાંઈક થઈ ગયું. તેણે કહ્યું, "ભાઈ, અમારે ઘેર એક માણસ ખાવા આવે છે. આજ મેં જોયું કે તે ઢોલક વગાડે છે. કાલથી તમે જમવા આવો, હું આવીને બોલાવી જઈશ. ઢોલકવાળો તમે પહેલાં જે ઘેર ખાતા ત્યાં ખાશે."

થોડી વાર બંને અહીં તહીં ફર્યા પછી અજયે કહ્યું, "હું જાઉં છું ભાઈ, છેલ્લા પ્રવેશમાં મારું ગીત છે; મારો પાઠ તને કેવો લાગ્યો ?"

પાછલી રાત્રે નાટક પૂરું થયે અપુ ઘેર આવ્યો. રસ્તે આવતાં આવતાં એને લાગ્યું કે નાટકની જ બધે વાત થાય છે. ઘેર દુર્ગાએ કહ્યું. "ઓ અપુ ! કેમ, નાટક જોયું–સાંભળ્યું ?" અપુને થયું કે ગંભીર જનશૂન્ય વનમાં રાજકુમારી ઈંદુલેખા કાંઈક બોલી ઊઠી. કશાક ઊંડાણમાં તે ડૂબી ગયો હતો–ખૂબ આનંદપૂર્વક બોલ્યો, "જેણે અજયનો પાઠ કર્યો હતો તે કાલથી આપણે ઘેર ખાવા આવશે."

એની માએ પૂછ્યું, "બે જણા ખાશે ? બે જણનું ખાવાનું કરવું મુશ્કેલ છે." અપુએ કહ્યું, "એમ નહિ, એક જણ તો ચાલ્યો જશે. માત્ર અજય જ ખાશે."

દુર્ગાએ કહ્યું, "નાટક કેવું અપુ ? આવું કદી જોયું હતું ? પેલી રાજકન્યા મરી ગઈ ત્યારે એણે કેવું ગીત ગાયું હતું !" અપુને તો રાત્રે ભરઊંઘમાં પણ ચારે બાજુ વાયોલીનનું સંગીત સંભળાતું હતું. સવાર પડયે થોડી વાર પછી તેની ઊંઘ ઊડી. પાછલી રાત્રે ઊંઘ્યો, પણ ઊંઘની તૃપ્તિ થઈ નહિ. સૂર્યનાં તીક્ષ્ણ કિરણોએ એની આંખમાં જાણે સોય વીંધી. આંખમાં પાણી આવ્યાં ને તે બળવા લાગી. પરંતુ એના કાનમાં માત્ર વાયોલીન, ઢોલ, મંજીરાં જ એકતાનમાં વાગતાં હતાં, ત્યારે પણ જાણે એ નાટકના મંડપમાં બેઠો હતો !

ઘાટના રસ્તે જતી જતી શેરીની છોકરીઓ વાતો કરતી જાય છે; અપુને થયું કે કોઈક ધીરાવતી, કોઈક કલિંગદેશની મહારાણી, કોઈક રાજપુત્ર અજયની મા વસુમતી હતી, પણ દીદીની તો દરેક વાત, હાથપગ હલાવવાની રીત, બધું રાજકન્યા ઈંદુલેખાને જ જાણે મળતું! કાલે જે ઈંદુલેખા બનેલી તે કાંઈ કમ નહોતી, પરંતુ એના મનમાં મનમાં રાજકન્યા ઈંદુલેખાની જે પ્રતિમા ઘડાઈ હતી તે એની દીદીને લીધે જ. આવો જ શરીરનો રંગ, આવી જ મોટી મોટી આંખો, આવું જ સુંદર મોં, આવા જ સુંદર વાળ!

ઈંદુલેખા એનાં સકળ કરુણા, સ્નેહ અને માધુર્ય સાથે કોઈક એ સમયના દેશના ભૂતપૂર્વ જીવનને પારથી એની દીદી બનીને જાણે ફરી વાર આવી છે. કાલે તેથી જ ઈંદુલેખાના હાવભાવમાં, પગલાંમાં દીદી જ જાણે ફૂટી ફૂટીને બહાર નીકળતી હતી. જ્યારે ગાઢ જંગલમાં તેણે સસ્નેહે નાના ભાઈને જાળવી રાખ્યો હતો; એને ખવડાવવા માટે ફળ વીણવા માટે જતાં નિર્જન વનમાં ભૂલી પડી ગઈ. એ જ એક દિવસની ઇન્દ્રવર્ણા ફળની વાત અપુને ધીમે ધીમે યાદ આવી ગઈ.

બપોર વખતે જમવા માટે અપુ જઈને અજયને બોલાવી લાવ્યો. એની મા બંનેને એક જગાએ જમવાનું આપી અજયની વાત પૂછવા બેઠી. તે બ્રાહ્મણનો છોકરો હતો. એનું કોઈ હતું નહિ. એક માસીએ એને મોટો કર્યો હતો, તે પણ મરી ગઈ છે. આ જ એકાદ વરસથી નાટકમંડળીમાં કામ કરે છે. સર્વજયાને છોકરા પર ખૂબ હેત આવ્યું. વારંવાર પૂછીને તેને ખવડાવ્યું—ખાવાની ચીજો બહુ નહોતી તોપણ છોકરાએ ખૂબ આનંદથી ખાધું. ત્યારપછી દુર્ગાએ માને છાનામાના કહ્યું, "મા, એને કાલનું પેલું ગીત ગાવાનું કહે ને! પેલું "કોથા છેડે ગેલી એ વન-કાંતારે પ્રાણપ્રિય પ્રાણ-સાથીરે"—ક્યાં છોડીને ગઈ...

અજયે ગળું ખંખારી ગીત ગાયું. અપુ મુગ્ધ થઈ ગયો. સર્વજયાની આંખની પાંપણ ભિંજાવા આવી, અરેરે, આવા છોકરાને મા નથી ! ત્યાર પછી એણે બીજું પણ ગીત ગાયું. સર્વજયાએ કહ્યું, "બપોરે મમરા તળીશ ત્યારે આવીને જરૂર મમરા ખાઈ જજે, શરમાઈશ નહિ હો ! જ્યારે મરજી થાય ત્યારે આવજે. તારા પોતાના ઘરની જેમ જ, સમજ્યો ?"

અપુ એને સાથે લઈને નદીકાંઠા તરફ ફરવા ગયો. ત્યાં અજયે કહ્યું, "ભાઈ, તારો કંઠ તો ભારે મીઠો છે. કંઈક ગા ને !" અપુને ખૂબ ઇચ્છા હતી કે આની પાસે ગીત ગાઈને પોતે હોશિયારી મેળવે, પરંતુ એને બહુ ડર લાગતો—આ નાટકમંડળીનો એક છોકરો, એની પાસે ગીત ગાવું ? નદીકાંઠે શીમળાના મોટા ઝાડ નીચે અવરજવરના રસ્તેથી થોડે દૂર વાંસની ઝાડીની ઓથે બંને બેઠા. અપુએ ખૂબ મુશ્કેલીથી શરમ દૂર કરી એક ગીત શરૂ કર્યું. "શ્રી ચરણે ભાર એકબાર ગા તોલ હે અનંત" દાશુરાયનું પાંચાલીનું ગીત બાપાને મોંએ સાંભળીને એણે લખી લીધું હતું. અજય આશ્ચર્યથી બોલ્યો, "ખૂબ સુંદર કંઠ ! તો તું ગીત કેમ ગાતો નથી ? એક બીજું ગા." અપુએ ઉત્સાહિત થઈને બીજું એક ગાયું. "ખેયાર આશે બસે રે મન ડૂબલે બેલા ખેયાર ધારે" એની દીદી ક્યાંકથી શીખી આવીને ગાતી હતી. રાગ બહુ સારો લાગવાથી અપુ એની પાસેથી શીખેલો, ઘેર કોઈ ન હોય ત્યારે વચ્ચે વચ્ચે તે બંને ગીત એ ગાતો.

ગીત પૂરું થયે અજય પ્રશંસાથી ઊભરાઈ ગયો. કહ્યું, "આવું ગળું છે એટલે કોઈ પણ મંડળીમાં જા તો પંદર રૂપિયા મહિને સહેલાઈથી આપે એ ચોક્કસ. આથી વિશેષ જો શીખ તો તો...?"

ઘેર કોઈ ન હોય ત્યારે દીદીની પાસે ગાઈને અપુએ કેટલા ય દિવસ પૂછેલું: "હેં દીદી ! મારું ગળું સારું છે ? ગાઈ શકાય ?"

દીદી તેને બરાબર વિશ્વાસ દેતી આવી હતી, પરંતુ દીદીનો આપેલો વિશ્વાસ ગમે એટલો આશાસ્પદ હોય પરંતુ આજે એક સંગીતદક્ષ જાણીતી નાટકમંડળીના ચંદ્રક પામેલા પ્રખ્યાત ગાયકને મોઢે આ પ્રશંસાની વાત સાંભળીને અપુ આનંદથી તરબોળ બન્યો. શું કહીને ઉત્તર આપે તે એ નક્કી કરી શક્યો નહિ.

અજય બોલ્યો, "તારું આ ગીત મને શીખવ ને!" ત્યાર પછી બંનેએ કંઠ મેળવીને ગીત ગાયું.

ઘણો વખત વીતી ગયો. નદીમાં છપછપ કરીને નૌકા વહે છે. નદીની કાંઠાની બાજુએ કોઈ એક માણસ કાંઈક શોધતો ફરે છે. અજયે કહ્યું, "શું શોધો છો ભાઈ?" અપુએ કહ્યું, "એ માછલી શોધે છે. જગ્યા શોધીને માછલાં પકડશે." ત્યાર પછી બોલ્યો, "તું અમારે ત્યાં જ કેમ ન રહે? ક્યાંય જા નહિ; રહીશ?"

આવી આંખો, ગળાનો આવો મીઠો અવાજ, તે ઉપરાંત અપુને મન એ જ રાજપુત્ર અજય! કોઈ જંગલમાં ફરતાં ફરતાં અસહાય પાયમાલ રાજાના રૂપવાન છોકરાને એકાએક મળવાનું થવાથી લાગણી થઈ આવી હતી. ચિરજન્મનો બંધુ! એને કેમ છોડી દેવાય!

અજયે પણ ઘણી ઘણી મનની વાત કરી. આવો સહૃદયી એને બીજો મળ્યો નહોતો. તેણે લગભગ ચાળીસ રૂપિયા ભેગા કર્યા હતા. હવે થોડો મોટો થયો છે. તે આ મંડળી છોડી દેશે—આ મેનેજર બહુ મારે છે એટલે. પછી તે આસુતોષ પાલની મંડળીમાં જશે. ત્યાં બહુ સારું છે, રોજ રાત્રે પૂરી મળે, ન ખાય તો ત્રણ આના ખોરાકીના મળે. આ ટોળી છોડીને તે ફરી વાર અપુને ઘેર આવશે અને એ વખતે થોડા દિવસ રહેશે. બપોર પહેલાં થોડે વખતે અજયે કહ્યું, "ચાલ ભાઈ, અત્યારે હવે નાટક થશે, વળી સવારે ફરશું. જ્યારે પરશુરામ દર્પસંહાર ભજવાશે ત્યારે હું બ્રહ્મા થઈશ. જોજે કેવું એ વખતનું ગીત છે?"

બીજા પણ ત્રણ દિવસ નાટક ચાલ્યું. આખા ગામના માણસોને મોંએ મંડળી સિવાય બીજી વાત નહોતી. ઘાટે ને વાટે, ખેતરમાં, નૌકા વહેતા માછીઓને મોંએ, ગાયો ચરાવતા ગોવાળોને મોંએ મંડળીના ખેલમાંથી નવાં શીખેલ ગીત સંભળાય ગામની સ્ત્રીઓ મંડળીના છોકરાઓને ઘેર બોલાવીને જેને જે ગીત સારું લાગ્યું હોય તે તેને મોંએથી ફરી ફરી સાંભળે. અપુએ બીજાં પણ ત્રણ ચાર નવાં ગીતો શીખી લીધાં. એક દિવસ તે નાટકમંડળીને રહેઠાણે અજય સાથે ગયો. ત્યાં મંડળીના બધાએ મળીને તેને પકડી, એક ગીત ગાવું પડશે એવી ફરજ પાડી. સૌએ અજયને મોંએ સાંભળેલું કે અપુ સારું ગાઈ શકે છે. બહુ વિનંતિઓ પછી અપુએ પોતાની કળા સારી રીતે જાહેર કરવા માટે એક ગીત ગાઈ નાંખ્યું. બધા તેને પકડીને મેનેજર પાસે લઈ ગયા. ત્યાં પણ તેને એક ગીત ગાવું પડયું. મેનેજર કાળો ફાંદવાળો માણસ હતો–સ્ટેજ પર જોડીમાં બેસીને ગીત ગાતો–ગીત સાંભળીને એણે કહ્યું, “આવીશ છોકરા ? મંડળીમાં આવશે ?” અપુની છાતી ગર્વથી અને આનંદથી ગજ એક ઊછળી. વળી બધાએ મળીને તેને આગ્રહ કર્યો, “આવ, ચાલ તને અમારી મંડળીમાં લઈ જઈએ.” અપુને તો થયું કે તે અત્યારે જ જાય. નાટકમંડળીમાં કામ કરવું તે મનુષ્યજીવનનો પરમ ઉદ્દેશ છે એ વાતની તેને આટલા દિવસ કેમ ખબર પડી નહિ એજ એક આશ્ચર્ય કહેવાય! તેણે અજયને ધીરેથી પૂછ્યું, “હમણાં જો હું મંડળીમાં આવું તો મને કયો પાઠ આપે ?” અજયે કહ્યું, “હમણાં તો દાસી-બાસીનો કે કોઈ બાળકનો પાઠ આપે એવી રીતે ત્યારપછી સારી રીતે શીખ્યા પછી...”

અપુને દાસી થવાનું પસંદ નથી. એ તો જરીનો મુકુટ માથે મૂકી સેનાપતિનો વેશ લઈને તે તલવાર લટકાવે, યુદ્ધ કરે. મોટા થયે તે નાટકમંડળીમાં જશે જ. એ જ એના જીવનનું ધ્રુવ લક્ષ. અજયે તેને છાનામાના કસોટી–પથ્થર જેવા રંગના એક છોકરાને દેખાડીને

કહ્યું, "આ જે દેખાય છે એનું નામ બિષ્ટ તેલી. મારી સાથે બહુ બનતું નથી. હું મારા પૈસાની દીવાસળી ખરીદી ઓશીકા નીચે રાખીને સૂઉં. દીવાસળી ઉપાડી જઈ એ ચીરુટ પીએ અને પછી દે નહિ. હું કહું કે મને રાત્રે બીક લાગે છે, દીવાસળી આપ. અંધારામાં મનમાં કંઈ કંઈ થાય છે એટલે તે દિવસે માગી ત્યારે એવી તો થપ્પડ મારી! નાચે છે સારું એટલે મેનેજર બહુ માન આપે છે. કાંઈ કહે જ નહિ."

પાંચેક દિવસ પછી નાટકમંડળીનું કામ પૂરું થયે તેઓ રવાના થયા. અજય ઘરના છોકરાની જેમ જ્યારે ત્યારે આવતો જતો. આટલા દિવસમાં તે જાણે અપુનો જ એક બીજો ભાઈ થઈ ગયો છે. અપુની ઉમરથી નાનો છોકરો, સંસારમાં કોઈ નહિ સાંભળીને સર્વજયાએ તેને આટલા દિવસ અપુની જેમ જ સંભાળ્યો હતો. દુર્ગા પણ તેને પોતાના ભાઈની જેમ જ જોતી. તેની પાસે ગીત શીખી લીધાં હતાં. કેટલી વાતો સાંભળી હતી. તેની માસીની વાત કહી હતી. ત્રણે જણાંઓ મળી વાડામાં મોટા પટ આંકી ગંગાજમના રમ્યાં હતાં. જમતી વખતે આગ્રહ કરી કરીને ખવડાવ્યું હતું. નાટકમંડળીમાં રહેતો એટલે તે ક્યાં સૂએ છે, શું ખાય છે એવું પૂછનાર કોઈ નહિ. ગૃહસંસારનો જે સ્નેહ સ્પર્શ તે જન્મથી તેના ભાગ્યમાં નહોતો. કલ્પનામાં ય નહોતો. તેનો અજાણતાં આજ સ્વાદ મળવાથી લોભીની જેમ તે એને વળગી રહેવા ઇચ્છતો હતો.

જતી વખતે તેણે અચાનક પોટલી છોડીને મહેનતથી ભેગાં કરેલ રૂપિયામાંથી પાંચ રૂપિયા બહાર કાઢી સર્વજયાના હાથમાં મૂકવા માંડ્યા. જરા શરમાતા અવાજે કહ્યું, "દીદીનાં લગ્નમાં એક સારી સાડી લેજો."

સર્વજયાએ કહ્યું, "ના ભાઈ ના. તેં મોંએથી કહ્યું એ જ

ખૂબ થયું. રૂપિયા દેવાથી કંઈ વિશેષ થતું નથી. તારે હજુ તો રૂપિયાની ઘણી જરૂર છે."

તોપણ તે કેમે કરતાં છોડે નહિ. ખૂબ સમજાવ્યો ત્યારે તેનું મન મનાવી શકાયું.

ત્યારપછી બધાં ય ઘરના બારણા પાસે થોડા રસ્તા સુધી તેને વળાવવા જઈ આવ્યાં. જતી વખતે તે વારંવાર કહેતો ગયો કે દીદીનાં લગ્ન વખતે તેને અવશ્ય પત્ર લખે.

એરંડાની છાયામાં તેની સુકુમાર બાલકમૂર્તિ ભાંટશેવડાની ઝાડીની આડશે અદૃશ્ય થઈ ગયે તુરત સર્વજયાને થયું, "બહુ સરસ છોકરો, અરેરે...આ ઉમરે પોતાના પેટ માટે રખડે છે! મારા અપુની જો સ્થિતિ હોત! ઓ મા!"



## ૧૯

હરિહર કાશીથી આવ્યો ત્યારે શરૂઆતમાં સૌ કહેતાં કે તેનું ભવિષ્ય બહુ ઉજ્જવળ છે. આ વિભાગમાં એવી વિદ્યા શીખીને કોઈ આવ્યું નથી. તેની વિદ્યાની સુખ્યાતિ સૌને મોંએ થતી. સૌ કહેતાં કે આ વખતે તે કાંઈક કરશે. સર્વજયા પણ માનતી કે ગામનાં માણસો તેને બોલાવીને સારી નોકરી આપશે. કોણ નોકરી દેશે એ સંબંધે એની ધારણા ધુમ્મસથી છવાયેલ સમુદ્ર જેવી અસ્પષ્ટ હતી. પરંતુ મહિના પછી મહિનો, અને વરસ પછી વરસ કરતાં બહુ વખત ચાલ્યો ગયો. અર્ધી રાત્રે માથા પર જરીનો પોશાક પહેરેલો કોઈ ઘોડેસ્વાર સભાપંડિતપદના નિમણૂકનો પત્ર લઈને દોડતો આવ્યો નાહ કે અરેબિયન નાઇટસની વાતનો રાક્ષસ કોઈ મણિજડિત માયાપ્રાસાદ આકાશમાં ઊડીને લાવીને તેમના ભાંગેલા ઘરને બદલે વસાવી ન ગયો. ઊલટું તે ઘરનાં ઊધઈએ ખાધેલ બારણાં દિવસે દિવસે વધુ ને વધુ જીર્ણ થતાં ગયાં. મોભ પણ નમી જવા આવ્યો વિશેષ કહીએ તો જે હતું તે પણ બધું હવે રહે એવું નહિ. તોપણ તે સાવ આશા છોડતી નહિ. હરિહર પણ વિદેશથી આવીને દર વખતે કાંઈક કાંઈક આશાભરી વાત એવી રીતે કહે કે જાણે બધું બરાબર

થઈ જશે, થોડા જ દિવસની હવે વાર છે, પછી સ્થિતિ ફરી જશે. પરંતુ થયું શું ?

જીવન બહુ મધુરું એટલે જ હતું કે એ માધુર્ય મોટે ભાગે સ્વપ્ન અને કલ્પનાથી ઘડાયું હતું. ભલે સ્વપ્ન મિથ્યા હો, ભલે કલ્પનામાં વાસ્તવતા લેશમાત્ર ન હો, ભલે કશી સાર્થકતા ન હો તોપણ એ જ જીવનની શ્રેષ્ઠ સંપત્તિ છે, એ એનું આસન જીવનમાં અક્ષય હો. કલ્પનાની પાસે સાર્થકતા અને લાભ તુચ્છ છે.

હરિહરને ઘેરથી ગયે લગભગ બે ત્રણ મહિના થયા છે. પૈસા, ખર્ચી કે પત્ર પણ ઘણા દિવસથી નથી. દુર્ગાને જરા વધુ અસુખ છે, ખાઈ પી શકતી નથી. બે દિવસ જરા સારું લાગે, વળી એક દિવસ હોય એવું થઈ જાય.

સર્વજયા છોકરીના વિવાહ માટે સ્વામીને હમેશ કહ્યા કરતી. સ્વામી દ્વારા બે ત્રણ પત્રો પણ નીરેનાના પિતા રાજ્યેશ્વર બાબુ ઉપર લખાવ્યા હતા. એ તરફની આશા તે હજુ પણ છોડતી નહોતી. હરિહર કહેતો કે, "તું ગાંડી તો નથી થઈ ને ? એ બધા તો મોટા માણસ કહેવાય. રાજ્યેશ્વર કાકા શું વળી આપણને પૂછે ?" તોપણ સર્વજયા આશા છોડે નહિ, કહે, " લખો ને, બીજો એક કાગળ લખી તો જુઓ. નીરેન તો પસંદ કરી ગયો છે–" એક બે માસ વીતી જાય, કાંઈ જવાબ આવે નહિ, એટલે વળી તે સ્વામીને પત્ર લખવાનો આગ્રહ કરવાનું શરૂ કરે.

આ વખતે હરિહર જ્યારે પરદેશ ગયો ત્યારે કહી ગયો છે કે આ વખતે તે અહીંથી બીજે સ્થળે રહેઠાણ લઈ જવાનું નક્કી કરીને જ આવશે.

શેરીની એક બાજુ સમ ખાવા જેવા પથ્થરના નાના એક બે ઓરડા, વાડામાં હૃષ્ટપુષ્ટ દૂઝણી ગાય બાંધેલી, ગંજી ભરીને

ઘાસના પૂળા, કોઠીઓ ભરીને ધાન–વગડાની બાજુના મટરના ખેતરની તાજી લીલી સુવાસ વાડામાંથી વહી જાય છે, પંખી બોલે છેઃ નીલકંઠ, બાબુ, શ્યામા, અપુ સવારે ઊઠી મોટા માટીના વાસણમાં દોહેલું તાજું ફીણવાળું કાળી ગાયનું દૂધ લઈ સાથે સાથે ગરમ પૌંઆનો લાડુ ખાઈ વાંચવા બેસે. દુર્ગા મૅલેરિયામાં ખાતી નથી. સૌ ઓળખે, સૌ ખાતરબરદાસ કરે, ગરીબ કહીને કોઈ તિરસ્કારે નહિ.

માત્ર સ્વપ્ન જ દેખે. દિવસ નહિ, રાત નહિ. સર્વજયા માત્ર સ્વપ્ન જ દેખે. એના મનમાં થાય કે આટલા વખત પછી સાચોસાચ ક્યાંક કાંઈક સારું થઈ જશે. કોઈક જાણે મનમાં કહી જાય છે.

કેમ આટલા દિવસ કાંઈ થયું નહિ? શા માટે આટલા વખત પછી થશે? બાળપણના દિવસોમાં જાંબુડા નીચે, સરગવા નીચે રખડતી તે સમયથી સૂરજને અંજલિ આપતાં મંત્રની સાથે જે ઇચ્છા એના મનમાં જડાયલી છે તે લક્ષ્મીનો અળતો લગાવી લાલ પગલે સાસરાનું ઘર વ્યવસ્થિત કરશે. આવી જાતનું ભાંગેલું પુરાણું ખંડેર જેવું વાંસવન કોણે માગ્યું હતું?

દુર્ગા થોડી પબડી ક્યાંકથી ભેગી કરીને લાવી રસોડામાં ઉઘરાણી કરતી મા પાસે બેસે. એની મા કહે, " તને થયું છે શું દુર્ગા? આજ ભાત ખાઈશ? કાલ સાંજે તો તાવ આવ્યો હતો! દુર્ગા કહે, " ભલે એમ થાય મા, એ તાવ તો...તું " એની મા કહે, " જા, ખાઈએ તો તાવ વધે. આજ જો સારું થઈ જશે તો પરમ દિવસે વળી ખાવા દઈશ. "

ઘણી વિનંતિઓ પછી પણ ન મેળવી શકવાથી દુર્ગા ખાવાનું ઊંચે મૂકી દે – થોડી વાર છાનીમાની બેસી રહે – મનમાં મનમાં બોલે, 'આજે ખૂબ સારી છું. આજે મને તાવ હવે નહિ આવે,

એટલે બેએક રોટલી ને થોડા ભાત ખાઈશ. થોડી વાર પછી બગાસાં શરૂ થાય. તે સમજે કે આ તાવ આવવાનું પૂર્વલક્ષણ છે, તોપણ તે મનને સમજાવે. બગાસું આવ્યું. એવાં તો કેટલાં ય બગાસાં આવે. હવે તાવ આવશે નહિ. ક્રમે ઠંડી આવે. તડકે જઈને બેસવાની ઇચ્છા થાય. તે તડકે ન જઈને મનને સમજાવે, ઠંડી લાગવી એ તો શરીરનો સ્વાભાવિક વ્યાપાર છે. તાવ આવવા સાથે આને સંબંધ શું ?

પરંતુ કોઈ સમજાવટ કામ ન આવે. તડકો થતાં ન થતાંમાં તાવ આવે. તે છાનીમાની જઈને તડકે બેસે-રખે માને ખબર પડી જાય ! એના મનમાં કંઈનું કંઈ થઈ જાય, વિચારે કે તાવ તાવ વિચારવાથી જ આવું થાય છે–ખરેખર તાવ છે નહિ.

લાલ તડકો શેવલાથી ઘેરાયેલ વાડાની ભીંત પર પડે. બપોરની છાયા ઘટ્ટ થાય – દુર્ગાને થાય કે અન્યમનસ્ક થવાથી તાવ ચાલી જશે. અપુને કહે, " બેસ જોઉં જરા મારી પાસે, આવ, વાતો કરીએ. "

એક દિવસ વળી ઘન વર્ષાદની રાત્રે એ અને અપુ મનમાં નક્કી કરીને પાછલી રાત્રે સેજ ઠાકુરણના બાગમાં તાડફળ વીણવા ગયાં હતાં. એકાએક દુર્ગાના પગમાં પટ કરતો કાંટો પેસી ગયો. દુઃખથી પાછળ હઠીને ડાબો પગ જ્યાં રાખ્યો ત્યાં ડાબા પગે પણ પટ કરીને એક બીજો ! સવારે દેખાયું કે રખે રાત્રે બીજું કોઈ તાડફળ વીણી લ્યે એ માટે સતુએ તાડ નીચેના રસ્તે ગોઠવીને હારબંધ વેલકાંટા ખોડી રાખ્યાં હતાં.

વળી એક દિવસ કેવી આશ્ચર્યની ઘટના બની !

ક્યાંકથી તે દિવસે એક બુઢ્ઢો મુસલમાન એક મોટી રંગીને સુશોભિત કરેલી, કાચ બેસાડેલી પતરાની પેટી લઈને રમત દેખાડવા આવ્યો હતો. પેલી શેરીમાં જીવન ચૌધરીના વાડામાં

તે રમત દેખાડતો હતો. દુર્ગા પાસે જ ઊભી હતી. તેની પાસે પૈસા હતા નહિ. બીજાં બધાં એક એક પૈસો આપીને પેટીના એક કાણામાં આંખ રાખીને આડો હાથ રાખી કાંઇક જોતાં હતાં.

બુઢ્ઢો મુસલમાન પેટી વગાડી સૂર કાઢીને બોલતો હતો, "તાજબીબીકા રોજા દેખો, હાથી વાઘકી લડાઈ દેખો." એક એક જણનું જોવાનું પૂરું થયે જેવું તે કાણામાંથી આંખ ઉઠાવી લે કે તુરત જ દુર્ગા તેને ખૂબ જિજ્ઞાસાપૂર્વક પૂછતી કે "એમાં શું જોયું? બધું સાચેસાચું?"

વાહ! તેણે કેવી અપૂર્વ ઘટના જોઈ છે તે તે બોલી શકે નહિ! કેવું બધું!

બધાં યનું એકેએક જોવાનું પૂરું થયું. દુર્ગા ચાલી જતી હતી. મુસલમાન બુઢ્ઢાએ કહ્યું, "જોવું નથી છોકરી?" દુર્ગા ડોકું હલાવી બોલી, "ના, મારી પાસે પૈસો નથી."

મુસલમાને કહ્યું, "આવ આવ, એમાં શું? આવ જો."

દુર્ગા ઉજ્જવલ મોંએ પગલે પગલે પેટી પાસે આવીને ઊભી રહી, તોપણ હિંમત કરીને મોંને કાણાંમાં મૂકી શકી નહિ. મુસલમાને કહ્યું, "આ ભૂંગળીમાંથી જો જોઈ છોકરી?"

દુર્ગાએ માથાની ઊડતી વાળની લટો કાનની પાસે ગોઠવી દઈને જોયું. પછીની દસ મિનિટની વાતનું તે કેમે વર્ણન કરી શકી નહિ. કેવી વસ્તુ તેણે જોઈ!

અપુને દેખાડવાનું બહુ મન થયું, દુર્ગાએ કેટલીય વાર શોધ્યો પણ એ ખાવા સિવાય કદી ઘેર આવે નહિ.

વાત સારી રીતે પૂરી કરતાં કરતાં દુર્ગા તાવની પીડાથી વધુ બેસી શકી નહિ. ઊઠીને ઓરડામાં કોથળો ઓઢીને સૂતી.

આજકાલ બાપા ઘેર નથી એટલે અપુને ખૂબ શોધવાથી જ મળે છે. ચોપડી–દફતરમાં જીવડાંએ રહેવાની વ્યવસ્થા કરી છે.

સવાર વખતે તે પેલી એક પોટલી કોડી લઈને બહાર નીકળે અને પાછો ફરે ખરેખરો બપોર થાય ત્યારે જમવાને વખતે. એની મા લડે, “ તારું લખવાવાંચવાનું સાવ સુકાઈ ગયું છે? આ વખતે ઘેર આવે એટલે બધું કહી દઈશ, હમણાં તું તારે...”

અપુ બીકમાં ને બીકમાં દફતર લઈને બેસે. ચોપડીઓ બધી ચારે બાજુ પાથરી મૂકે, માને કહે, “ જરા ગુંદ દો ને મા, હું ખડિયાની શાહીમાં નાંખીશ.”

પછી તે બેઠા બેઠા હાથનું લખેલું તડકે મૂકે–સુકાયા પછી ગુંદ મેળવેલી શાહી ચકચક કરે. અપુ ખૂબ આનંદથી એ તરફ જોઈ રહે ને વિચારે. વળી કાલ થોડો ગુંદ નાંખીશ. વાહ! કેવું ચકચક કરે છે, જુઓ એક વાર ! પાનની પેટીમાંથી માથી છાનામાના મોટો એક કકડો ગુંદનો લઈ શાહીના ખડિયામાં નાંખે–પછી લખાણ લખી સૂકવીને આજ કેટલું ચકચકે છે તે જોવા માટે કુતૂહલ સાથે તે તરફ જોઈ રહે. મનમાં થાય, હજુ જો જરા વધુ નાંખ્યો હોય તો ?

એક દિવસ મા પાસે પકડાઈ ગયો. માએ કહ્યું, “ છોકરાને લખવાની કાંઈ પડી નથી. માત્ર ટોપલે ટોપલા ગુંદની રોજ જરૂર છે. મૂકી દે ગુંદ !”

પકડાઈ જવાથી જરા લજ્જિત થઈને કહે, “ ગુંદ ન હોય તો શાહી થાય ક્યાંથી ? હું શું એમ ને એમ...”

“ ગુંદ ન હોય તો શાહી ન થાય કેમ ? આ બધા શું કરતા હશે ! ને લખવાવાંચવાનું તો કરતો નથી. એમને રોજ ગુંદની વ્યવસ્થા દુકાને રહે છે !”

અપુ બેઠો બેઠો એક ચોપડીમાં નાટક લખતો હતો. બહુ લખીને તેણે ચોપડી લગભગ ભરી દીધી છે. મંત્રીના વિશ્વાસ-ઘાતથી રાજા રાજ છોડી વને ગયા, રાજપુત્ર નીલાંબર અને

રાજકુમારી અંબા વનમાં શત્રુઓને હાથે પડયાં. ઘોર યુદ્ધ થયું. પછી રાજકુમારીનો મૃતદેહ નદીકાંઠે મળ્યો. નાટકમાં સતુ નામનું એક જટિલ પાત્ર સર્જીને થોડી વારે જ, વિશેષ કોઈ ખૂનના દોષનું વર્ણન ન હોવા છતાં, તેને પ્રાણદંડ દીધો. નાટકને છેલ્લે રાજપુત્રી અંબાને નારદના વરદાનથી પુનર્જીવનપ્રાપ્તિ અને વિશ્વાસુ સેનાપતિ જીવનકેતુ સાથે તેના વિવાહ વગેરે ઘટના બતાવતી હતી કે ગયા વૈશાખ માસે જોયેલ નાટકમંડળીના એક નાટકમાંથી નામ બદલીને આ લીધું છે. મૂળ સ્વરૂપે કોઈ અંશે પણ જુદું નથી, અપુનાં પાત્રો ભૂલી ગયાં કે ભૂતકાળની કોઈ એક નીરવ જ્યોત્સ્નાભરી રાત્રી છે. નિર્જન મહેલના સ્થિર દીવાથી ઝળહળતી દીપશય્યામાં એક પ્રાચીન કવિ નીલમેઘની જેવા દેખાતા મયૂરના ટહુકારથી જાગે છે અને વનભૂમિના મુક્ત મેઘનું પ્રવાસવર્ણન લખવાને ઉદ્યત બને છે. તે વિસ્મૃત શુભ રાત્રીને માણસજાત જાણતાં અજાણતાં હજારહજાર વરસથી વંદના કરતી આવી છે. અપુ એ વંદના કરનારમાં આગળ હતો. અગ્નિથી જ અગ્નિ સળગાવી શકાય. રાખના ઢગલામાં મશાલ નાંખવાથી કયાંથી મશાલ સળગે?

દફતરમાં એક ચોપડી છે. ચોપડીનું નામ ચરિતમાલા છે. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનું લખેલું છે. પુરાણી ચોપડી. એના બાબાને જુદી જુદી જગાએથી છોકરા માટે ચોપડીનો સંગ્રહ કરવાની ટેવ છે. કયાંકથી આ લાવ્યા છે. અપુ કયારેક કયારેક જરા ખોલીને વાંચે છે. ચોપડીમાં જેમની વાત છે તે આ રીતની હોવી જોઈએ—બજારમાં આલૂ વેચવા મોકલેલ કૃષિપુત્ર રસ્કીન તળાવને કાંઠે બેઠા બેઠા બીજગણિતની ચર્ચા કરતો કાગળના અભાવે ચામડાના કકડા પર છુરીની અણીથી આંકડા પાડતો; ઘેટાં ચારનાર ડુમાલ આમતેમ ફરનાર ઘેટાંના દળને સ્વતંત્ર ફરવાનો સુયોગ દઈ એકધ્યાનથી એરંડા નીચે બેસી ભૂમિતિના પાઠમાં મગ્ન રહેતો. તે પોતે આવો થવા

ઇચ્છે. બીજગણિત શું વસ્તુ ? તે રસ્કીનની જેમ બીજગણિત વાંચવા ઇચ્છે. તે આવું હાથનું લખાણ લખવા ન ઇચ્છે. ધારાપાત કે શુભંકરી એ બધું તેને સારું ન લાગે. એવી રીતે નિર્જન ઝાડ નીચે વનની છાયામાં, કોઈ તળાવને કાંઠે બેઠાં બેઠાં તે ભૂમિતિ ( કઈ વસ્તુ ? ) પાથરીને વાંચશે, મોટી મોટી ચોપડીઓ વાંચશે, એ રીતે પંડિત થશે. પરંતુ એ બધી વસ્તુ ક્યાંથી મેળવશે? ક્યાં ભૂમિતિ ? ક્યાં બીજગણિત ? ક્યાં લૅટિન વ્યાકરણ ? અહીં તો માત્ર કોડી, શ્લોક ને વળી ત્રીજા ગડિયા–

મા વઢશે તો શું થશે ? તે જે વાંચવા ઇચ્છે છે તે અહીં ક્યાં છે ?

૨૦

કેટલાક દિવસથી ખૂબ વરસાદ આવે છે. અન્નદા રાયના ચંડીમંડપમાં સાંજ વખતે મંડળી બેસે છે. તે દિવસે ત્યાં નીલકૂઠીના ભૂતની વાતથી માંડીને પુરીના કોઈક મંદિરને માથે પાંચ મણનો ભારે ચુંબક પથ્થર જડાવેલો છે–જેના આકર્ષણના બળથી કહે છે કે, પાસેના સમુદ્રમાં ફરતાં જહાજો લગભગ પથભ્રષ્ટ થઈને કાંઠા તરફ ડૂબેલી ટેકરીઓ સાથે ટકરાવાથી ભાંગી જાય છે એવી અરેબિયન નાઈટ્સ જેવી ઘણી અજાયબીભરી વાતો ચાલતી હતી. શ્રોતાઓમાં કોઈને ઊઠવાની ઈચ્છા હતી નહિ. આવી અજાયબીભરી વાતો છોડીને કોઈને ઘેર જવાનું મન થતું નહિ. વાતનો પ્રવાહ ભૂગોળમાંથી એકદમ આવીને જ્યોતિષમાં પહોંચ્યો. દિનુ ચૌધરી બોલતા હતા, "ભૃગુસંહિતાના જેવી બીજી ચોપડી તો ક્યાં ય નહિ; તમે જાવ, માત્ર જન્મરાશી કહો એટલે બાપનું નામ, કયા કુળમાં જન્મ, ભૂત ભવિષ્ય–બધું કહી દેશે. તમે સરખાવજો–ગ્રહ અને રાશિ ગમે તેટલાં ગૂંચવાડાભર્યાં હોય ને–અરે તમારો પૂર્વજન્મ પણ કહી શકાય."

બધા આતુરતાથી સાંભળતા હતા. પરંતુ રામમય એકાએક બહારની બાજુ જોઈને બોલ્યો, "જો ઊઠશો નહિ તો

હવે પછી જઈ શકાશે નહિ, જુઓ છો ને ? તોફાન દેખો છો ને ? આટલા મોટા કડાકા ને ભડાકામાં બચશું નહિ, પવનના સુસવાટા બહુ ખરાબ છે. ચાલો બધા.”

વરસાદ અટકતો નહોતો. થોડી વાર થંભે, ફરી એટલા જ જોરથી આવે. વરસાદના છાંટાથી ચારે બાજુ ધુમાડા ધુમાડા.

હરિહરે પાંચ રૂપિયા મોકલ્યા હતા. ત્યાર પછી બીજો પત્ર નથી. રૂપિયા પણ નથી. તેને પણ ઘણા દિવસ થઈ ગયા. રોજ સવારે ઊઠીને સર્વજયા વિચારે કે આજ જરૂર ખરચી આવશે. છોકરાને કહે, “ તું રમતો રમતો રખડે છે તે ટપાલની પેટી પાસે બેસ ને જોવો ટપાલી આવે એવું પૂછજે.”

અપુએ કહ્યું, “ હું નહિ બેસતો હોઉં ? કાલે જ આવેલો. પુટુંની ચિઠ્ઠી ને આપણું છાપું દઈ ગયો. પુટુંને પૂછી આવ જા. તો પછી કાલ છાપું કેવી રીતે આવ્યું ? હું શું નહિ ઊભો રહ્યો હોઉં ?”

વરસાદ ધીરે ધીરે પડે છે. અપુ માના કહેવા પ્રમાણે રાયના ચંડીમંડપમાં ટપાલની રાહ જોતો બેઠો છે. સાધુ કર્મકારના ઘરની ઓસરીમાંથી પારેવાનું એક ટોળું ભિજાતાં ભિજાતાં છટ્પટ્ કરીને ઊડતું ઊડતું રાયના પશ્ચિમના ઓરડાના નેવે આવીને બેસે છે. તે બેઠો બેઠો જુએ છે. વીજળીના કડાકાથી તે બહુ બીએ છે. વીજળી ચમકે ત્યારે મનમાં મનમાં વિચાર કરે, દેવતા કેવો કોપ્યો છે જુઓ ને ! આ વખતે બરોબર કોપ ઉતારશે. પછી તે આંખ મીચી કાનમાં આંગળી નાંખ્યા રાખે.

ઘેર આવીને જુએ તો મા અને દુર્ગા આખો બપોર ભિજાતાં ભિજાતાં ઢગબંધ કાચાં શાક ઉપાડીને રસોડાના ઉંબરામાં ઢગલો કરે છે.

અપુએ પૂછ્યું, “ ક્યાંથી લાવ્યાં મા ? અહાહા...કેટલાં ! ”

દુર્ગાએ હસીને કહ્યું, "કેટલાં! આહ! તારે તો બેઠાં બેઠાં બહુ મઝા! પેલા ઠેકાણે પેલા તળાવના જાંબુડા નીચેથી. આટલું એક ગોઠણ જેટલું તો પાણી! જા જોઉં?"

સવારે ઘાટે જતાં હજામની વહુ મળી. સર્વજયાએ વસ્ત્રમાંથી કાંસાની એક તાંસળી બહાર કાઢીને કહ્યું, "આ જુઓ, એક બહુ સુંદર વસ્તુ છે. ભેળસેળ નથી, કાંઈ નથી, ચોખ્ખું કાંસું છે. તેં કહ્યું હતું ને એટલે થયું કે લઈ જાઉં. આ જે તે વસ્તુ નથી. આ તો મારી કન્યાદાનની વસ્તુ છે. અત્યારે તો આવી વસ્તુ બીજી મળે પણ નહિ."

ઘણી વાટાઘાટ પછી હજામની સ્ત્રીએ એક નગદ અર્ધો રૂપિયો છેડેથી છોડી આપી તાંસળી વસ્ત્રમાં સંતાડી દીધી. આ વાત કોઈને ન કહેવાનું સર્વજયાએ એને ખૂબ ડરાવી ડરાવીને કહ્યું હતું.

બે એક દિવસે મુશળધાર વરસાદ પડ્યો. હૂ...હૂ...પૂર્વનો પવન! તળાવ આખું છલોછલ ભર્યું છે. ઘાટને રસ્તે ગોઠણ સુધી પાણી ભરાયાં છે, રાતદિવસ સૂ...સૂ...પવન વાંસવનમાં વધતો જાય છે. વાંસની ગાંઠો તડતડ ફૂટે છે. આકાશ ક્યાં ય ખાલી નથી. વચ્ચે વચ્ચે જરા જરા ધોળું દેખાય છે. વળી ફરીને પહેલાં કરતાં પણ વધુ અંધકાર છવાઈ જાય છે.

કાળાંકાળાં વાદળાંના ઢગ હૂ હૂ કરતા પૂર્વમાંથી પશ્ચિમમાં દોડે છે. દૂરના આકાશમાં ક્યાંક જાણે દેવ–અસુરનો મહાસંગ્રામ ચાલ્યો છે. કોઈક કુશળ સેનાનાયકની યુક્તિથી જળસ્થળ-આકાશ એકાકાર કરી નાંખી વિરાટ દૈત્યસૈન્ય, સેના પછી સેના, અક્ષૌહિણી પર અક્ષૌહિણી, અદશ્યરથી મહારથીના નાયકત્વના પવનથી વેગે ધસ્યું જાય છે. પ્રજ્વલંત અતિ ઉગ્ર દેવવજ્ર ભડકા ઉડાડી પલકમાં વિશાળ કૃષ્ણની સેના આ છેડાથી પેલા છેડા સુધી વેરવિખેર કરી છિન્નભિન્ન કરી દે છે. વળી ક્યાંકથી અવિનાશકનો

વંશ ભયંકર કાળી છાયાથી પૃથ્વી અંતરીક્ષ અંધારી કરીને આવે છે.

મહાતોફાન !

રાત દિવસ સૂ-સૂ અવાજ ! નદીનાં પાણી વધે ! કેટલાંય ઘરો, કેટલીય જગાઓ પડી ગઈ ! નદીનાળાં પાણીથી ભરાઈ ગયાં છે. ગાય વાછરડા ઝાડ નીચે, વાંસવને, ઘરનાં નેવાં નીચે નીતરતાં ઊભાં ઊભાં ભિન્જાય છે. પશુપંખીના અવાજ કોઈ તરફ નથી. ચાર પાંચ દિવસ એવા જ ગયા. માત્ર તોફાનના અવાજ અને અવિશ્રાંત ધારાવર્ષણ ! અપુ ઉંબરમાં આવીને એકદમ ભિન્જાયલું માથું લૂછતાં લૂછતાં બોલ્યો, "આપણા વાંસ નીચે પાણી આવે છે દીદી, જોશું ?" દુર્ગા ક્યાંક કોથળા પર સૂતી હતી, ન ઊઠતાં બોલી, "કેટલું પાણી આવ્યું છે ?" અપુએ કહ્યું, "તને તાવ ઊતરે ત્યારે કાલે જોઈ આવીશ. શેતૂર નીચે ગોઠણ સુધી પાણી !" પછી પૂછ્યું. "મા ક્યાં છે !"

ઘરમાં અનાજનો એકેય દાણો નથી, થોડાક વાસી ભાત માત્ર છે. અપુ રડે, હઠ કરે, "એમ નહિ ચાલે મા, અમારે ખાવું ન હોય ? હું થોડા ભાત ખાઈશ, ઉં ઉં ઉં."

માએ કહ્યું, "મારા રામ, એમ શું કામ કરે છે ? ગમે તેમ કરીને તને ભાત હમણાં મેળવી દઈશ. રાંધું તો કઈ રીતે ? જુએ છે ને કેવી વાછટ આવે છે ? ચૂલામાં તો ડોલ એક પાણી ભર્યું છે !" પછી તે વસ્ત્રમાંથી કાંઈક કાઢીને હસતા મોંએ દેખાડીને બોલી, "આ જો, થોડી એક માછલી જંગલના નજીકના ખાડામાં આવી હતી. ગંગામાંથી બધે પાણી થઈ જતાં આવી ચડી છે— તળાવ તૂટીને નદી સાથે એક થઈ ગયું છે ને ! તેથી બધી આવી ચડી છે."

દુર્ગા કોથળો ફેંકીને ઊઠી. આશ્ચર્યમાં ગરક થઈ ગઈ. કહ્યું,

"જોઉં મા, માછલી ! હેં મા ! કેટલીક માછલીઓ છે? હજુ છે ?" અપુ તુરત જ વરસાદમાં દોડી જવા ઊભો થયો. અતિ મુશ્કેલીથી તેની માએ તેને અટકાવ્યો.

દુર્ગા કહે, "જરા તાવ ઊતર્યે કાલ સવારે જશું અપુ ! હું ને તું વાંસવનમાંથી માછલી લઈ આવશું." પછી તે આશ્ચર્યથી વિચાર કરે, 'વાંસવનમાં માછલી કેમ કરતાં આવી ? માએ શું બહુ શોધી હશે ? શોધી તો ય મેં તો જોઈ નહિ કે કેવી માછલી છે ? કાલ સવારે જોઈશ—સવારે તાવ ઊતરી જશે.'

ચારે બાજુ વન–બગીચો ઘેરીને સંધ્યા ઊતરી. સંધ્યાનાં વાદળાં અને તેરસના અંધકારથી ચારે બાજુ એકાકાર ! દુર્ગા જે બિછાનું પાથરીને સૂતી છે તેની જ એક બાજુ અપુ અને એક બાજુ એની મા બેઠાં છે. સર્વજયા વિચારે છે, 'આજ જો અત્યારે જ નીરેનના બાપાનો પત્ર આવે તો ? કોણ જાણે, તેમણે બીજું પસંદ ન કર્યું હોય ! નીરેન તો પસંદ કરીને જ ગયો છે. કોણ જાણે નસીબમાં શું લખ્યું હશે ! ના, ના, એ બધું વળી મારા નસીબમાં હશે ? પ્રભુ તું છે પછી મારે ચિંતા શાની ?'

આ બાજુ ભાઈબેનના તર્ક વધતા જતા હતા. અપુ સરીને મા પાસે ઘસાઈને બેઠો. ઠંડી હવાથી બહુ ટાઢ લાગતી હતી. હસીને કહેતો, "મા, શું પેલું ગીત ? શ્યામલંકા બાટના બાટે, માટીતે લુટાય કેશ ?"

દુર્ગા કહે, "તતક્ષણે મા આમાર છેડે ગિયેચેન દેશ."

અપુ કહે, "રહેવા દે, હં, મા એમ છે ? તતક્ષણે મા આમાર છેડે ગિયેચેન દેશ ?" વાત કહીને તે દીદીની અજ્ઞાનતા પર હસે.

સર્વજયાની છાતીમાં બાળકોના નિર્દોષ ઉલ્લાસનું હાસ્ય

શૂળની જેમ ભોંકાય. મનમાં મનમાં વિચારે, 'સાત નહિ, પાંચ નહિ આ તો એક જ છોકરો ! કોણ જાણે નસીબમાં શું લખાવીને આવ્યો છે કે એના મોંની માગણી પૂરી થતી નથી. ઘી નહિ, પૂરી નહિ, સંદેશ નહિ–કાંઈ નહિ, માત્ર થોડો ભાત ને મીઠું !' વળી વિચારે, 'આ ભાંગેલ ઘર, મુશ્કેલીભર્યો સંસાર–અપુ મોટો થશે આ દુઃખ રહેશે નહિ. ભગવાન એને મોટો કરી દે !'

ત્યારપછી તે બેઠાં બેઠાં વાતો કરે. જ્યારે પ્રથમ તે નિશ્ચિંદિપુરમાં રહેવા આવી હતી ત્યારે એક વર્ષે આવી જ રીતના અવિશ્રાંત વરસાદથી નદીનાં પાણી એટલાં વધ્યાં હતાં કે ઘાટના રસ્તે મુખજ્જેના બાગ પાસે એક મોટી નૌકા સુદ્ધાં આવી હતી.

અપુએ પૂછ્યું, "કેવડી મોટી નૌકા મા ?"

"મોટી–પેલી જે ઉત્તરથી ચૂનાની ને સાજીખારની નૌકા કોઈક કોઈક વાર આવે છે તે જોઈ છે ? એવડી મોટી !"

દુર્ગા એકાએક પૂછે, "મા, તને ચારગુછીની વેણી કરતાં આવડે છે ?"

મોડી રાત્રે સર્વજયા ઊંઘમાંથી જાગી ઊઠે, અપુ બૂમ મારે છે, "મા, ઓ મા, મારા ઉપર પાણી પડે છે."

સર્વજયા ઊઠીને બત્તી સળગાવે. બહાર ભયાનક વરસાદનો અવાજ થાય છે. ફૂટેલા છાપરામાંથી ઘરમાં બધે પાણી પડે છે. તે બિછાનું ખસેડી પાથરી દે. દુર્ગા સખત તાવમાં સૂતી છે. તેની મા શરીરે હાથ મૂકીને જુએ તો કોથળો ભિજાઈ ને લથબથ થઈ ગયો છે. બૂમ મારીને કહે, "ઓ દુર્ગા ! ઓ દુર્ગા ! સાંભળે છે ? જરા ઊઠ જોઉં, બિછાનું ખસેડી દઉં, ઓ દુર્ગા, જલદી, જો સાવ બધું ભિજાઈ ગયું છે."

છોકરો-છોકરી ઊંઘી જાય તો યે સર્વજયાને ઊંઘ આવે નહિ. અંધારી રાત, ઘન વરસાદ. તેનું મન બીકથી ધ્રૂજવા લાગે. બીક લાગે કે જાણે કાંઈક થશે, કાંઈક થશે. છાતીમાં કાંઈક જાણે થઈ જાય. વિચાર કરે કે 'એમનું શું થયું હશે? પત્ર પણ આવતો નથી. રૂપિયા તો જહન્નમમાં જાય. આવું તો કદી થયું નથી, એમનું શરીર તો સારું હશે ને? મા સિદ્ધેશ્વરી! સવા પાંચ આનાનો ભોગ ધરાવીશ, સારા ખબર લાવી દો.'

તેને બીજે દિવસે સવારે જરા વરસાદ અટક્યો. સર્વજયાએ ઘર બહાર નીકળી જોયું, વાંસવનની વચ્ચેનું નાનું તળાવ પાણીથી ભરાઈ ગયું છે. ઘાટને રસ્તે નિવારણની મા ભિંજાતી ભિંજાતી ક્યાંક જતી હતી. સર્વજયાએ બૂમ મારીને બોલાવી, "ઓ નિવારણની મા! સાંભળ તો!" પછી લજ્જિત ભાવે બોલી, "તેં એક વાર કહ્યું હતું ને કે તારા છોકરા માટે બ્રિન્દાબનની ચાદર-લેવી છે?" નિવારણની માએ કહ્યું, "છે? દેખાડ તો લાવીને! મારા છોકરાને લઈને હમણાં જ આવું. નવી છે કે જૂની?"

સર્વજયાએ કહ્યું, "તું જ સાથે ચાલ ને, હમણાં જ જોવી છે? જરા જૂની છે પણ કોઈએ શરીરે અડાડી નથી-ધોયેલી છે." પછી અટકીને પૂછ્યું, "તું હમણાં ચોખા નથી ખાંડતી?"

નિવારણની માએ કહ્યું, "આ વાદળાંમાં ધાન સુકાય ક્યાંથી મા ઠાકુરણ? ખાવા માટે થોડા રાખી મૂક્યા છે."

સર્વજયાએ કહ્યું, "એક કામ કર ને, એમાંથી મને થોડાક આજ દઈ જઈશ?" જરી નજીક આવીને વિનંતિભર્યા અવાજે બોલી, "વરસાદને લીધે બજારમાંથી ભાત લાવનાર કોઈ નથી. રૂપિયો લઈને રખડી જો, કોઈ માને તો, બહુ મુશ્કેલી પડે છે મા!"

નિવારણની મા હા પાડીને બોલી, "હમણાં લઈને

આવું છું, પરંતુ એવા હલકા ધાનના ભાત શું તમે ખાઈ શકશો મા ઠાકુરણ ? બહુ જાડા છે.”

લીંબડાની છાલનો ઉકાળો દુર્ગા પી શકે નહિ. તેની માંદગી એવી જ છે, દવા નહિ, પથ્ય નહિ, દાક્તર નહિ, વૈદ્ય નહિ. કહે, “એક પૈસાનું બિસ્કૂટ લાવી દો મા. ફરસું મોંએ સારું લાગે. સાબુદાણા ન મળે તો પછી બિસ્કૂટ.”

બપોરથી વળી ભયાનક વૃષ્ટિ મંડાઈ છે. વરસાદ સાથે તોફાન પણ જાણે વર્ષ્યું. અનરાધાર વરસાદથી સુંદર છતાં નિર્જન જંગલ, લબાલબ પાણી, સૂ સૂ પવનના સુસવાટા, વાદળાંના અંધકારથી એકાકાર થયેલી સંધ્યા ! વળી એવી જ રીતનાં કાળાં કાળાં પીંજાયલા રૂની જેમ વાદળાં ઊડતાં ચાલે છે. વૃષ્ટિના અવાજને લીધે કાને કાંઈ પહોંચતું નથી. બારણાં–બારીઓમાંથી ઠંડી હવાનાં ઝાપટાંની સાથે વરસાદના છાંટા હુ હુ કરતા પાસે આવે છે, તૂટેલાં છાપરાં, ફાટેલ કપડાંલત્તાં–ભાંગેલ બારણાની આડશની મજાલ શી કે તોફાનના ભીષણ આક્રમણ સામે ટકી રહે ?

મોડી રાતે સૌ સૂતાં ત્યારે ઠીક વરસાદ અટક્યો. સર્વજયાને ઊંઘ આવે નહિ. તે બિછાનામાં બેઠીને બેઠી. બહાર માત્ર હૂસ હૂસ પાણીનો અવાજ થતો. ક્રોધી દૈત્યની જેમ ગર્જતા એક પ્રકારની ત્રાડ જેવા અવાજે તોફાનના ત્રાટકા ઘર તરફ વધતા હતા. જીર્ણ ખંડેર એક વારના ઝાટકાથી જાણે થરથર કંપે છે. બીકથી સર્વજયાનો જીવ ઊડી જાય છે, ગામને એક છેડે વાંસવનમાં નાના બાળકોની સાથે, નિસહાય એ મનમાં મનમાં કહે, ‘ઠાકુર, હું મરું તેનો કાંઈ વાંધો નહિ, પણ આ બાળકોનું શું ? આવી રાત્રે જાઉં પણ ક્યાં ?’ બેઠાં બેઠાં મનમાં મનમાં વિચારે, ‘જો મકાન પડે તો ઓરડાની દીવાલ કદાચ પહેલી પડશે. જેવો

અવાજ થશે એવી પાછલી ઓસરીના બારણામાંથી અપુ–દુર્ગાને તાણીને બહાર કાઢી લઈશ.’

તે જાણે વધારે બેસી શકી નહિ. કેટલા ય દિવસ તેણે ભાજી અને કાચાં શાક ખાઈને દિવસ કાઢયા હતા. પોતે ઉપવાસ કરી છોકરાંઓને જે કાંઈ સામાન્ય ખાવાનું મળતું તે ખવડાવતી હતી. શરીર ચિંતા અને ભૂખથી દુર્બળ થયું હતું, માથામાં કાંઈક થઈ જતું હતું.

તોફાનનો સૂ સૂ અવાજ વધતો હતો. મોડી રાત્રે તોફાન વધ્યું. બહારથી કાંઈક કડાકો આવ્યો. હવે ! એક વાર એક મોટા ઝાટકાથી બીને બારણું ખોલીને બહારની ઓસરીમાં એણે મોં કાઢયું. વરસાદના છાંટાથી વસ્ત્રો ને વાળ બધું ભિજાઈ ગયું. સૂ સૂ પવનના અવાજમાં વરસાદ પડવાનો અવાજ ઢંકાઈ ગયો છે. બહાર કશું દેખાતું નથી. અંધારામાં આકાશ, પવન, ઝાડપાન–બધું એકાકાર ! તોફાનના ઘોર અવાજમાં બીજું કશું સંભળાતું નથી.

ખાઉં ખાઉં કરતો અંધકાર પણ ક્રૂર તોફાની રાત્રીનો આત્મા હોય એમ પ્રલયદેવના દૂત રૂપે ભીષણ ભૈરવવેગે સૃષ્ટિનો ગ્રાસ કરવા દોડી આવે છે. અંધકારમાં, રાત્રે, ઝાડપાનમાં, આકાશમાં, જમીન પર, તેનો વેગ વધીને અવાજ થાય છે સૂ ઉ ઉ સૂ ઉ ઉ. સૂ ઉ ઉ ઉ ઉ ઉ. એવા અવાજના પ્રારંભ પાછળ વિશ્વગ્રાસી દૂત જાણે પાછળ હટીને બળસંચય કરે છે : સૂ ઉ ઉ ના છેલ્લા શ્વાસે પૃથ્વીને ઊંચે નીચે તેમ જ વાયુમાં ઝુલાવી–વધોવીને વાયુસમુદ્ર વિશાળ તોફાન જગાવી સમસ્ત આસુરી બળથી સર્વજયાના જીર્ણ મકાનને પાછળથી ધક્કો મારે છે–ધ...શ ! મકાન હલી જાય છે. હવે રહેશે નહિ ! એની વચ્ચે જાણે કોઈ અધીરતા, વિશૃંખલતા કે ભ્રમભ્રાંતિ નથી, જાણે દર્શનશાસ્ત્રથી પ્રણાલીબદ્ધ ભાવનું કર્તવ્ય...! વિશ્વને ચોક્કસ સમયે

ભૂકો કરીને ઉડાવી દેવાની જવાબદારી લઈને યુગે યુગે આ રીતે કેટલી ય હસતી સૃષ્ટિનો ધ્વંસ કરી અનંત આકાશના અંધારામાં હવાઈની જેમ ઉડાડી દેતો આવ્યો છે. જે મહાશક્તિમાન વિનાશ છે એનું આ નિશ્ચિત કાર્ય ! એને એવી અધીરતા કે ઉન્મત્તતા પોષાય નહિ.

હેબતાઈને સર્વજયાએ બારણું બંધ કરી દીધું. જો કદાચ અત્યારે ઘરમાં કાંઈક આવે તો. માણસ કે કોઈ બીજું જાનવર ? ચારે બાજુ ઘોર વાંસવન, જંગલ. માણસની વસતી નહિ. ઓ મા ! પાણીના છાંટાથી ઘર ભિંજાઈ જાય છે. હાથ અડાડી જોયું તો ઊંઘતા અપુનું શરીર પાણીથી ભિંજાઈ લોચો થઈ ગયું છે. તે શું કરે ? હવે કેટલી રાત હશે ? તેણે બિછાનું ઝાપટી દીવાસળી શોધી કેરોસિનનો દીવો સળગાવ્યો, બોલાવ્યો, " ઓ અપુ ! ઊઠ તો ભાઈ! પાણી પડયું છે." અપુ ઊંઘભરેલી આંખે કાંઈક બોલ્યો તે સમજાયું નહિ. ફરી બૂમ મારી, " અપુ ! સાંભળે છે ઓ અપુ ? ઊઠ જોઉં " દુર્ગાને કહ્યું, " પાસું ફેરવીને સૂ તો દુર્ગા, બહુ પાણી પડયું છે, જરા ખસ, આમ આવ જોઉં !"

અપુએ ઊઠી બેઠો થયો. બેઠો થઈને ઊંઘભરેલી આંખે ચારે તરફ જોયું, પછી વળી સૂઈ ગયો. હુ...ડૂ મ કરીને કાંઈક ભયંકર અવાજ થયો. સર્વજયાએ ફરીને જલદી જલદી બારણું ખોલી બહારની તરફ ડોકી કાઢી જોયું, વાંસવન તરફ ઉઘાડું દેખાતું હતું. રસોડાની દીવાલ પડી ગઈ હતી. તેની છાતી કંપી ઊઠી. હવે જો આ પુરાણું મકાન તૂટે તો કોણ છે, જેને તે અત્યારે બોલાવે? મનમાં મનમાં બોલે, 'હે ઠાકુર, આજની રાત કોઈ પણ રીતે વિતાવી દો,હે ઠાકુર, મારા લાલના મોં તરફ જુઓ.'

પણ હજી પૂરું સવાર પડયું નહોતું. તોફાન થંભી ગયું હતું, પરંતુ વરસાદ ત્યારે પણ ધીરે ધીરે પડતો હતો. શેરીની નીલમણી

મુખર્જીની સ્ત્રી વાડામાં ગાયને જોવા આવી હતી. એવે વખતે ખડકીના બારણે વારંવાર ધક્કા સાંભળી બારણું ઉઘાડી એણે વિસ્મયથી પૂછ્યું, "નવી વહુ!" સર્વજયાએ વ્યસ્તભાવે કહ્યું, "દીદી, એક વાર ઝટ ઠાકુરને બોલાવો તો! એક વાર જલદી અહીં ઘેર આવવાનું કહો, દુર્ગાને કાંઈક થયું છે!"

નીલમણિ મુખર્જીની સ્ત્રી આશ્ચર્ય પામીને બોલી, "દુર્ગા? શું થયું છે દુર્ગાને?" સર્વજયા બોલી, "થોડા દિવસથી તાવ આવે છે, આવે ને ઊતરે–મેલેરિયા–કાલે કંઈક વધારે હતો, એમાં વળી રાતનું તોફાન, જરા જલદી જુઓ ને!"

તેના વિખાયલા કેશ અને રાત–જાગેલી લાલચોળ આંખોમાં કોઈક અનાથની દૃષ્ટિ જોઈ ને નીલમણિ મુખર્જીની સ્ત્રીએ કહ્યું, "બીએ છે શું વહુ? ઊભી રહે, હું હમણાં જ બોલાવી દઉં છું. ચાલ, હું જ જાઉં છું. કાલે રાતે વળી ગોકળીની ઓસરી પડી ગઈ. કાલ રાત જેવું તોફાન મેં તો કદી જોયું નથી. મોડી રાત્રે સૌ ઊઠી ગાય વગેરેને જોઈ લઈ હમણાં જ સૂતાં છે ઊભી રહે હું બોલાવું છું."

થોડી વાર પછી નીલમણિ મુખર્જી, તેનો મોટો છોકરો ફણી, રામ અને બે ય છોકરીઓ–સૌ અપુને ઘેર આવ્યાં. રાત્રીના અંધકારમાં પેલો દૈત્ય જાણે આખું ગામ પીસી દળી ને વલોવી નાંખી આકાશ રસ્તે અંતર્ધાન થઈ ગયો. ભાંગેલાં ઝાડોની ડાળ, પાન, ખડ, કાચા વાંસનાં પાન અને વાંસની સોટીઓથી રસ્તો ઢાંકી દીધો છે. ઝાડ વાંસ સુવાડી દઈ ને રસ્તો અટકાવી દીધો છે. ફણીએ કહ્યું, "જોયું ને બાપા તોફાન? પેલા નવાબગંજના પાકા રસ્તા પરના વિલાયતી ગુલમોરનાં પાન ઊડી અહીં આવ્યાં છે! નીલમણિ મુખર્જીના નાના છોકરાએ એક મરેલું ચાતક પંખી વાંસનાં ઝાંખરાંમાંથી બહાર કાઢ્યું.

દુર્ગાના બિછાના પાસે અપુ બેઠો છે. નીલમણિ મુખર્જીએ ઘરમાં આવીને કહ્યું, "શું થયું છે બેટા અપુ ?" અપુના મોં પર ઉદ્વેગનાં ચિહ્ન હતાં. એણે કહ્યું, "દીદી, કેવું બધું બોલે છે મોટા કાકા !"

નીલમણિ બિછાના પાસે બેસીને બોલ્યા, "જોઉં હાથ ! તાવ જરા વધુ છે પણ કાંઈ બીક નથી. ફણી ! તું એક વાર જલદીથી નવાબગંજ શરત દાકતર પાસે જા જોઉં, એક વાર બોલાવી આવ." પછી તેમણે બૂમ મારી, "દુર્ગા ! ઓ દુર્ગા !" દુર્ગાનો અઘોર ભાવશૂન્ય ચહેરો ! અવાજ નહિ. નીલમણિએ કહ્યું, "આ મકાન બહુ ખરાબ છે. એમાં રાત્રે વરસાદમાં પડી ગયું લાગે છે. વહુમા, શરમાવાનું કારણ શું છે ? અમારે ત્યાં જગા થઈ ન જાત ? હરિહરને તો કાંઈ ભાન નથી ને આ જીવનમાં થશે ય નહિ. આ અવસ્થામાં આવા મકાનને સારું કરવાની જરા વ્યવસ્થા ન કરે તો એ શું કરશે ? એ જાણતો નથી કે મકાન હવે તૂટવા આવ્યું છે ?"

તેની સ્ત્રીએ કહ્યું, "ઘર ક્યાંથી સમું કરાવે–ઘરમાં ખાવાનું જ નથી ત્યાં ? નહિ તો શું આવી રીતે નિરાધાર મૂકીને કોઈ વિદેશ જાય ? અરેરે, માંદી છોકરી કાલ આખી રાત ભિજાઈ છે. જરા પાણી ગરમ કરીને આપો, પેલી બારી ખોલી નાખ તો ફણી ?"

થોડી વાર પછી નવાબગંજથી શરત ડાકટર આવ્યા. તપાસી કરીને દવાની વ્યવસ્થા કરી. કહી ગયા કે 'વિશેષ ભયનું કશું કારણ નથી. તાવ વધારે હતો એટલે માથા પર પાણીનાં પોતાં નિયમિત મૂકવાનો બંદોબસ્ત કરજો.' હરિહર ક્યાં છે તેની ખબર ન હતી તોપણ તેના પહેલા ઠેકાણે તેને એક પત્ર લખ્યો.

બીજે દિવસે વરસાદ ને તોફાન થંભી ગયાં. આકાશનાં વાદળાં વિખેરાવા શરૂ થયાં. નીલમણિ મુખર્જીએ બે વાર નિયમિત ખબર

કાઢવા લાગ્યા. તોફાન – વરસાદ થંભ્યાને બીજે દિવસથી દુર્ગાનો તાવ ફરીથી વધ્યો. શરત દાક્તરને સૂઝ પડી નહિ. હરિહરને બીજો એક પત્ર લખ્યો.

અપુ એની દીદીના માથા પાસે બેસીને પાણીનાં પોતાં મૂકતો હતો. દીદીને એક બે વાર બોલાવી, "ઓ દીદી ! સાંભળે છે ? કેમ છે ? ઓ દીદી !" દુર્ગાનો કેવો ભાવ વિનાનો ચહેરો ! હોઠ હલાવે છે. કંઈક જાણે મનમાં બોલે છે–ઘોઘરું ઘોઘરું. અપુએ મોં પાસે કાન લઈ જઈને એક બે વાર પ્રયત્ન કર્યો પણ કશું સમજી શકાયું નહિ.

આટલી વાર પછી સાંજ વખતે તાવ ચાલ્યો ગયો. દુર્ગા ફરી આંખ મેળવીને જોઈ શકી. ભારે દુર્બળ થઈ ગઈ છે. હોઠ ફફડાવીને વાત કરે છે. ધ્યાનથી ન સાંભળે તો સમજી શકાય નહિ કે શું તે બોલે છે.

મા ઘરકામ માટે ઊઠતાં અપુ દીદી પાસે બેસી રહ્યો. દુર્ગા આંખ ઊંચી કરી તેના તરફ જોઈને બોલી, "કેટલો વખત થયો ?"

અપુએ કહ્યું, "સાંજ પડવાને હજી વાર છે. તડકો આજે નીકળ્યો છે. દેખે છે દીદી ? હજુ પણ આપણા નળિયેરના ઝાડની ટોચે તડકો છે."

થોડી વાર બંને કશું બોલ્યાં નહિ. ઘણા દિવસે તડકો નીકળવાથી અપુને ભારે આનંદ થયો. તે બારી બહાર તડકાથી ઉજ્જવળ બનેલ ઝાડની ટોચો જોઈ રહ્યો.

થોડી વાર પછી દુર્ગા બોલી, "સાંભળ અપુ, એક વાત સાંભળ," "શું દીદી ?" પછી તે દીદીના મોંની પાસે પોતાનું મોં લઈ ગયો.

"મને તું એક દિવસ રેલગાડી દેખાડીશ ?"

"દેખાડીશ, તું સાજી થઈ ઊઠીશ એટલે બાબાને કહીશ. આપણે સૌ એક વાર ગંગામાં નહાવા જશું-રેલગાડીમાં બેસીને."

આખો દિવસ અને રાત્રી વીતી ગયાં. તોફાન ને વરસાદ કદી થયાં હોય એવું યાદ પણ નહોતું. ચારે બાજુ દારુણ શરદઋતુનો તાપ શરૂ થયો.

સવારે દસને સુમારે નીલમણિ મુખર્જી ઘણા દિવસ પછી, નદીમાં સ્નાન કરવા જાતું છે, કહી તેલ માલીશ કરવા બેઠા હતા. તેની સ્ત્રીનો ઉત્તેજિત અવાજ તેના કાને ગયો. "અરે એય, આવો તો એક વાર આ બાજુ, જલદી, અપુના ઘર તરફથી જાણે કોઈકના રડવાનો અવાજ આવે છે."

શું થયું તે જોવા સૌ દોડી આવ્યાં.

સર્વજયા છોકરીના મોં પર ઝૂકી પડીને બોલે છે, "ઓ દુર્ગા ! સામું જો ને ! ઓ મા ! એક વાર સરખી નજરે જો, ઓ દુર્ગા !"

નીલમણિ મુખર્જી ઘરમાં આવીને બોલ્યો, "શું થયું ? આઘાં ખસો, આઘાં ખસો. અરે, બધાં શું હવા બંધ કરીને ઊભાં છો ?"

સર્વજયા જેઠ જેવા વડીલ પડોશીની ઘરમાં હાજરી ભૂલી જઈને બૂમ પાડી ઊઠી, "અરે ! શું થયું ! છોકરી આમ કેમ કરે છે ?"

દુર્ગાએ કાંઈ જોયું નહિ.

આકાશનો નીલ પર્દો ચીરીને અંદરથી કોઈક કોઈક વાર અનંતનો હાથ આવે, પૃથ્વીની છાતી ઉપરથી બાળકો ચંચળ થઈને દોડી જઈ અનંત નીલિમામાં ડૂબીને પોતાને અંદર સમાવી

દે. પરિચિત છતાં અપરિચિત રસ્તાના બહુ દૂરના કોઈ પથહીન પથે દુર્ગાના અશાંત ચંચળ પ્રાણને જીવનની એ સૌથી મોટી, અજાણી ખૂમ આવી પહોંચી હતી.

ત્યારે ફરી શરત્ ડાક્તરને બોલાવવામાં આવ્યા. એમણે કહ્યું, "મેલેરિયાની છેલ્લી છેલ્લી સ્થિતિ ! ખૂબ તાવ પછી જેમ આરામ થાય તેમ આ રીતે હાર્ટ ફેઈલ પણ થાય."

અર્ધી કલાકમાં શેરીનાં લોક ફળિયામાં ભેળાં થયાં.

## ૨૧

હરિહરને ઘરનો પત્ર મળ્યો નહિ.

આ વખતે ઘેરથી બહાર નીકળીને હરિહર રાય પહેલાં ગોપાડી કૃષ્ણનગર ગયા. ત્યાં કોઈની તેને ઓળખાણ ન હતી. શહેરની હટાણું કરવાની જગા એટલે કાંઈ કને કાંઈક થશે એ આશાએ તે ત્યાં ગયો હતો. ગોપાડીમાં થોડા દિવસ રહ્યા પછી તેને ખબર મળી કે શહેરમાં વકીલ કે જમીનદારનાં ઘેર દૈનિક કે માસિકના હિસાબે ચંડીપાઠ કરવાનું કાર્ય મળી જાય એમ છે, એટલે આશામાં ને આશામાં પંદર દિવસ વિતાવી ઘેરથી રસ્તાખર્ચનું કરીને જે કાંઈ લાવ્યો હતો તે વાપરી નાંખ્યું. પરંતુ ક્યાં ય કશી સગવડ થઈ નહિ.

તે મહા વિપદમાં પડ્યો. અપરિચિત સ્થાન, કોઈ એક પૈસો આપીને સહાય કરે એવું નહિ. ઊભી બજારની જે હોટેલમાં તે હતો ત્યાંથી પૈસા વપરાઈ જવાથી નીકળી જવું પડ્યું. એક જણા પાસેથી સાંભળ્યું કે સ્થાનિક હરિસભામાં નવા આવેલ ગરીબ બ્રાહ્મણ મુસાફરને મફત રહેવા અને ખાવા દે છે. ગરીબી જણાવી હરિસભાની એક ઓરડીમાં એક જગાએ સ્થાન મેળવ્યું, પરંતુ

ત્યાં બહુ અગવડ. ઘણા નવરા ગાંજાખોર માણસો રાત્રે ત્યાં અડ્ડો જમાવતા. લગભગ આખી રાત્રી હો હો ચાલતું, એટલું જ નહિ પણ મોડી રાત્રે હમેશ એવી સ્ત્રીઓનો અવરજવર દેખાયો કે જે હરિમંદિરમાં દર્શન કરવા આવનાર ભદ્ર મહિલા જેવી ન લાગતી.

મહા મુશ્કેલીથી દિવસ વિતાવી તે શહેરના મોટા મોટા વકીલ અને ધનિક ગૃહસ્થને ઘેર ફરવા લાગ્યો. આખો દિવસ રખડી એક મોડી રાત્રે પાછો ફરતાં હમેશ માફક એણે જોયું કે એના સ્થાન પર તેનું જ બિછાનું પાથરી લઈ કોઈ એક માણસ નાક ઘસડતો ઊંઘે છે. હરિહરે કેટલાક દિવસ બહારના વરંડામાં સૂઈ ને વિતાવ્યા. લગભગ હમેશ આવું જ થવાને લીધે ગાંજાખોરની મંડળી સાથે તેને જરા ઝઘડો થયો. બીજે દિવસે સવારે તેઓએ હરિસભાના સેક્રેટરીને જઈ ને શું કહ્યું તે તેઓ જ જાણે. સેક્રેટરી બાબુએ હરિહરને પોતાને ઘેર બોલાવ્યો અને કહ્યું, "તેમની હરિસભામાં ત્રણ દિવસથી વધુ રહેવાનો નિયમ નથી તે બીજે ક્યાંક નિવાસ-સ્થાન શોધી લ્યે."

સાંજ પછી ચીજ વસ્તુ લઈ હરિહરને હરિસભાના મકાનમાંથી બહાર નીકળવું પડ્યું.

નદીને કાંઠે નાના એક નિર્જન સ્થાને પોટલી ઉતારી નદીના પાણીથી એણે હાથમોં ધોયાં.

આખો દિવસ કશું ખાવા મળ્યું ન હતું. તે દિવસે એક લાકડાની વખારમાં બેસીને કૃષ્ણની કથા કરી હતી. વખારના માલિકે એક રૂપિયો દક્ષિણાનો દીધો. એ રૂપિયામાંથી કાંઈક પૈસા ખર્ચીને બજારમાંથી મમરા અને દહીં ખરીદી લાવ્યો. ખાવાનું ગળા નીચે જાણે ઊતરે નહિ – માત્ર દસ દિવસનો વાયદો કરીને તે ઘેરથી બહાર નીકળ્યો હતો. આજ લગભગ બે માસથી ઉપર

થઈ ગયું હતું. આજ સુધી એક પૈસો મોકલી શક્યો નહોતો. આટલા દિવસ કેમ કરીને તેઓ ચલાવતાં હશે ! અપુએ ઘેરથી આવતી વખતે વારંવાર કહ્યું હતું કે તેને માટે એક પદ્મપુરાણ ખરીદી લાવવું – છોકરાને ચોપડી વાંચવી બહુ ગમતી. ક્યારેક ક્યારેક તે બાપાની પેટી ઉઘાડી છાનોમાને ચોપડી બહાર કાઢી વાંચતો તે હરિહર જાણતો હતો. પેટીમાં તોફાની હાથ બધું વીંખી પીંખી નાંખે – કઈ ચોપડી કઈ પેટીમાં બાબા રાખે છે તે છોકરો જાણે નહિ, પછી ઊથલપાથલ કરેલું ગોઠવી ચોરી ઢાંકવાની મહા મહેનત લ્યે. હરિહર ઘેર ફરી પેટી ઉઘાડીને તુરત જ છોકરાનાં પરાક્રમ સમજી જાય.

ઘેર આવતાં પહેલાં હરિહર જુગીપાડામાંથી એક બટતલાનું પદ્ય પદ્મપુરાણ વાંચવા માટે લઈ આવતો. અપુ ચોપડી પચાવી બેઠો – રોજ રોજ વાંચતો. કુચુનીપાડાના શિવ ઠાકુરની માછલી પકડવા જવાની વાત વાંચતાં તેને ભારે આનંદ આવતો. હરિહર કહે, “ ચોપડી દે, જેની ચોપડી છે તે માગે છે ભાઈ” છેવટે એક પદ્મપુરાણ તેને ખરીદી દેવું પડશે એ શરતે છોકરાને રાજી કરે ત્યારે તે ચોપડી પાછી આપે. જતી વખતે વારંવાર કહેલું કે એક એ જ ચોપડી લાવજો, બાબા, આ વખતે જરૂરાજરૂર. દુર્ગાએ ઊંચી નજર નહોતી કરી, પણ તેણે કહી દીધું હતું કે એક લીલી છાંટની ઓઢણી ને એક સારો જોઈ ને અળતો લેતા આવજો. પરંતુ એ બધી તો દૂરની વાત. કઈ રીતે ઘર ચાલતું હશે એ જ અત્યારે તો સમસ્યા છે ને ? સાંજ પછી પૂર્વપરિચિત લાકડાની વખારમાં જઈ ને તેણે રાતની જેમ આશ્રય લીધો. સારી ઊંઘ આવી નહિ. બિછાનામાં સૂઈને, ઘેર કેમ કરતાં કાંઈક મોકલી શકાય એ ચિંતામાં આમ તેમ પાસાં ફેરવવા લાગ્યો.

સવારે ઊઠીને રખડતાં રખડતાં તે લક્ષહિન ભાવે રસ્તાના

એક ઠેકાણે ઊભો રહ્યો. રસ્તાની પેલી બાજુ એક લાલ ઈંટના લોઢાના દરવાજાવાળું ઘર હતું. ઘણી વાર જોઈ રહ્યા પછી એના મનમાં થયું કે આ ઘરમાં જઈને દુઃખ જણાવવાથી તેનો કાંઈક ઉપાય થશે. યંત્રવત્ પૂતળાની જેમ તે દરવાજામાં ગયો. સુશોભિત દીવાનખાનું, આરસના પથ્થરના પગથિયે ફૂલની ફૂલદાની, પથ્થરનાં પૂતળાં, બારણામાં પેસવાને સ્થાને પગલૂછણિયાં. એક પ્રૌઢ ગૃહસ્થ દીવાનખાનામાં છાપું વાંચતો હતો. અપરિચિત માણસ જોઈ, છાપું બાજુએ મૂકી, સીધા બેસીને પૂછ્યું, "કોણ તમે? શું કામ છે?" હરિહર નમ્રતાથી બોલ્યો, "જી, હું બ્રાહ્મણ છું, સંસ્કૃત ભણેલો છું. ચંડીપાઠ, એ સિવાય ભાગવત કે ગીતાપાઠ પણ..."

પ્રૌઢ ગૃહસ્થે સારી રીતે વાત ન સાંભળતાં જ કહ્યું કે તેમનો સમય અતિ મૂલ્યવાન છે. નકામી વાતો સાંભળવા એમને સમય નથી. અને તદ્દન સંક્ષેપમાં જણાવી દેવાના ભાવથી કહ્યું કે નહિ, અહીં એમાંથી કાંઈ થઈ શકશે નહિ. બીજી જગાએ જુઓ. હરિહર મરણિયા ભાવથી બોલ્યો, 'જી, નવો જ શહેરમાં આવ્યો છું, હાથમાં કશું જ નથી, બહુ મુશ્કેલીમાં આવી પડ્યો છું. કેટલા ય દિવસથી ઘેરથી માત્ર...'

પ્રૌઢ ગૃહસ્થે એકદમ આ આપદા દૂર કરવાની ચેષ્ટાથી ઓઠીંગણ દેવાનો તકિયો ઊંચો કરી, કાંઈક લઈ, હરિહર તરફ હાથ લંબાવીને કહ્યું, "આ લે, જા; બીજું કશું થઈ શકશે નહિ, લે."

ગમે તે પ્રકારનું નાણું હોત પણ તે બીજી રીતે દીધું હોત તો તે લેતાં હરિહર કાંઈ પણ આનાકાની ન કરત. એવી રીતે એણે ઘણી જગાએથી લીધું પણ હતું. તે વિનંતિપૂર્વક બોલ્યો, "જી, આપ જ રાખો, હું એવી રીતે કોઈ પાસેથી નથી લેતો. હું શાસ્ત્રના પાઠ-બાઠ કરું છું. એ સિવાય કોઈ પાસેથી......"

એક શુભયોગ બન્યો હતો. રક્ષણ આપનાર મહાશયની

લાકડાની વખારમાં જ એક દિવસ એ જોગ બની ગયો. કૃષ્ણનગર પાસે એક ગામે એક ઊંચી ભાવનાવાળા મહાજન, ગૃહદેવતાનો પૂજાપાઠ કરવા માટે એક બ્રાહ્મણ શોધતા હતા. રક્ષક મહાશયની સલાહથી વિલંબ કર્યા વિના હરિહર ત્યાં ગયો. ઘરમાલિકે પણ તેને પસંદ કર્યો. રહેવા માટે ઘર દીધું. આદરમાનમાં કશી ત્રુટિ રહી નહિ.

કેટલાક દિવસ કામ કર્યા પછી પૂજાનો દિવસ આવી પહોંચ્યો. ઘેર જતી વખતે ઘરમાલિકે દસ રૂપિયા દક્ષિણાના અને જવા આવવાના ભાડાના દીધા. ગોપાડીમાં રક્ષક મહાશયની વિદાય લેવા આવતાં ત્યાંથી પાંચ રૂપિયા દક્ષિણા મળી.

આકાશમાં ને હવામાં સખ્ત તાપનું સામ્રાજ્ય. નીલા સ્વચ્છ આકાશ તરફ જોતાં મનમાં એકાએક ઉલ્લાસ આવે. વરસાદ પછી સુગંધી લીલી વેલીઓ, રેલ-રસ્તાની બંને બાજુ કાશ ફૂલનાં ઝાડ ગાડીના વેગે નમી નમીને પડતાં હતાં. ચાલતાં ચાલતાં માત્ર ઘરની વાતો જ યાદ આવતી હતી.

શાંતિપુરના વેપારીઓનું એક ટોળું દુર્ગાપૂજા પહેલાં કાપડની ગાંસડીઓ વેચાતી લેવા કલકત્તા ગયું હતું, તે ચૂર્ણીઘાટની નૌકા પર કલરવ કરતું હતું. સર્વત્ર એક ઉત્સવનો ઉલ્લાસ. રાણાઘાટની બજારમાં હરિહરે સ્ત્રી અને અપુ-દુર્ગા માટે વસ્ત્રો ખરીદ્યાં. દુર્ગાને લાલ રંગની ઓઢણી બહુ ગમે છે, તેને માટે એક સારી ઓઢણી ને સારાં જોઈને થોડાંક અળતાનાં પાન લીધાં. અપુનું પદ્મપુરાણ ખૂબ તપાસ કરવા છતાં મળ્યું નહિ. છેવટે એક સચિત્ર ચંડી-માહાત્મ્ય અથવા કાલકેતુનું ઉપાખ્યાન છ આના ખર્ચીને લીધું. ઘર માટે એક બે આ તે ચીજ, અને સર્વજયાએ કહ્યું હતું તે એક લાકડાનું વેલણ પાટલી, તે પણ ખરીદ્યાં.

સ્ટેશને ઊતરી ચાલતાં ચાલતાં બપોર વખતે તે ઘેર આવી પહોંચ્યો. રસ્તે ખાસ કોઈ મળ્યું નહિ. દેખ્યું હોય તોપણ તે

જલદી જલદીથી ઉદ્વિગ્નચિત્તે કોઈના પણ તરફ વિશેષ લક્ષ આપ્યા વિના ઘર તરફ ચાલ્યો. બારણામાં પેસતાં પેસતાં મનમાં બોલ્યો, "અરે! આ તોફાન શું? વાંસઝાડ વાડા પર સાવ ઝૂકી પડ્યાં છે. ભુવનકાકા કપાવશે પણ નહિ. મુશ્કેલી થઈ છે." પછી તેણે ઘરની ઓસરીમાં આવીને ટેવ પ્રમાણે જિજ્ઞાસાભર્યા અવાજે બૂમ મારી, "ઓ દુર્ગા! ઓ અપુ!"

તેનો સાદ સાંભળી સર્વજયા ઓરડામાંથી બહાર આવી. હરિહરે હસીને કહ્યું, "ઘરનાં બધાં સારાં છે ને? એ બધાં ક્યાં ગયાં? ઘરમાં નથી લાગતાં?" સર્વજયાએ શાંતિથી આવી સ્વામીના હાથમાંથી ભારે પોટલી ઉતારી લઈ કહ્યું, "આવો, ઘરમાં આવો." સ્ત્રીના શાંત ભાવ હરિહરના ધ્યાનમાં આવ્યા પણ તેના મનમાં કોઈ શંકા થઈ નહિ. તેની કલ્પનાનો સ્રોત ત્યારે વેગપૂર્વક બીજી તરફ દોડ્યો હતો-હમણાં દીકરો-દીકરી દોડી આવશે.

દુર્ગા આવીને હસતા મોંએ બોલશે, "બાબા, આમાં શું છે?" એટલે હરિહર એકદમ પોટલું ખોલી છોકરીની ઓઢણી અને અળતાનાં પાન અને છોકરાનું સચિત્ર ચંડીમાહાત્મ્ય અથવા કાલકેતુનું ઉપાખ્યાન અને પતરાની રેલગાડી બતાવશે. તેઓ જોઈ જ રહેશે! તે ઓરડામાં આવતાં આવતાં બોલ્યો, "આ વખતે સુંદર લાકડાનાં પાટલી-વેલણ લાવ્યો છું." પછી કાંઈક નિરાશાભર્યા-તૃષ્ણાભર્યા નયને ચારે તરફ જોઈને બોલ્યો, "કેમ! અપુ-દુર્ગા બધાં રમવા ગયાં છે?"

સર્વજયા હવે કોઈ રીતે લાગણીને દબાવી શકી નહિ. ઊંચા સાદથી ધ્રુસકે ધ્રુસકે રડી પડી, "અરે! દુર્ગા હવે ક્યાં છે? ઓ મા, આપણને દગો દઈને એ ચાલી ગઈ, આટલા દિવસ તમે ક્યાં હતા?"

ગાંગુલીના ઘેર ઘણા સમયથી પૂજા થતી. એટલા દિવસ ગામમાં બહુ ગરીબ અને ભૂખ્યું કોઈ ન રહેતું. બધો બંદોબસ્ત

થઈ ગયો હતો. ચોક્કસ વખતે કુંભાર આવીને પ્રતિમા ઘડે ને ચિત્રો દોરે. માળી શોભા કરે. બારાસે-મધુખાલી બાઉરી લોકો ઢગલે ઢગલા પદ્મફૂલ ઉપાડીને લાવે.

આંસમાલીનો દિનુ શરણાઈવાળો દરેક વરસની જેમ ઢોલ-વાજાં વગાડવા આવ્યો. આકાશે પ્રભાતના આગમનના આનંદના સૂરો વાગી ઊઠે. આવતી હેમંત ઋતુથી નવધાન્યગુચ્છમાં, નવા આવતા શેફાલિદલમાં, હિમાલય પારથી ઊડી આવતા પ્રવાસી પંખીમાં, શિશિર સ્નિગ્ધ કમળ જેવી ખીલેલ હેમંત સંધ્યામાં આનંદ ઊઠે છે.

નવું વસ્ત્ર પહેરાવી છોકરાને સાથે લઈ હરિહર આમંત્રણ હતું ત્યાં જમવા ગયો. એક અવ્યવસ્થિત વાળથી ઘેરાયલ નાના મોંની આગ્રહભરી છૂપી વિનંતિ બારણા પાસે પવનમાં મળી જાય. હરિહર રસ્તા પર પગ દેતા કાંઈક અન્યમનસ્ક થઈ જાય. છોકરાને કહે, " આગળ ચાલ. બહુ મોડું થઈ ગયું છે બાપુ !"

ગાંગુલીના ઘરનું આંગણું ઉત્સવના વેશમાં સજ્જિત છોકરાંઓથી ભરાઈ ગયું છે. અપુએ તાકી તાકીને જોયું. સતુએ અને એના ભાઈએ કેવા નારંગી રંગના જામા પહેર્યા છે ! લીલી સાડી પહેરી અને સુંદર રીતે વાળ બાંધી રાણુદીદીને કેવી શણગારી છે ! ગાંગુલીના ઘરની છોકરી સુનયનીએ ચોટલામાં રજનીગંધાનું ફૂલ નાંખ્યું છે અને પાંચ છ છોકરીઓ સાથે પૂજાના ઓરડામાં ઊભી ઊભી ખૂબ વાતો કરે છે અને હસે છે. સુનયની સિવાય બીજી છોકરીઓને તે ઓળખતો નથી-કદાચ બીજી જગાએથી પૂજા માટે એમને ઘેર આવી હશે. શહેરની છોકરી જેવી ફેશન કરે તેવી જ દેખાવમાં હોય ! અપુ એકીનજરે તેમની તરફ તાકી રહ્યો. પેલી બાજુ કોઈક બૂમો પાડીને બોલે છે, " મોટા સમિયાણો લાવવાની વ્યવસ્થા હજુ પણ થઈ નથી ? વાહ રે તમારું કામ ! હવે જુઓ મઝા થાય તે, ત્યારે બ્રાહ્મણો શું પાંચ વાગે ખાવા બેસશે ? "

❦

## ૨૨

જોતજોતાંમાં દિવસો વીતી ગયા. શિયાળો પણ પૂરો થઈ જવા આવ્યો!

દુર્ગાના મૃત્યુ પછી સર્વજયા સ્વામીને આ ગામથી ચાલ્યા જવા માટે હમેશ કહ્યા કરતી હતી. હરિહર પણ ઘણી જગાએ પ્રયત્ન કરવામાં બાકી રાખતો નહિ, પરંતુ કોઈ સ્થાને સગવડ થઈ નહિ. એ આશા સર્વજયાએ હવે એક રીતે છોડી પણ દીધી છે. ગયા શિયાળાની વચમાં હરિહરના જ્ઞાતિભાઈ નીલમણિ રાયની વિધવા સ્ત્રી ત્યાં આવી હતી. પોતાનું મકાન જંગલ જેવું થઈ જવાથી ભુવન મુખજ્જેના ઘેર એ રહે છે. હરિહરે પોતાને ઘેર ભાભીને લાવવા માટે યોગ્ય આગ્રહ કર્યો હતો, પરંતુ નીલમણિ રાયની સ્ત્રી આવી નહિ. હમણાં અહીં તેની સાથે તેની છોકરી અતસી અને નાનો છોકરો સુનીલ પણ આવ્યાં છે. મોટો છોકરો સુરેશ કલકત્તામાં ભણે છે, ઉનાળાની રજા પહેલાં અહીં આવી શકશે નહિ. અતસીની ઉમર ચૌદ વરસ, સુનીલની આઠ વરસ. સુનીલ દેખાવે બહુ સારો નહોતો, પરંતુ અતસી એના પ્રમાણમાં સુંદર હતી–જો કે બહુ સુંદર કહી શકાય નહિ. તેઓ અત્યાર સુધી લાહોરમાં રહેતાં. ત્યાં નીલમણિ રાયને સરકારી નોકરી હતી. ત્યાં જ

તેમનો જન્મ, ત્યાં જ લાલનપાલન એટલે જ એ પ્રદેશનું સુલભ સુડોળ સ્વાસ્થ્ય એમના દરેક અંગમાં હતું.

તેઓ અહીં પહેલાં આવ્યા ત્યારે સર્વજયાએ મોટા માણસ સમજી તેની સાથે ભળવાનો પ્રયત્ન કર્યો. સુનીલની મા દસ હજાર રૂપિયાની માલિક છે એવી વાત સાંભળી તેની સાથે મિત્રતા કેળવવાના પ્રયત્નમાં કચાશ ન રાખી, પરંતુ છેવટે સર્વજયા ભોળી હોવા છતાં સમજી શકી કે સુનીલની મા એને એટલો આદર દેવા તૈયાર નથી. તેનો સ્વામી લાંબા સમયથી નોકરી કરતો આવ્યો છે. તે અને તેનાં છોકરાં જુદી રીતે જીવન જીવનાં. પહેલેથી જ તેણે દરિદ્ર જ્ઞાતિજન હરિહરની સાથે એવો સંબંધ રાખ્યો કે સર્વજયા એની મેળે જ આવતી અટકી જાય. વાતમાં, વ્યવહારમાં, કામમાં ને નાની બધી બાબતોમાં તે જણાવી દેવા લાગી કે સર્વજયા કોઈ પણ રીતે તેમની વાતચીતમાં-લૂગડાં-લત્તામાં, હાલવાચાલવામાં એ ભાવ સતત પ્રગટી ઊઠતો કે તેઓ સ્થિતિસંપન્ન છે. છોકરો-છોકરી હમેશાં ચોખ્ખાંચટાક રહે, વસ્ત્ર જરી પણ મેલું થાય નહિ, વાળ હમેશાં ઓળેલા. અતસીના ગળામાં હાર, હાથે સોનાની ચૂડી, કાને સોનાનાં એરિંગ, એક કપ ચા અને નાસ્તો લીધા પહેલાં સવારે કોઈ બહાર જાય નહિ. સાથે લાહોરનો નોકર છે. ઘરનું બધું કામ એ જ કરે. ટૂંકમાં બધા ય વિષયમાં સર્વજયાનો દરિદ્ર સંસાર તેમનાથી તદ્દન જુદો.

સુનીલની મા પોતાનાં છોકરાંને ગામના કોઈ છોકરા સાથે બહુ મળવા દે નહિ—અપુ સાથે પણ નહિ. રખે ગામડાના આ બધા અશિક્ષિત, અસભ્ય, છોકરાઓના ટોળામાં ભળી તેનાં છોકરાં ખરાબ થઈ જાય. તે આ ગામમાં રહેવા આવત નહિ, પણ જરીફના સમયમાં પોતાની માલ-મિલકતની વ્યવસ્થા કરવા માટે આવ્યા વિના છૂટકો નહોતો. ભુવન મુખર્જી એમનું ખાતું રાખતા એટલે એમના પાછળના બે ઓરડા તેમને માટે કાઢી

દીધા છે. રસોઈ અને ખાવાપીવાનું એમનું જુદું છે. ભુવન મુખજ્જે સાથેના વ્યવહારમાં સુનાલની માને કશી જુદાઈ નથી. કારણ કે ભુવન મુખજ્જે પાસે પૈસા છે, સર્વજયાની તો એ માણુસમાં પણ ગણના કરે નહિ.

ફૂલદોલ વખતે નીલમણિ રાયનો મોટો છોકરો સુરેશ કલકત્તાથી આવી લગભગ દસ દિવસ ઘેર રહ્યો. સુરેશ અપુની જ ઉમરનો, અંગ્રેજી નિશાળે પાંચમા ધોરણમાં ભણે. દેખાવે બહુ ધોળો નહિ, ઊજળા શ્યામવર્ણનો. નિયમિત કસરત કરવાથી શરીર ખૂબ બળવાન અને નીરોગી હતું. અપુ કરતાં એક વરસ માત્ર મોટી ઉમર હોવા છતાં પણ આકૃતિ અને ગઠન પંદર સોળ વરસના છોકરા જેવું દેખાતું. સુરેશ પણ આ શેરીનાં છોકરાંઓ સાથે બહુ ભળતો નહિ. પેલી શેરીના ગાંગુલી ઘરના રમાનાથ ગાંગુલીના છોકરા તેના સહાધ્યાયી હતા. ગાંગુલીને ઘેર રામનવમીના ફૂલદોલનો મોટો ઉત્સવ થાય તે માટે તે પણ મામાને ઘેર ફરવા આવ્યા છે. સુરેશ મોટો ભાગ ત્યાં જ વિતાવતો. ગામના બીજા કોઈ છોકરા મળવા યોગ્ય નથી કહી તે પણ વાત કરતો નથી.

જે બળેલ ખંડિયેર જંગલ જેવું થઈ ઘર પાસે પડયું રહ્યું છે તે અપુ સમજણો થયો ત્યારથી જુએ છે. એ જ મકાનના આ માણસો પ્રત્યે અપુને એક વિચિત્ર આકર્ષણ હતું. તેનો સમવયી સુરેશ કલકત્તા ભણે. રજામાં ઘેર આવે ત્યારે તેની સાથે મિત્રતા કરવા માટે ઘણા દિવસથી તે રાહ જોતો, પરંતુ સુરેશ આવીને તેની સાથે એવો મળ્યો નહિ. તે ઉપરાંત સુરેશની રીત-ભાત અને વાતચીતની ઢબ એવી હતી કે જાણે તે દરેક વખતે દેખાડવા ઇચ્છે છે કે ગામના છોકરાથી તે ઘણો ઉચ્ચ છે. સમવયસ્ક હોવા છતાં શરમાળ અપુ તેનાથી બીક પામીને તેની પાસે ઢૂંકાય નહિ.

અપુ આજ સુધી કોઈ શાળાએ ગયો નહોતો. સુરેશે તેને લખવાવાંચવા સંબંધે પૂછયું ત્યારે તેણે કહ્યું હતું કે "હું ઘેર બાબા પાસે ભણું છું." ફૂલદોલને દિવસે ગાંગુલીના તળાવના બાંધેલા ઘાટ પર જલપાઈ નીચે બેસી સુરેશ ગામના છોકરાઓ તરફ દિગ્વિજયી તર્કશાસ્ત્રી પંડિતની ઢબથી આ તે પ્રશ્ન પૂછતો હતો. અપુને પૂછયું, "હિંદુસ્તાનની હદ કઈ, કહે તો ? ભૂગોળ જાણે છે ?"

અપુ બોલી શકયો નહિ. સુરેશે ફરી પૂછયું, "શું ગણિત આવડે છે ? દશાંશ કરી શકે ?"

અપુ એટલું બધું જાણતો નહિ. ન જાણતો હોવા છતાં એની પેલી પતરાની પેટીમાં કાંઈ ઓછી ચોપડીઓ છે ? એક નિત્યકર્મપદ્ધતિ, એક પુરાણી પ્રાકૃતિક ભૂગોળ, એક શુભંકરી, ફાટેલ પાનાંનું વીરાંગનાકાવ્ય, માનું પેલું મહાભારત એ બધું ભર્યું છે. તેણે આ બધી ચોપડીઓ વાંચી છે. અનેક વાર વાંચી ગયો હોવા છતાં ફરી વાર વાંચતો. તેના બાબા લગભગ અહીં-તહીંથી માગી કરીને ચોપડી લાવી દે. છોકરો ખૂબ લખતાંવાંચતાં શીખશે, પંડિત થશે. એને મોટો કરી ઊંચે લઈ જવાનો છે એ બાબતમાં તેની એક ન દબાય, ન સંતોષાય એવી પિપાસા હતી, પરંતુ તેની પાસે પૈસા નહોતા. દૂરની શાળાએ બોર્ડિંગમાં રાખી દેવા જેવા સોબતીનો સાવ અભાવ હતો. પોતે બહુ લખતાં-વાંચતાં જાણતો નહિ, તોપણ જેટલી વાર તે ઘેર રહે તેટલી વાર પોતાની પાસે બેસારી છોકરાને આ તે વંચાવે, જુદી જુદી વાતો કરે. છોકરાને ગણિત શીખવવા માટે પોતે એક શુભંકરીની સહાયથી બાળપણની ભુલાયલી વિદ્યા ફરીથી તૈયાર કરી લઈને છોકરાને ગણિત શીખવે. જેમાંથી છોકરાને જ્ઞાન મળે છે એવું લાગે તે છોકરાને વાંચવા દે અગર તો વાંચી સંભળાવે. તે બહુ

દિવસથી "બંગવાસી"નો ગ્રાહક હતો. ઘણા સમયનાં જૂનાં "બંગવાસી" તેના ઘરમાં ભેગાં કરેલાં હતાં. છોકરો મોટો થયે વાંચશે એ માટે હરિહરે તે બધાં સંભાળપૂર્વક બાંધીને ઊંચે મૂકી દીધાં હતાં. આજ તે કામ લાગતાં હતાં. કિંમત ન આપી શકવાથી નવાં છાપાં હવે આવતાં નહોતાં. છાપાંવાળાએ છાપું આપવાનું બંધ કરી દીધું હતું. છોકરો આ 'બંગવાસી' છાપા માટે કેવો પાગલ હતો! શનિવારે સવારે રમતગમત છોડી દઈને ભુવન મુખર્જીના ચંડીમંડપ પાસેની ટપાલપેટી પાસે ટપાલીની રાહ જોઈને તે બેસી રહેતો. હરિહર એ બરાબર જાણતો, એટલે છોકરાના આટલા આદરની વસ્તુની સગવડ ન કરી શકવાથી તેની છાતીમાં વેદના થતી.

અપુ તોપણ પુરાતન "બંગવાસી" વાંચી ઘણી વાતો શીખ્યો હતો. લ્યુ અને રાફેલની માર્ટિનિક દ્વીપના જ્વાળામુખીની, સોનું બનાવનાર જાદુગરની વાતો અને બીજી કેટલીય વાતો પુટુને કહેતો. પરંતુ નિશાળનું લેખનવાંચન એણે કશું કર્યું નહોતું. બહુમાં બહુ એક ભાગાકાર જાણતો. ઇતિહાસ નહિ, ભૂમિતિના પરિમિતનું તો નામ પણ સાંભળ્યું નહોતું. અંગ્રેજીની દોડમાં એ પહેલી ચોપડી સુધી પહોંચ્યો હતો.

છોકરાના ભાવિ સંબંધે તેની માની કાંઈ જુદી જ ધારણા હતી. સર્વજયા ગામડાની સ્ત્રી, એટલે છોકરો શાળામાં ભણીને મોટો થાય એવી ઉચ્ચ આશા તેને નહોતી. તેને પરિચિત મહોલ્લામાં કોઈએ કદી નિશાળનું મોં જોયું નહોતું. તેમના યજમાનના ઘર હતાં ત્યાં છોકરો થોડા દિવસ પછી જ આવ કરશે ને તેને ટકાવી રાખશે એ જ એની મોટી આશા હતી. બીજી પણ એક આશા સર્વજયા રાખતી. ગામના પુરોહિત દિનુ ભટ્ટાચાર્ય વૃદ્ધ થયા હતા. છોકરાઓ પણ કાંઈ લાયક નહોતા.

રાણીની મા, ગોકુળની વહુ, ગાંગુલીના ઘરની મોટી વહુ—બધાંએ મત પ્રકટ કર્યો હતો કે તેઓ આના પછી અપુ પાસે કામકાજ કરાવશે. દિનુ ભટ્ટાચાર્યની ગેરહાજરીમાં તેના ગાંજાખોર પુત્ર ભ મલતે બદલે નિષ્પાપ, સરલ, સુશ્રી આ છોકરાને જ ગામની મનસાપૂજામાં, લક્ષ્મીપૂજામાં જગા મળશે. ગામની સ્ત્રીઓ એ જ ઇચ્છે છે. અપુ સૌને ગમતો. ઘાટના રસ્તે પાડોશીઓને મોંએ આ વાત સર્વજયાએ ઘણી વાર સાંભળી હતી એટલે આ જ એની અત્યારે સૌથી વધારે ઉચ્ચ આશા હતી. તે ગરીબ ઘરની છોકરી, ગરીબ ઘરની વહુ—આ સિવાય બીજા કોઈ ઉજ્જવળ ભવિષ્યની ધારણા નહોતી – આ જો બને તો પાછલી રાતના સ્વપ્નને તે પામે.

એક દિવસ આ વાત ભુવન મુખર્જીને ઘેર ઊપડી હતી. બપોર પછી ત્યાં પાનાંના અડ્ડામાં શેરીનાં ઘણાં હાજર હતાં. સર્વજયાએ બધાંનું મન જાણવાના ભાવથી કહ્યું, “ આ મોટી કાકી છે, ઠાકુરમા છે, વચલી વહુ છે—એ બધાંની જો દયા હોય તો મારો અપુ આવતા ફાગણે જનોઈ લઈ ગામની પૂજા હાથમાં લઈ શકે. એમ થાય તો પછી મારે ચિંતા શી? આઠ દસ ઘર યજમાનનાં છે અને જો મા સિદ્ધેશ્વરીની ઇચ્છાથી ગાંગુલીના ઘરની પૂજાનું બંધાઈ જાય તો.........”

સુનીલની મા મોં દાબીને હસી. તેનો છોકરો સુરેશ મોટો થઈને કાયદો ભણશે. તેના મોટાકાકાનો છોકરો પટના શહેરમાં મોટો વકીલ છે તેની પાસે જઈને વકીલાત કરશે. સુરેશના એ મામા નિઃસંતાન અને ખૂબ પૈસાવાળા વકીલ છે. અત્યારથી જ એમની ઇચ્છા તો સુરેશને પાસે રાખીને ભણાવવાની છે, પરંતુ સુનીલની મા બીજાને ઘેર છોકરાને રાખતી કેમ નથી વગેરે વાતો ભોળી સર્વજયાની જેમ ગમે ત્યાં ન કહેતાં આ પહેલાં વાતવાતમાં યોગ્ય સ્થળે સૌને કહી હતી.

ભુવન મુખર્જેના ઘરની બહાર આવીને સર્વજયાએ છોકરાને કહ્યું, "એક વાત સાંભળ." પછી છાનામાના કહ્યું, "તારી ભાભુ પાસે જઈને કહે કે, જેઠીમા, મારી પાસે પગરખાં નથી, મને એક જોડી પગરખાં લઈ દો ને!"

અપુએ કહ્યું, "કેમ મા?"

"કહીશ ને? તેઓ મોટાં માણસ છે. માગ્યાં હોય તો સારાં એક જોડી પગરખાં દેશે. જુએ છે ને! જેવાં સુરેશના પગમાં છે, તારા પગે એવાં જ લાલ પગરખાં સારાં લાગે."

અપુએ શરમાતે મોંએ કહ્યું, "મને બહુ શરમ આવે છે મા, હું કહી શકીશ નહિ. એ શું ધારે? હું......"

સર્વજયાએ કહ્યું, "એમાં શરમ શી? પોતાનાં જ માણસ છે. કહીશ ને? એમાં શું?"

"ઉં...હું...હું, હું કહી શકીશ નહિ મા. હું જેઠીમા પાસે કાંઈ કહી શકું નહિ."

સર્વજયા ગુસ્સો કરીને બોલી, "કેમ ન કહી શકે? તારા જેવાને તો બધાયનાં ઘેર રખડવું–ઉઘાડે પગે રખડતો ફરે છે. આજ બે વરસથી પગે જોડા નથી. એ સારાં મોટાં માણસ છે, માગીએ તો લઈ દે એવાં. તો તારા મોંએથી એક વાક્ય ન નીકળે? શરમની પૂંછડી!"

પૂર્ણિમાને દિવસે રાણુીને ઘેર સત્યનારાયણની પૂજાનો પ્રસાદ લેવા અપુ ગયો. રાણીએ તેને બૂમ મારી હસતાં હસતાં બોલાવ્યો, "પહેલાં મારે ઘેર કેટલું આવતો! આજ કાલ તું આવતો કેમ નથી?"

"શું કામ ન આવું રાણુદી? આવું તો છું?"

રાણી અભિમાનભર્યા અવાજે બોલી, "હા, આવે છે ! ધૂળ આવે છે. હું તને કેટલું યાદ કરું છું ! તું મને યાદ કરે છે ?"

"નહિ કરતો હોઉં કાં ? વાહ રે ! માને પૂછી તો જુઓ !"

એ સિવાય બીજી કોઈ સંતોષજનક વાત તે પૂરી પાડી શક્યો નહિ. રાણીએ તેને ત્યાં ઊભો રાખી પોતે જ જઈને તેને માટે ફળ પ્રસાદ અને સંદેશ લઈ આવી હાથમાં દીધાં. હસીને કહ્યું, "થાળી સુદ્ધાં લઈ જા – હું કાલ આવીને કાકી પાસેથી લઈ જઈશ."

રાણીના મોંના હાસ્યથી તેના ઉપર અપુને એક પરમ નિર્મળ લાગણી થઈ – રાણુદી દેખાવમાં હમણાં કેવી સુંદર થઈ છે ! રાણુદી જેવી સુંદર છોકરી આજ સુધી બીજી કોઈ તેણે જોઈ નથી. અતસીદીદી હમેશાં બહુ ચોખ્ખી રહે છે, પરંતુ દેખાવમાં રાણુદી પાસે કાંઈ નહિ. એ સિવાય અપુ માનતો કે આ ગામની સ્ત્રીઓમાં રાણુદી જેવું મન કોઈ છોકરીનું નથી. દીદી પછી જો તેને કોઈ પ્રિય લાગતું હોય તો તે રાણુદી. રાણુદી પણ તેના તરફ ખેંચાતી તે શું અપુ જાણતો નહોતો ?

તેણે થાળી ઉપાડી ચાલ્યા જતી વખતે જરા આમ તેમ કરીને કહ્યું, "રાણુદી, તમારા આ પાછલા ઓરડાની અલમારીમાં જે ચોપડીઓ છે તે સતુદા વાંચવા દેતા નથી ! એક વાંચવા દેશો ? વાંચીને દઈ જઈશ." રાણીએ કહ્યું, "કઈ ચોપડી ! હું જાણતી નથી – ઊભો રહે હું જોઉં."

સતુ પહેલાં કોઈ પણ રીતે ખુશી નહોતો. છેવટે કહ્યું, "ઠીક, વાંચવા દઈશ, જો એક કામ કરીશ તો. મારા ખેતરના તળાવે રોજ માછલી ચોરાઈ જાય છે. મોટાકાકાએ મને ત્યાં જઈને બપોર વખતે ચોકી કરવાનું કહ્યું છે. મને ત્યાં એકલા એકલા ગમતું નથી. તું જો મારે બદલે જા તો ચોપડી વાંચવા દઉં."

રાણીએ વિરોધ કરીને કહ્યું. " વાહ રે ! એ બાળક એ વનમાં માછલીની ચોકી કરવા બેસશે ખરું ? તું મોટો છોકરો બેસી ન શકે અને તે જાય ? જા તારે ચોપડી દેવાની નથી. હું બાબા પાસેથી માગીને આપીશ."

પરંતુ અપુ રાજી થયો. રાણીના પિતા ભુવન મુખર્જી વિદેશ રહેતા તેમને આવવાને બહુ વાર હતી, અને આ ચોપડીનો એને બહુ લોભ હતો, એ વાંચવાના લોભે તે કેટલાય દિવસ લુબ્ધચિત્તે સતુના ઘરની પાછલી બાજુ જા-આવ કરતો. એક બે અર્ધી વાંચી પણ હતી, પરંતુ સતુ પોતે તો વાંચે નહિ પણ એને ય વાંચવા ન દે. રસ બરોબર જામે ત્યાં ખેંચી લે ને કહે, " મૂકી દે અપુ, એ બધી નાના કાકાની ચોપડીઓ છે. ફાટી જશે, લાવ. "

અપુના હાથમાંથી સ્વર્ગ જાણે ઝૂંટાઈ જાય.

હમેશાં બપોર વખતે તે આલમારીમાંથી ચૂંટી ચૂંટીને એક એક કરીને સતુ પાસેથી ચોપડી માગીને લઈ જાય અને વાંસવનની છાયામાં કેટલાંક શેવડા ઝાડની નરમ છાલ પાથરી તેના પર ઊંધો સૂઈ એકચિત્તે વાંચે. ચોપડીઓ ઘણી હતી. " પ્રણય – પ્રતિમા, સરોજ–સરોજિની, કુસુમકુમારી, સચિત્ર યૌવન, યોગિની નાટક, દસ્યુ – દુહિતા પ્રેમ – પરિણામ, અમૃત ગરલ, ગોપેશ્વરની ગુપ્તકથા– તે કેટલાં નામ જુએ ? એક એક કરીને તે પકડે. એક વાર શરૂ કરે પછી છોડી શકે નહિ. આંખ સૂજી જાય, તળાવકાંઠે નિર્જન વાંસવનની છાયા ! એમાં ક્યારે તળાવના કાંઠાની શેવાળ પર છાંયો ઊતરતો તેનો ખ્યાલ પણ ન રહે. ક્યારે વખત વીતી ગયો તે પણ ખબર ન પડે. કેવી વાત !

સરોજિનીને સાથે લઈને સરોજ નૌકામાં મુર્શીદાબાદ જતો હતો, રસ્તે નવાબના માણસોએ નૌકા લૂટી લઈ તેમને કેદ કર્યાં.

નવાબના હુકમથી સરોજને પ્રાણદંડ થયો. સરોજિનીને એક અંધારી ઓરડીમાં પૂરીને તાળું મારી દીધું. ગાઢ રાત્રીએ ઓરડાનો દરવાજો ખૂલી ગયો. નવાબ મત્ત અવસ્થામાં દરવાજામાં પ્રવેશ કરીને બોલ્યો, "સુંદરી ! મારા હુકમથી સરોજને મારી નાખવામાં આવ્યો છે." સરોજિની ગર્વથી ડોકું હલાવીને બોલી, "ઓ પિશાચ, રાજપુત્ર અને રમણને તું હજી ઓળખતો નથી ? આ દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી...' વગેરે. આવે વખતે કોઈકની ભયંકર લાતથી કારાગારની જાળી ભાંગી ગઈ. નવાબ ચમકી ઊઠચો. એક જટાધારી તેજપુંજ કલેવરનો સંન્યાસી અને જમદૂત જેવા બળવાન ચાર પાંચ માણસ. સંન્યાસી રોષભર્યા નયને નવાબ તરફ જોઈને બોલ્યો, "નરાધમ ! રક્ષક થઈને ભક્ષક ?" સરોજિની પછી તરફ જોઈને બોલ્યો, "મા, હું તમારા સ્વામીનો ગુરુ જોગાનંદ સ્વામી. તમારા સ્વામીના પ્રાણને હાનિ નથી થઈ. મારા કમંડળના જળથી પુનર્જીવન પ્રાપ્ત કર્યું છે. હમણાં મા, તમે મારા આશ્રમે ચાલો, વત્સ સરોજ તમારી રાહ જોઈ રહ્યો છે." ગ્રંથકારની શૈલી પણ સુંદર. સરોજની આ વિસ્મય ઘટનાને વળી વધુ વિસ્મયતાથી ખોલવા માટે તેમણે પછીના પ્રકરણમાં લીધી છે. વાચકનું મન કુતૂહલથી ઊંચું રાખવા માટે આ કુશળતા કરી છે.

પ્રકરણ પૂરું કરતાં અપુની આંખે પાણીથી ઝાંખપ વળી જાય, ગળામાં જાણે કાંઈ અટકાઈ જાય. આકાશ તરફ આંખ રાખીને તે થોડી વાર કાંઇક વિચારે. આનંદથી, વિસ્મયથી તેના બંને કાનમાંથી જાણે તણખા બહાર નીકળવા લાગે. પછી રૂંધાયેલા શ્વાસે બીજું પ્રકરણ વાંચવા લાગે. સાંજ પડી જાય. ચારે બાજુ છાયા મોટી થઈ જાય. માથા ઉપર વાંસઝાડે કેટલાં ય પંખીઓનો અવાજ શરૂ થાય. ઊંડું ઊંડું કરતાં ચોપડીના પાનાને આંખ અડાડી વાંચતો રહે, જ્યાં સુધી અક્ષર દેખાય ત્યાં સુધી વાંચે.

આવી રીતે ચોપડી તો તેણે કદી વાંચી નથી. ક્યાં સીતાનો વનવાસ ને ક્યાં આ વાત?

ઘેર આવતાં એની મા વઢે. આવો ભાન વિનાનો છોકરો! બીજાની માછલીની ચોકી કરવા જંગલમાં ચોપડી વાંચવાના લોભે જાય છે! તુંય ઠીક મૂરખ મળ્યો છે."

પરંતુ મૂરખ અપુને જે લાભ મળ્યો છે તે તરફ તેની માનું કશું લક્ષ નથી. હમણાં તેણે એક ચોપડી મેળવી હતી. જીવન-પ્રભાત અને જીવન-સંધ્યા. પેલી ટેકરી, બોરનાં ઝાડો, મેદાન પર નિસ્તબ્ધ બપોરે માયાનાં દશ્યો પછી દશ્યો એકદમ બદલાતાં ચાલતાં.

રાજસ્થાનના મરુપર્વત, દિલ્લી-આગ્રાના રંગમહેલ, શીશ-પહેલે પેશવાઓ સુંદરીઓનાં ટોળાંઓમાં તેમનો આખો દિવસ વિતાવતા, એ કયું જગત કે જ્યાં માત્ર તલવારનું યુદ્ધ. સુંદર મોંની મિત્રતા, આહીરોનાં લાંબાં ભાલાં હાથમાં લઈ ઘોડે ચડી, પહાડ જંગલ પાર કરીને દોડયા? વીરથી જે સાધ્ય છે, રાજપુત્રથી જે સાધ્ય છે માણસથી જે સાધ્ય છે તે પ્રતાપસિંહે કર્યું છે. હલદીઘાટના પર્વતના રસ્તાના એકે એક પાષાણફલક પર તેની કહાણી લખી છે. દેવારના રણક્ષેત્ર પર બાવીસ હજાર રાજપુત્રનાં હૃદયના રક્તથી તેમની કહાણી લખાઈ છે.

બહુ દિવસ પછી પણ પ્રાચીન મોગલ યોદ્ધાગણ અગ્નિકુંડની પાસે પૌત્રપાત્રીગણની પાસે બેસી હલદીઘાટના અદ્ભુત વીરત્વની વાત કહેતા. અપુ જાણતો કે તે આ ગામની વનભૂમિની છાયામાં ઝાડ-પાનની નિબિડતામાં માટીની ગંધથી મોટો થયો છે. તે જાણતો કે રજપુતાનાના ભીલ પ્રદેશની વૃદ્ધ ચારણીદેવીનુ સ્થાન તે જાણે છે. મુક્ત મગરૂબ અપૂર્વ વનસૌન્દર્ય તે ઓળખે છે. પર્વત ઉપરથી ઊતરી આવતી શસ્ત્રપાણી તેજસિંહની મૂર્તિ કેટલી સુંદર યાદ છે!

એ પ્રદેશમાં ઘણા દિવસ સુધી તે ભીલગામની નિર્જન કંદરામાં, અને ઊંચા શિખર પર, રજનીના બીજા પ્રહરના સમયે એક રમણીના કંઠમાંથી નીકળતું ગીત સંભળાતું. વહેલી સવારે નિર્જન વિભાગમાં મુસાફરો ક્યારેક ક્યારેક એક રમણીનું શ્વેત મુખ અને ચંચળ નયન દેખી શકાતાં. લોકો કહેતા, 'કોઈ વિશ્રામ-શૂન્ય ઉદ્વિગ્ના વનદેવી હશે.'

કોમલમીર, સૂર્યગઢનું યુદ્ધ. સેનાપતિ શાહબાજખાં, સુંદરી નુરજહાં, પુષ્પકુમારી, વન જેવો ભીલનો દેશ, વીર બાળક ચંદનસિંહ–દૂર સુદૂરની કલ્પના! રાજસ્થાનનીં મરુભૂમિ અને નીલા અરવલ્લીના ઉદ્ધત પર્વતના શિખરે શિખરે ચેનાર વૃક્ષનાં ફૂલ ખીલીને ખરી પડ્યાં છે. દેવી મેવાડલક્ષ્મીના અળતો લગાડેલ લાલ પગનાં ચિહ્ન બનાસ અને બરી નદીની તટભૂમિના વનપ્રદેશના શિલાખંડ પર ઝરણાના પાણીમાં, ચેનાર અને મૌલવનમાં પડ્યાં છે.

ચિતોડની રક્ષા થઈ નહિ. રાણા અમરસિંહે બાદશાહનું સન્માન સ્વીકાર્યું. દરિદ્ર પિતામહ પ્રતાપસિંહ–જેણે પચ્ચીશવર્ષ સુધી વનમાં, ખીણોમાં, ભીલના આશરે યુદ્ધ કર્યું હતું તેણે આ બધું ક્યાંથી જોયુ હોય!

આંખના પાણીથી તળાવ, ટેકરી, બોરડીઓ, વાંસવન બધું ઝાંખુ ઝાંખું થઈ ગયું.

એક દિવસ બપોરે તેના બાપાએ કાંઈક બંડલ દેખાડીને હસતા મોંએ કહ્યું, "જો તો છોકરા, શું છે આ, કહે જોઉં ?"

અપુ એકદમ બિછાના પર બેઠો થઈ ગયો. ઉત્સાહભર્યા સૂરે બોલ્યો, "છાપું ? ખરુંને બાબા ?"

તે દિવસે રામકવચ લખીને બિહારી ઘોષની સાસુ પાસેથી

જે ત્રણ રૂપિયા મળ્યા હતા તેમાંથી સ્ત્રીથી છાનામાના, બે રૂપિયા છાપાનું લવાજમ મોકલી દીધું હતું. સ્ત્રી જાણી જાય તો બીજા પાંચની જરૂર હોવાથી એ બે રૂપિયા મળી શકત નહિ.

અપુએ એકદમ બાપાના હાથમાંથી છાપું ઝૂંટવી લીધું. "હાં, છાપું જ છે." મોટા મોટા અક્ષરે એ જ "બંગવાસી" લખ્યું હતું. એ જ નવા કાગળની ગંધ – એ જ છાપું – એ જ બધું. જેને માટે એકાદ વર્ષ પહેલાં તે અધીર જિજ્ઞાસાથી, શ્રાદ્ધના કાગડાની જેમ, ભુવન મુખરજીના ચંડીમંડપની ટપાલની પેટી પાસે ટપાલીની રાહમાં, પ્રતિ શનિવારે ટાંપીને બેસી રહેતો! સમાચારનું છાપું! સમાચારનું છાપું! કેટલી! બધી નવી ખબરો આપી છે આ પાનાંમાં કેટલી બધી વાતો લખી છે!

હરિહરને પ્રશ્ન થયો કે બે રૂપિયાને બદલે છોકરાના મોં પર જે આનંદનું હાસ્ય તે ખીલવી શક્યો છે તેની તુલનામાં સ્ત્રીની સોનાની વાળી છોડાવી શકાય તે શું વધુ આનંદદાયી છે?

અપુએ દેખાડીને કહ્યું, "જુઓ બાબા! એક જણનો વિલાયતની મુસાફરીનો પત્ર આવ્યો છે. બહુ વખતે આપણું છાપું આવ્યું, નહિ બાબા?"

તો પણ તેના મનમાં દુઃખ થયું કે ગયા વર્ષે એકાએક છાપું બંધ કરી દેવાથી જાપાની માકડસાસુરની વાર્તાનો છેવટનો ભાગ તેનાથી વંચાયો નહિ – રાજસભામાં ગયા પછી તેનું શું બન્યું તે એ જાણી શક્યો નહિ.

એક દિવસ રાણીએ પૂછ્યું, "તારી ચોપડીમાં તું શું લખે છે?"

અપુએ આશ્ચર્યથી પૂછ્યું, "કઈ ચોપડી? તેં કેમ કરીને જોઈ?"

"હું તે દિવસે બપોરે તારે ઘેર આવી હતી ને? તું હતો નહિ. કાકી સાથે કેટલીક વાર વાતો કરી હતી. કેમ, કાકીએ તને નથી કહ્યું ? મેં ત્યારે જોઈ. તારા પુસ્તકના દફતરમાં તારી એ લાલ નોટમાં કાંઈક લખ્યું છે ને? મારું નામ છે–અને કોઈક દેવસિંહને...એવું કાંઈક."

અપુ શરમથી લાલ થઈ બોલ્યો, "એ એક વાર્તા છે."

"શેની વાર્તા? મને વાંચી સંભળાવવી પડશે."

બીજે દિવસે રાણીએ એક નાની બાંધેલી ચોપડી અપુના હાથમાં દઈને કહ્યું, "આમાં તું મને એક વાર્તા લખી દઈશ? એક, બહુ સારી હોં ! લખી દઈશ ને? અતસી પૂછતી હતી કે તું કાંઈ લખી શકે છે કે નહિ? લખી દે. હું અતસીને બતાવીશ."

અપુ રાત્રે બેઠો બેઠો ચોપડી લખે. માને કહે, "બીજી એક પળી તેલ આપો ને મા! આટલું લખી નાખું આજ." તેની મા કહે, "આજ રાત્રે હવે વાંચવું નથી. માંડ બે પળી તેલ છે. કાલ પછી રાંધીશ કેમ કરી ને? અહીં રાંધુ છું એને અજવાળે આવીને વાંચ." અપુ ઝઘડો કરે. મા ઠપકો આપે, "આ છોકરાને રાત્રે વાંચવાનો ચટકો છે. આખો દિવસ વાળ તરફ જોવાનો વખત નથી. સવારે કરીશ શું? જા, તેલ નથી દેતી." છેવટે અપુ ચૂલા પાસે લાકડાના તાપના પ્રકાશમાં ચોપડી લાવીને બેસે. સર્વજયા વિચાર કરે, 'અપુ જરા મોટો થશે એટલે હું એનાં સારું સ્થળ જોઈને લગ્ન કરીશ. આ ઘરને ઠેકાણે નવું પાકું ઘર થશે. આવતા વર્ષે તેને જનોઈ દીધા પછી ગાંગુલીને ઘેર પૂજાનો જો લાગો થઈ જાય......'

ચાર પાંચ દિવસ પછી તેણે રાણીના હાથમાં ચોપડી પાછી દીધી. રાણી જિજ્ઞાસાથી ચોપડી ઉઘાડતાં ઉઘાડતાં બોલી, "લખી

દીધું ?" અપુ હસતાં મોંએ બોલ્યો, "ઉઘાડીને જુઓ ને ?" રાણી જોઈને આનંદભર્યા અવાજે બોલી, "વાહ ! બહુ લખ્યું છે ! ઊભો રહે, અતસીને બોલાવીને દેખાડું."

અતસી જોઈને બોલી, "અપુએ બીજું કાંઈ લખ્યું નથી ને ? ઓહો ! આ બધું તો ચોપડીમાં જોઈને લખેલું છે."

અપુ વિરોધી સૂરે બોલ્યો, "વાહ, ચોપડીમાં જોઈને એટલે શું ? મેં તો વાર્તા બનાવી છે. પુટુને પૂછી જુઓ અતસીદી ! એને બપોરે ગંગાને કાંઠે બેઠા બેઠા કેટલી વાર્તાઓ બનાવી બનાવી ને કહી છે ?"

રાણીએ કહ્યું, "ના ભાઈ, એ લખે છે તે હું જાણું છું. એ એવી રીતે જ લખે છે. ખાસા નાટકના અંકો ચોપડીમાં લખતો હતો, મને વાંચી સંભળાવ્યા છે." પછી અપુને કહ્યું, "તારું નામ લખી દઈશ ને ? નામ લખી દે."

અપુ જરા છોભીલા સ્વરે બોલ્યો, "આ વાત હજુ પૂરી થઈ નથી, પૂરી થયે નામ લખી દઈશ." સચિત્ર યૌવને – યોગિની નાટકની રીતની વાત શરૂ કરી, પણ અંત કેવો લાવવો તે વિચારતાં નક્કી કરી શક્યો નહિ, પરંતુ ઝાઝા દિવસ તેની પાસે ચોપડી રહે તો રાણુદી, વિશેષ કરીને અતસીદીને, રખે તેની કવિપ્રતિભા સંબંધે શંકા થાય, માટે જ અર્ધી સ્થિતિમાં તેને પાછી આપી છે.

તેના બાબા ઘેર નથી. સવારે ઊઠી તે તેમના ગામના સોની સાથે પાસેના ગામમાં એક પૂર્વજના શ્રાદ્ધના નોતરામાં ગયા હતા. સુનીલ પણ તેમની સાથે ગયો હતો. આજુબાજુનાં ગામના શિખાબંધ બ્રાહ્મણોનાં ટોળાં પાંચ છ ગાઉ દૂરથી આવ્યાં છે – એક એક વ્યક્તિ પાંચ છ છોકરાંને સાથે લાવ્યાં છે – સૌને સગવડવાળા સ્થાને બેસાડતાં એક દંગો થતાં થતાં રહી ગયો. દરેકના પાતરામાં રીંગણાં

ભાજી દીધાં પછી પીરસનાર પૂરી દેવા આવતાં જુએ કે કોઈના પાતરામાં પૂરી નથી. સૌ પાસેની ચાદર કે ટુવાલમાં પૂરી બાંધીને બેસતા હતા. નાનાં છોકરાં એટલું બધું ન સમજતાં પૂરી પડી મૂકતાં હતાં. વિશ્વેશ્વર ભટ્ટરાજ ઝોંટ મારી પોતાના છોકરાના પાતરામાંથી પૂરી ઉઠાવી, પાસેની ચાદરમાં મૂકીને બોલ્યો, “ આ બધી રાખી મૂકો, હવે ફરી આપે તે ખાવ.” ત્યારપછી થોડી વારે થોડો શોરબકોર થવા લાગ્યો, “ પૂરીનો ટોપલો આ બાજુ લાવો.” “ રાયતું તો મારા પાતરામાં સાવ નથી આવ્યું.” “ ગરમ ગરમ જોઈને લાવો.” “ ભાઈએ શું દીધું ? હાથથી જોઈ જુઓ, સાવ કાચો મેંદો.” બેઠાનું માપ નહિ રહેવાથી મોટો વિવાદ થવા લાગ્યો. કોઈ એક જણ બૂમ પાડીને બોલવા લાગ્યો, “ એવું હોય તો ભદ્ર લોકને નિમંત્રણ કરવું નહિ. પાંચ છ પૂરી એઠી રાખવાનો ને બાંધી જવાનો હક્ક છે – કેટલા ય સમયથી એવું ચાલ્યું આવે છે. તમારૂં એઠું જોઈતું નથી – કંદર્પ મજુમદાર એની જગાએ કહો પણ......”

જમાડનારાઓએ હાથે પગે પડી કંદર્પ મજુમદારને પ્રસન્ન કર્યો.

અપુ પણ એક પોટલી એઠું લઈ આવ્યો હતો. સર્વજયા એકદમ બહાર આવી હસતા મોંએ બોલી, “ ઓ મા ! આ કેટલું બધું લાવ્યો છે ? જોઉં. ઉઘાડ તો ! પૂરી, પાનતુઆ, ગજા–કેટલું બધું ! ઢાંકીને રાખી મૂક. સવારે ખાજે.” અપુએ કહ્યું, “ તમારે પણ મા ખાવું પડશે તમારે માટે મેં માગી માગીને બે વાર પાનતુઆ લીધા હતા.” સર્વજયાએ કહ્યું, “ એમ ! તેં કહ્યું ને કે મારી મા ખાશે, લાવો ? તું તો સાવ ભિખારી છોકરો !” અપુ હાથ હલાવીને બોલ્યો, “ વાહ ! એવું અમે બોલ્યા હશું કાં ? એમને તો મેં એવી રીતે કહ્યું કે તેને લાગ્યું કે હું ખાઈશ.”

સર્વજયા ખુશી થઈને પોટલી ઉપાડી ઓરડામાં લઈ ગઈ. પોટલી ઉતારી અપુ સુનીલના ઘેર ગયો. એના ઘરની ઓસરીમાં પગ દેતાં જ સાંભળ્યું કે સુનીલની મા સુનીલને વઢે છે, "આ બધું ઘેર કેમ આણ્યું? લાવવાનું તને કોણે કહ્યું હતું?" સુનીલે પણ સૌનું જોઈને એઠું બાંધ્યું હતું. "કેમ મા! બધાએ તો લીધું, અપુ પણ લાવ્યો છે."

સુનીલની માએ કહ્યું, "અપુ શું કામ ન લાવે? ચોટલી-વાળા બ્રાહ્મણનો છોકરો. એ તો ઠાકુરની પૂજા કરે ને એઠું લઈને રખડે એ જ એમનો ધારો. ઓ મા, આવો ભિખારો! આ માટે જ હું ત્યારે તમને લઈને આ ગામમાં આવવા ઇચ્છતી નહોતી. કુસંગમાં પડીએ એટલે કુશિક્ષણ મળે. જા, એ બધું અપુને બોલાવીને એને દઈ આવ, જા, નહિ તો ફેંકી દે. હતું તે ખાવા ગયો. આ બધું બાંધી લાવવાનું વળી શું?"

અપુ ભય પામી ફરી સુનીલના ઘરમાં ડોકાયો નહિ. ઘેર ફરતાં ફરતાં વિચાર કરવા લાગ્યો કે જ્યારે તેની મા મેળવવાથી આટલી ખુશી થઈ ત્યારે જેઠીમા તે જોઈને આટલો ગુસ્સે કેમ થઈ? ખાવાનું શું કાંઈ ધૂળ છે તે તેને ફેંકી દેવાનું હોય! તેની મા ભિખારી! તે ચોટલીવાળા બ્રાહ્મણનો છોકરો! ઓ મા! જેઠીમા એવું બોલે? ... બોલવા દે.

લખવાવાંચવાનું એને બહુ હતું નહિ એટલે મોટે ભાગે તે રખડ્યા કરતો. ફળો ખાવાં, પ્રાણીના પગ બાંધવા, બાપ સાથે યજમાનને ઘેર જવું, માછલી પકડવી, પુટુ પેલો નાનો છોકરો જેણે માછીમારની શેરીમાં કોડી રમવા જતાં માર ખાધો હતો એ આ બધી બાબતમાં અપુનો સાથી. આજકાલ તે જરા વધારે મોટો થયો છે, લાંબો પણ થયો છે. આખો સમય અપુ સાથે રખડે. પેલી શેરીમાંથી આ શેરીમાં માત્ર અપુ સાથે જ રમવા આવે, એ

સિવાય બીજા કોઈ સાથે ખાસ મળે નહિ. તેને બચાવવા જતાં અપુએ જે માર માછીમારના છોકરાઓને હાથે ખાધો હતો તે વાત તે ભૂલ્યો નહોતો.

માછલી પકડવાનો શોખ અપુને બહુ હતો. સોનાડાંગાના વગડામાં ઇચ્છામતિને કાંઠે કાંચીકાટાની ખાડીના મુખમાં ખૂબ માછલી ભરાઈ જતી. તે ત્યાં જઈને નદીતીરે એક મોટા ઝાડ નીચે બેસી માછલી પકડવા બેસતો. એ સ્થળ તેને બહુ સારું લાગતું. તદ્દન નિર્જન, નદીને બે ય કાંઠે કેટલાં ય ઝાડપાન નદીના પાણી ઉપર ઝૂકી રહ્યાં છે. પેલે કાંઠે ગાઢ લીલાં ગોચરો, ક્યારેક ક્યારેક વેલીઓ ડોલાવતું શીમળાનું ઝાડ, જાંબુડિયા રંગનું વનકલમી, ફૂલ-છવાયલી ઝાડી, દૂર દૂર માધવપુર ગામનું વાંસવન, પંખીનો અવાજ, વનની છાયામાં ઘાસની શ્યામલતામાં મળી જતી સ્નિગ્ધ નિર્જનતા—બાળપણમાં પહેલી વાર કોઠીના વગડામાં આવવાના દિવસથી તેને આ વન અને નદીનો કેવો મોહ થઈ ગયો છે ! વાંસની પટ્ટી નાંખી છાતીમ વૃક્ષ નીચે બેસી ચારે બાજુ જોતાં તેનું મન અપૂર્વ આનંદથી ભરાઈ ઊઠે—માછલી હોય કે ન હોય. જ્યારે ઘેરી સાંજની છાયા ખજૂરીનાં ઝુંડ પર કાચી ખજૂરીની વાસથી ભરપૂર થઈ જાય, સ્નિગ્ધ પવને ચારે બાજુથી બપૈયાનો અવાજ ખેંચાઈ આવે, ડાળે ડાળે સોનાના સિંદૂર વેરી સૂર્યદેવ સોનાડાંગાના એ ઠૂંઠા વડના ઝાડની આડશે નમી પડે, નદીનું પાણી કાળું થઈ જાય, ગંગા કિનારાનાં પક્ષીઓનાં ટોળાં કલરવ કરતાં કરતાં માળામાં પાછાં વળે ત્યારે એનું મન આનંદ-મસ્ત થઈ જાય. આનંદભરી આંખ ચારે બાજુ જોવા લાગે. મનમાં થાય, માછલી ન મળે તો પણ રોજ રોજ તે અહીં જ આવીને બેસશે. બરોબર આવી જ સાંજ, બરોબર આ જ મોટા છાતીમ વૃક્ષની નીચે !

માછલી લગભગ મળે નહિ. દોરીનો છેડો સ્થિર પાણીમાં

વાંભ પર વાંભ નીચે સ્થિર પ્રદીપ જેવી અટલ રહે. એક જ જગાએ એટલી બધી વાર બેસી રહેવાની તેની ધીરજ રહે નહિ. તે આમ તેમ ફરતો ફરે. ઝાડીઓમાં પંખીના માળાની શોધ કરીને પાછા ફરતાં કાદવમાં માછલાં પકડવાનું હૂક જરા જરા ભટકાય છે એવું નજરે પડે તો વાંસની પટ્ટી ઊંચકીને કહે, "ચાલો, અહીં કાંઈ નહિ વળે." પછી ત્યાંથી પટ્ટી ઉપાડી જરા દૂર શેવાળના ઘેરા પાસે નાંખે. પાણીનો કાળો રંગ જોઈ થાય કે રૂઈકાતલા નામની માછલી પટ્ટીમાં લાગી છે. પણ—ભ્રમ ભાંગતાં વધુ વાર ન લાગે. દોરીનો છેડો જરી પણ ગતિ વિના સમાધિની અવસ્થા પ્રાપ્ત કરે.

રોજ રોજ તે એકાદ ચોપડી સાથે લાવીને બેસે. પટ્ટી નાંખી ચોપડી ખોલી વાંચવા લાગે. સુરેશ પાસેથી તે એક જૂના કાળની ચિત્રવાળી અંગ્રેજી ચોપડી અને તેનું અર્થપુસ્તક માગી લાવ્યો હતો. અંગ્રેજી તે સમજી શકતો નહિ. અર્થ પુસ્તક જોઈ વાર્તાને બંગાળીમાં સમજી લે અને અંગ્રેજી ચોપડીમાંથી ચિત્ર જુએ. દૂર દેશની વાત અને બધી રીતની મહત્ત્વની વાતો બાળપણથી તેના મનને બહુ ડોલાવી દેતી. એ ચોપડીમાં એ જાતની ઘણી વાર્તાઓ હતી. ક્યાંકના સ્વતંત્ર પ્રદેશના એક પ્રવાસીએ વિષમ બરફના તોફાનમાં પડી રસ્તો ભૂલી ચક્કાકારે રખડતાં રખડતાં ઠંડીથી પ્રાણ ગુમાવ્યા. અજાણ્યા મહા સમુદ્રે સફર કરીને ક્રિસ્ટોફર કોલંબસે કેવી રીતે અમેરિકા શોધી કાઢ્યો, સર ફિલીપ સીડની સંબંધે થોડું વાંચતાં તેની આંખો પાણીથી છલકાઈ જાય, સુરેશને જઈને કહે, "સુરેશદા, આ વાત તમે જાણો છો? મોટેથી વાંચી સંભળાવો ને? બે અંગ્રેજ બાલક—બાલિકા સમુદ્ર—કાંઠાની ટેકરી પર ગંગાહંસ પંખીના માળામાંથી ઈંડાં ભેગાં કરવા ગયાં, ત્યાં મુશ્કેલીમાં આવી પડ્યાં. સાહસિક બાલિકા દેશવટો પામેલ પિતાનો દેશવટો સહેલો બનાવવાની આશાએ જનહિન બરફથી

છવાયેલ ખંડના રસ્તે દૂર સાઈબીરિયાથી એકલી બહાર નીકળી હતી, પિતાને, જાણે તે જોતાં જ ઓળખી શકશે એ આશા એના મનમાં હતી.

સુરેશે કહ્યું, " એ જૂટફેનની યુદ્ધની વાત. "

અપુ આશ્ચર્યથી પૂછે, " શું નામ સુરેશદા ? જૂટફેન ! ક્યાં આવ્યું તે ?" પણ સુરેશ એથી વધુ કાંઈ કહી શકે નહિ.

એકાદ મહિના પછીને દિવસે.

માછલી પકડવા જતાં એક મોટી માછલી તેની લાકડીમાં પકડાઈ ગઈ.

લોભથી તે જગાને હવે અપુ છોડતો નહિ. ઝાડની ડાળીઓ ભાંગી લાવીને બિછાવીને બેસે.

દિવસ વીતતા જાય છે. નદીકાંઠેના વગડામાં ફરી એ જ નીરવતા, પેલી બાજુના દેપાડના મેદાનની પેલી બાજુ દૂર સુધી ફેલાયેલું લીલું ઘાસવન, કાશની ઝાડી, કદમ શીમળા ઝાડની ટોચે ફરી તેના શૈશવ પુલકના શુભમુહૂર્તનો અતિ પરિચિત, પુરાતન સાથી સાંજમાં મળી જતો નમતો તડકો.

" બંગવાસી "માં વિલાયતના મુસાફરના પત્રમાં વાંચેલી એ જ સુંદર વાર્તા તેને યાદ આવે છે.

તેણે સુરેશદા'ના અંગ્રેજી નકશામાં ભૂમધ્ય સાગર ક્યાં છે તે જોયું છે. તેની પેલી બાજુ ફ્રાન્સ દેશ છે તે એ જાણતો. કેટલાય સમય પહેલાં ફ્રાંસ દેશની ભૂમિ પર તે સમયે વિદેશીઓ સૈન્ય દાબીને બેઠા હતા. દેશ દુઃખી, રાજા શક્તિહીન, ચારે બાજુ અરાજકતા, લૂંટફાટ. દેશભાઈઓના ઘોર અપમાનના દિવસોમાં લોરેન પ્રદેશની મધ્યના એક ક્ષુદ્ર ગામમાં એક દરિદ્ર ખેડુ – કન્યા પિતાના

ઘેટાં-બકરાં ચરાવવા જતી. અને બકરાંના ટોળાને ફાવે તેમ ફરવા મૂકી દઈ એકાંત ગામડાના ખેતરમાં બેસીને સુનીલ નયનો આકાશ તરફ ઊંચકી નિર્જન દેશની દુર્દશાની વાત માટે ચિંતા કરતી. દિવસ પર દિવસ આવી રીતે ચિંતા કરતાં તેના નિષ્પાપ કુમારી-મનમાં ઉદય થયો. કોઈક તેને કહેતું હતું, "તું ફ્રાંસની રક્ષક છો. તું જઈને રાજસૈન્ય એકઠું કર, શસ્ત્ર ધારણ કર, દેશના લોકોના છુટકારાનો ભાર તારા હાથમાં છે. દેવી મેરી તારી પ્રેરણાદાયી છે. દૂરના સ્વર્ગથી તેનું આવાહન દિવસે દિવસે આવશે. ત્યારપછી નવજાગૃત ફ્રાંસના સૈન્યે કેવી રીતે શત્રુદળને દેશમાંથી ભગાડી મૂક્યું, કેવી રીતે ભાવનાશાળી કુમારીએ પોતાનાં શસ્ત્રો ધરીને દેશના સાચા રાજાને સિંહાસને બેસાર્યો. ત્યારપછી અજ્ઞાનઅંધ લોકોએ કેવી રીતે તેને ડાકણ કહીને જીવતી બાળી નાંખી એ બધી વાત તેણે આજ વાંચી.

તે જ સાંજના સમયે, એ શાંત નદીને કાંઠે વાત વિચારતાં વિચારતાં કેવા અપૂર્વ ભાવથી તેનું મન પૂર્ણ થઈ જતું. કુમારીના યુદ્ધની વાત કે, બીજી બધી વાત તે આટલી વિચારતો નહિ, પરંતુ જે છબી તેના મનમાં વારંવાર આવતી તે માત્ર નિર્જન પ્રાંતની ચિંતાતુર બાલિકા, અને ચારે બાજુ યથેચ્છ વિચરતાં બકરાંનાં ટોળાં, નીચે શ્યામ તૃણભૂમિ, માથા ઉપર મુક્ત નીલ આકાશ, એક બાજુ પહોંચી ન શકાય એવા વિદેશી શત્રુ, નિષ્ઠુરતા, લાલસાનો ગર્વ, રક્તસ્રોત, ઉપરની તરફ એક સરલ ભાવમયી નીલનયના ગ્રામ્ય-બાલિકાની છબી તેના ઊગતા બાલક-મનને મુગ્ધ કરી દેતી.

બીજી પણ છબી મનમાં આવતી. કેટલે ય દૂરના નીલ સમુદ્રે ઘેરાયલા માર્ટિનિક દ્વિપ, માથા ઉપર નીલ આકાશ – દૂર દૂર માત્ર નીલ આકાશ અને નીલ સમુદ્ર, માત્ર નીલ અને નીલ ! અને બીજું કેટલું-તે સમજી ન શકાય, કહી ન શકાય.

લાકડી વીંટી તેણે ઘર તરફ જવાની તૈયારી કરી. નદીને કાંઠે કાંઠે નવપલ્લવિત બાવળ અને શ્યામબાવળ વન--નદીનાં સ્નિગ્ધ કાળા પાણીમાં ફૂલના ભારથી નમી જાય છે. સોનાડાંગા જંગલની વચ્ચે સૂકાં વડનાં ઝાડની આડશે પ્રકાંડ રક્તવર્ણ સોના જેવો સૂર્ય નમીને પડ્યો છે. જેમ પરપોટાને રમતમાં ફૂંક મારી હવામાં તરતો મૂકે તેવી રીતે કોઈ દેવ–બાલકે તરલ અગ્નિને પ્રકાંડ સ્વરૂપ આપી સુદૂરના સ્વર્ગમાંથી છોડી દીધો તે આ પૃથ્વીના વનમાં ઊતરી આવ્યો છે.

પાછળથી કોઈકે તેની આંખો દબાવી દીધી. તે જોર કરી હાથથી છોડાવવા જતો હતો ત્યાં પુટુ ખિલખિલાટ હસી પડ્યો ને સામે આવીને બોલ્યો, " તને કેટલુ યે શોધ્યો પણ ક્યાં ય મળ્યો નહિ અપુદા " ત્યાર પછી વિચાર્યું કે તું માછલી પકડવા જ આવ્યો હોઈશ એટલે અહીં આવ્યો. માછલી નથી ? એકે ય નથી ? ચાલ ત્યારે, એક હોડી છોડી લાવીને ફરી આવીએ, જશું ? "

કદમતલાના સરોવરને કાંઠે ખૂબ દૂર દેશોમાંથી નૌકા આવતી. ગોલપાતા, ધાન, પરવાળા ભરી ભરીને હારબંધ નૌકાઓ ઊભી હોય. નદીમાં માછીમારોએ પરવાળાં લેવા નૌકામાંથી મોટી જાળ નાંખી છે. દર વરસે આ વખતે તેઓ દક્ષિણ તરફથી પરવાળાં લેવા આવે છે. નદીની મધ્યમાં એક નૌકા બીજી નૌકા સાથે બાંધી દઈને ઊભી રાખી છે. અપુ હોડકામાં બેસીને જોતો હતો કે એક કાળો જેવો માણસ વારંવાર ડૂબકી મારી પરવાળાં શોધે છે અને થોડો ક્ષણો પછી નૌકાની પાસે નીકળી હાથની કોથળીમાંથી એક બે વીણેલાં પરવાળાં રેતી અને કાદવના ઢગમાંથી ખોળીને નૌકાની મધ્યમાં ફેંકે છે. અપુ આનંદથી પુટુને દેખાડીને બોલ્યો, " જુએ છે પટુ ? કેટલી વાર સુધી ડૂબી રહે છે ? આવ આપણે એક બે કરીને ગણી જોઈએ. તું એટલી વાર રહી શકે ? "

નદીનો ઘાસથી ભરેલ કિનારો પડી જઈને પાણીની ધાર સુધી ઊતરી ગયો છે. અહીંતહીં માલભરેલી નૌકાઓ મીંદડીઓ નાંખીને નાંગરી છે. કેટલા દેશમાં થઈને આવડી મોટી નદી આવી છે! ખાડી પાર થઈને મોટી મોટી હોડીઓ મોજાંમાં ડૂબકી ખાતી ફરે છે. અપુને થયું કે તે માછીઓ પાસે બેસીને બધા દેશની વાતો સાંભળે. તેને કેવળ નદીમાં ને નદીમાં, ને સમુદ્રમાંને સમુદ્રમાં જ રખડવાની ઇચ્છા છે એ સિવાય બીજું કશું તે ઇચ્છતો નથી. સુરેશની ચોપડીમાંથી ઘણા દેશ ને નાવિકોની વાત વાંચ્યા પછી આ ઇચ્છા તેના મનમાં પ્રબળ થઈ. પુટુ અને તે નૌકા પાસે જઈને ભાવ પૂછે, "ઓ માછી, આ ગેલપાતાના એક પડીકાની શી કિંમત? તમારી આ અનાજની નૌકા ક્યાંથી આવી છે માછી? ઝાલકાટી? એ કઈ તરફ? અહીંથી કેટલે દૂર?"

પુટુએ કહ્યું "અપુદા, ચાલ શેતૂરના ઘાટે એક હોડી મેં જોઈ છે, જરા ફરી આવીએ અપુદા."

બંને શેતૂરના ઘાટેથી એક નાની હોડી છોડી લઈ તેને એક ઠેલો મારી ઉપર ચડી બેઠા. નદીના જળની ઠંડી આર્દ્ર ગંધ આવે છે. કલમીના છોડના દોરડા પર જલપીપી બેઠું છે. ખેતરમાં ખેડૂતો મૂળા લણે છે. કોઈ ઘાસ કાપી પૂળા બાંધે છે. કાંઠાની ગાઢ ઝાડીમાં ગંગા કિનારાનાં પક્ષીઓ કલરવ કરે છે. સાંજે પૂર્વ આકાશમાં જુદા જુદા રંગનાં મોટાં વાદળના ઢગલા થયા છે.

પુટુએ કહ્યું, "અપુદા, એક ગીત ગાવ ને? પેલું જ ગીત–તે દિવસનું?" અપુએ કહ્યું "તે નહિ, બાબા પાસેથી સૂર શીખી લીધેલું બીજું એક બહુ જ સરસ ગીત, તે જ ગાઈશ; પણ જરા પેલી બાજુ જઈને. આ બાજુ તો હોડીમાં પેલા બધા માણસો રહે છે, અહીં નહિ."

"તું તો ભારે શરમાળ, અપુદા, ક્યાં માણસો રહે છે ને કેટલે દૂર તારે ગીત ગાવાનું છે! એ તો ક્યાંય દૂર છે."

થોડે દૂર જઈને અપુએ ગીત શરૂ કર્યું. પુટુ હલેસાં ઉપાડી લઈને નૌકાના તૂતક પરથી હાથ ઉપાડી શાંતિથી સાંભળવા લાગ્યો. હલેસાં મારવાની જરૂર નથી. વહેણમાં એની મેળે ધકેલાઈને હોડી ફરતી ફરતી ભાડાની હોડીઓના વાંક તરફ ચાલવા લાગી. અપુનું ગીત પૂરું થયે પુટુએ એક ગીત ગાયું. અપુ આ વખતે હલેસાં મારતો હતો. નૌકા ઠીક દૂર આવી હતી. ભાડાની હોડીઓનો વળાંક દૃષ્ટિમર્યાદામાં આવી જતો હતો. એકાએક પુટુએ ઈશાનખૂણા તરફ આંગળી કરીને કહ્યું, " ઓ અપુદા, કેવાં વાદળાં થયાં છે તે જો ! હમણાં જ તોફાન થશે. નૌકા ફેરવશું ? "

અપુએ કહ્યું, " થવા દે તોફાન, તોફાનમાં તો મજા પડશે. ચાલ હજુ આગળ જઈએ. " વાત કરતાં કરતાંમાં ઘનઘોર કાળાં વાદળાંએ માધવપુરના વગડા તરફથી આવીને આખું આકાશ, વગડો, નદી બધું ઢાંકી દીધું. પુટુ ઉત્સુક નજરે આકાશ તરફ જોઈ રહ્યો. ઘણે દૂરથી કાંઈક સર્‌સર્ અવાજ આવ્યો. કાંઈક અસ્પષ્ટ ધમાલની સાથે ઘણાં પંખીનો કકળાટ સંભળાયો. ઠંડી હવા વહેવા લાગી. ભીની માટીની વાસ આવી. ફોતરાંવાળા છોડનાં બીજ વગડા તરફથી સતત ઊડીને આવવા લાગ્યાં. જોતજોતાંમાં ઝાડપાન ઊખળીને, ઝૂલીને ભાંગી ગયાં. ભીષણ ભયંકર તોફાન ઊઠ્યું.

નદીનું પાણી કાળું થઈ ગયું. કાંઠાના શ્યામઆવળ અને મોટાં મોટાં છાતીમ વૃક્ષોની ડાળીઓ ભાંગવાની શરૂઆત થઈ. ધોળાં બગલાંનાં ટોળાં કાળા આકાશ નીચે લાંબી હારમાં ઊડ્યાં. અપુની છાતી ફૂલી ગઈ. ઉત્સાહના આવેગમાં તે સુકાન છોડી ચારે તરફ નજર કરી વાવાઝોડું જોવા લાગ્યો. પુટુએ શઠનું લૂગડું છોડી રક્ષા કરવા માટે વાવાઝોડા તરફ ઉડાડ્યું તો પવનથી વધીને ફૂલી ઊઠ્યું. પુટુએ કહ્યું, " બહુ તોફાની પવન છે. અપુદા, હવે સામે

નૌકા જશે નહિ, કદાચ ઊંધી વળી જાય તો? સારું થયું, સુનીલને સાથે લાવ્યા નહિ."

પરંતુ અપુએ પુટુની વાત સાંભળી નહિ, તે તરફ એના કાન નહોતા. મન પણ નહોતું. તે નૌકાના તૂતક પર બેસીને એકી-નજરે સામેનું પવનનું તોફાન, નદી અને આકાશ જોઈ રહ્યો હતો. તેની ચારે બાજુ નદીનું કાળું પાણી, બગલાંનાં ટોળાં, ઘટાદાર વાદળાંના ઢગલા, દક્ષિણ દેશની માછીઓની દોરીઓનાં ગૂંચળાં પ્રવાહમાં તણાઈ જતી કપૂરી પાનની ડાળીઓ-બધું નાશ પામતું હતું! પોતાને એ પેલા "બંગવાસી" સમાચારમાં આવેલા વિલાયતના મુસાફર તરીકે કલ્પે-કલકત્તાથી જહાજ છૂટયું છે, બંગળાના ઉપસાગરમાં સાગરદ્વીપને પાછળ છોડીને કેટલેય દૂર અજાણ્યા સમુદ્ર વચ્ચે કેટલા ય દ્વીપ પસાર કરીને સિલોનના કાંઠાની શ્યામસુંદર નાળિયેરની વનશ્રી જોતાં જોતાં કેટલા ય અપૂર્વ દેશના નીલા પહાડો ક્ષિતિજમાં રાખીને સૂર્યાસ્તના રાતા પ્રકાશે પ્રકાશે, નવા દેશના નવા નવા પ્રદેશોમાં થઈને તે જાય છે! જાય છે! જાય છે! આવા ઇચ્છામતિનાં પાણી જેવા કાળા, ગંભીર, શુદ્ધ, દૂરના-તેણે ન જોયા હોય એવા-સમુદ્રની છાતી પર, આવાં જ લીલાં વનવૃક્ષોથી ઘેરાયલ અરબી સમુદ્રના એ બેટ પર, જ્યાં આવી જ સંધ્યામાં ઝાડ નીચે બેસીને પેલા વિલાયતના મુસાફરની જેમ તે પણ સુંદર મુખવાળી પર્સિયન છોકરીના હાથમાંથી એક પ્યાલો પાણી માગીને પીશે-વર્તમાનપત્રમાં વર્ણવેલ જહાજની પાછળનું એ જ ઊડતું જલચર પક્ષીનું દળ તે તદ્દન સ્પષ્ટતાથી જોઈ શકશે?

તે એ બધી જગાએ જશે, એ બધું જોશે, વિલાયત જશે, જાપાન જશે, વેપારની સફર કરશે. મોટો સોદાગર થશે. દેશ વિદેશે, સમુદ્રે સમુદ્રે અનવરત રખડશે, મોટી મોટી મુશ્કેલીઓમાં

આવશે, ચીનના સમુદ્ર વચ્ચે આજના જેવા વિષમ વાવાઝોડામાં તેનું જહાજ ડૂબું ડૂબું થતાં 'મારું અપૂર્વ ભ્રમણ' નાવિકદળની જેમ તે પણ લાઇફબોટ કરીને સમુદ્રની વચ્ચે ડૂબેલા પહાડ ઉપર થયેલી ગુગલી શામૂકમાછલી શેકીને ખાતાં ખાતાં અકૂલ દરિયાને પાર કરશે. પેલા ભૂરા રંગના વાદળના પહાડ જ્યાં માધવપુર ગામના વાંસવનની ટોચેથી થોડે દૂર ઝૂકી પડેલાં છે એની પણ પેલી પારના એ બધા નીલ સમુદ્ર, અજાણ્યા કિનારા, નાળિયેરીની કુંજો, જ્વાળામુખીઓ, બરફ–વરસતા પ્રદેશો, જેલેખા, સરયૂ, ગ્રેસ ડાર્લીંગ. જૂટફેન, પંખીનાં ઈંડાં ચોરતાં અંગ્રેજ બાલક–બાલિકા, સોનાનો જાદુઈ વડ, નિર્જન પ્રદેશમાં વિચારમાં ડૂબેલ લોરેનની તે નીલનયની ગ્રામ્યબાલા જુવાન, તેની પતરાની પેટીમાંની ચોપડીઓ, રાણુદીદીના ઘરની ચોપડીઓ, સુરેશદાદા પાસેથી માગીને લીધેલી ચોપડીઓ, જૂની "બંગવાસી"ની ફાઇલ–એ બધું બધા દેશોની વાતો તેને કહે છે. એ બધા દેશો જાણે એની રાહ જોઈ રહ્યા છે, ત્યાંથી એક દિવસ એને સાદ આવશે. તે પણ જશે! તે જશે!

તે ક્યાં જશે એ વાત એને યાદ નથી આવતી! કોણ તેને લઈ જશે? કેમ કરીને તેનું જવું સંભવિત થશે? થોડા જ દિવસ પછી ઘેર ઘેર ઠાકુરપૂજા કરી જેણે સંસાર ચલાવવાનો રહેશે, રાત્રે જેને વાંચવા માટે તેલ સારુ થઈને માની પાસે મોં વીલું કરવું પડે છે, આટલાં વર્ષો સુધી જેણે નિશાળનું મોં જોયું નથી, સારી વસ્તુ કે સારું વસ્ત્ર કોને કહે તે જે જાણતો નથી, તે મૂર્ખ, અજાણ્યા અસહાય ગ્રામ્યબાલકને ઉચ્ચ જીવનના આનંદયજ્ઞમાં કોણ આવાહન કરવા આવશે?

આ બધી શંકાઓ મનમાં જાગત તો કદાચ તેની તરુણ કલ્પનાનો રથ ભાંગી પડત. તેનો આશાભર્યો જીવનઆનંદ સકલ ભય ને સકલ સંદેહમાં ડૂબી જાત. પરંતુ આ બધી વાતો

તો એના મનમાં ઊઠતી જ નહિ. માત્ર મનમાં હતું કે મોટો થશે ત્યારે બધું થશે, હજુ તો એ એવડો મોટો નથી, માત્ર મોટા થવાની જ વાર છે!

તે થશે, બધું થશે, દિશાએ દિશાએથી તેને સાદ આવશે, તે જશે જ.

રંગીન જીવનસ્વપ્નથી તેનો બાકીનો રસ્તો કપાઈ જાય છે. વરસાદ હવે નહોતો પડતો. તોફાને કાળાં વાદળાંના ઢગ ઉડાડી દઈને આકાશને સ્વચ્છ કરી દીધું હતું. શેતૂરવનના ઘાટે નૌકા બાંધી પુટુની આગળ આગળ તે વાંસવનના રસ્તે ઉલ્લાસથી સિસોટી વગાડતો વગાડતો ઘર તરફ ચાલ્યો.

તે પણ તેની મા અને દીદીની જેમ સ્વપ્ન જોતાં શીખ્યો છે.

## ૨૩

**ખરી** રીતે અપુ ઊંઘ્યો જ નહોતો. તે જાગ્યો હતો. સૂતાં સૂતાં મા સાથે બાબાને રાત્રે જે બધી વાત થઈ હતી તે બધી સાંભળતો હતો. તેઓ આ દેશમાંથી રહેઠાણ ઉઠાવીને કાશી જાય છે? આ દેશ કરતાં કાશીમાં રહેવાની ઘણી સગવડ વિષેની વાતો બાબા મા પાસે કરતા હતા. બાબા નાની ઉમરમાં ત્યાં ઘણો સમય રહેલા. તે દેશના બધા માણસો સાથે બાબાને મેળ અને મિત્રતા, સૌ ઓળખે અને માન આપે – ચીજ વસ્તુ સુદ્ધાં દેતા. તેની માએ પણ ખૂબ જ ઇચ્છા પ્રકટ કરી હતી. તે માનતી કે આવા એ સોનાના દેશમાં કદી પણ કોઈ પણ ચીજનો અભાવ નથી. દુઃખ આ દેશમાં જ બારે માસ પડ્યા કરે છે. હિંમત કરીને જતાં બધાં જ દુઃખ દૂર થઈ જશે. મા તો હમણાં જ જઈ શકે– આજ જાય. હવે એક દિવસ પણ રહેવાની ઇચ્છા નથી. વૈશાખ માસ સુધીમાં તેઓને જવાનું થશે.

ગંગાનંદપુરના સિદ્ધેશ્વરી ઠાકુરના મંદિરની સર્વજયાને પૂજાની માનતા હતી. ત્રણ કોશ દૂર કોણ પૂજા કરવા જાય? એ પ્રશ્નને

અંગે આજ સુધી માનતા પૂરી થઈ નહોતી. આ વખતે આ દેશમાંથી જતાં પહેલાં પૂજા કરી લેવાની જરૂર હતી, પરંતુ શોધતાં પણ કોઈ માણસ મળતું નહિ. અપુએ કહ્યું, "હું પૂજા કરી આવીશ." વળી એ ગામમાં એની એક માસી છે. તેને કદી મળવા કરવાનું થયું નથી એટલે આ રીતે મળી આવશે. તેની માએ કહ્યું, "એવું બોલીશ નહિ, તું શું એકલો જઈ શકતો હશે? અહીંથી ચાર કોશ રસ્તો......"

અપુએ મા સાથે વિવાદ શરૂ કર્યો, "હું તો જાણે બધા ય દિવસ આ રીતે ઘેર જ બેસી રહીશ? ક્યાંય જઈ શકીશ નહિ શું? મારે શું આંખો નથી? કાન નથી? પગ નથી?"

"બધું ય છે, જા. ભાઈને એકલા ગંગાનંદપુર જવું છે! ભારે હિંમતવાન!"

પરંતુ છેવટે અપુની હઠથી તેને જ મોકલવો પડ્યો.

સોનાડાંગા જંગલની પાસે થઈને જતો ઊંચો માટીનો રસ્તો, રસ્તાની બંને બાજુનાં જંગલોમાં આકંદફૂલોનું વન, સફેદ વાદળ જેવા કાંટાશુલી ફૂલ ભારથી નમીને ઘાસ પર પથરાઈ ગયાં છે. રસ્તે કોઈ માણસ નથી. બપોરને થોડી જ વાર છે. ઝાડપાનના પડછાયા નાના થતા આવે છે. અપુના ઉઘાડા પગમાં રેતીવાળી જમીનની ગરમી લાગતી હતી. તેને સારું લાગતું. એથી આરામ મળતો. રસ્તાની બાજુના વનની ઝાડીઓ પર કેટલાં કેટલાં કેવાં કેવાં ફૂલો ખીલ્યાં છે! શ્યામ બાવળના નવા ફૂટેલ ફૂલની ટોચો સૂર્ય તરફ મોં ફેરવી રહી છે. ખરા બપોરે તાપમાં માટીની બળવા જેવી કેવી ગંધ! તે વચ્ચે વચ્ચે નીચો વળી ઝાડીઓની વચ્ચેથી શોધી શોધીને બોર તોડી નવા સીવેલા લાલ સાટીનના કોટનાં બે ખિસ્સાં ભરી લેતો હતો.

જતાં જતાં એનું મન આનંદથી ભરાઈ ઊઠતું હતું. તે કોઈને સમજાવી શકતો નહિ કે એને શું ગમે છે. આ તાપમાં બળેલી માટીની તાજી ગંધ, આ છાયાભરી ધ્રો, સૂર્યના પ્રકાશ-મિશ્રિત જંગલમાર્ગ, આલકુશી, વનકલમી, નીલી અપરાજિતા! ઘેર રહેવાનું તો એને હવે ગમતું નહિ. જો બાબા કહે કે 'અપુ, તું આમ ફર્યા જ કર તો ભારે મઝા આવે!' જો એવું થાય તો વનફૂલથી ઝૂલતી ઘાટી ઝાડીમાં થઈને, હોલાના ઘૂઘૂ અવાજ વચ્ચે થઈને દૂર દૂરના વન તરફ નજર રાખીને આ રીતે જ માટીના રસ્તા પર ચાલતો બસ ચાલ્યા જ કરે, માર્ગ ઉપર બસ ચાલ્યા જ કરે. વચ્ચે વચ્ચે વળી વાંસવનનો સર સર અવાજ થાય, ઝાડની ડાળીએ ડાળીએ બપોરના તડકાના સોનેરી સિંદૂર વેરાયલા હોય અને કેટલાં પંખીઓ! જુદી જુદી જાતનાં અને જુદાં જુદાં રંગબેરંગી પંખી!

અપુને શૈશવથી જ આ પ્રકૃતિ સાથે ઘનિષ્ઠ સંબંધ હતો. એક ઋતુ ક્યારે પૂરી થાય, ક્યારે બીજી ઋતુ બેસે, ઝાડ પરનાં પાન, આકાશની હવાએ, પંખીના કલરવે ઋતુની તેને ખબર પડતી. ઋતુએ ઋતુએ ઇચ્છામતિનાં નવાં નવાં પરિવર્તનશીલ સ્વરૂપ વગેરે સંબંધે અપુની ચેતના જાગ્રત રહેતી. કઈ ઋતુ ઝાડપાન ઉપર પરિવર્તન કરે તે એ ધીરે ધીરે જાણી ગયો. એ સાથે તેનો ઘનિષ્ઠ સંબંધ તેને બહુ ગમતો. એ સિવાયના જીવનની તે કલ્પના કરી શકતો નહિ. આ વિરાટ અદ્ભુત ચિત્ર આંખ સામે જોતાં જોતાં જ તે મોટો થયો હતો. આખા દિવસની ગરમી પછી ગ્રીષ્મના સમયમાં સમસ્ત દિશાની ક્ષિતિજ ભેગી થઈને ઘન નીલ વાદળનું ગંભીર સુંદર રૂપ ધારણ કરે, અસ્ત વેળાએ સોનાડાંગાની બાજુના ઉત્તરની તરફના આકાશમાં કેટલા ય રંગનાં વાદળોની રમત, ભાદરવાની આખરે ફૂટતાં કાશફૂલથી ભરેલા માધવપુરની

દૂર દૂર સુધી પથરાયલી રેતી, અર્ધી અંધારી રાત્રે જ્યોત્સ્નાની જાળમાં ગૂંથાયેલા વાંસવનની જમીનમાં–તેના ખીલતા કિશોર સતેજ જિજ્ઞાસાભર્યા શુદ્ધ મનમાં અપૂર્વ અને વિશાળ સૌંદર્ય સ્થાયી બન્યું હતું. સૌંદર્યની દૃષ્ટિ ઊઘડી ગઈ હતી. ધીરે ધીરે એના કાનમાં અમૃતનો મંત્ર સંભળાયો હતો. ચિરજીવન સૌંદર્યના પૂજારી થવાનું વ્રત અપુ ન જાણે તે રીતે કુદરતે તેની પાસે ગ્રહણ કરાવ્યું હતું.

નતીડાંગાને કાંઠે કોઈક માછલાં પકડે છે. તેણે થોડી વાર ઊભા રહીને જોયું. ગામ વચ્ચે એક અંધ ભિખારી એકતારો વગાડી ભીખ માગે છે, એ ગીત તો અપુ જાણે છે–કેટલીય વાર ગાયું છે:

"ખરે બપોરે ઊગ્યો ચંદ્ર કેમ કરીને વીતે રાત"

હરીશપુરમાં પ્રવેશના રસ્તાની બાજુએ એક નાના ઘરમાં પાઠશાળા ચાલે છે. છોકરાઓ રાગડા તાણીને ગડિયા ગોખે છે. તે ઊભો રહીને સાંભળવા લાગ્યો. ગુરુમહાશય બહુ મોટી ઉંમરના નહોતા લાગતા. તેમનું શરીર પ્રસન્ન ગુરુમહાશય કરતાં ઘણું નાનું હતું.

બીજી વળી એક વાત તેને વારંવાર યાદ આવતી હતી. બોષ્ટમદાદુ બહુ સરસ ગાતો. હવે તો તે મોટો થયો છે, કાંઈ નાનો નથી. નાનો હોત તો શું મા એને ક્યાંય એકલો જવા દેત? હવે તો માત્ર ચાલવાનું, માત્ર આગળ જવાનું. તે સિવાય આવતા માસના આ જ દિવસે તેઓ કેટલે ય દૂર, ક્યાં...ય ચાલી જશે! ક્યાં કાશી! ત્યાં!

બપોર સમયે તે ગંગાનંદપુર ગામમાં પહોંચી ગયો. પાડામાં પહોંચતાં જ ક્યાંકથી એવો સંકોચ એને આવી ગયો કે તે કોઈ તરફ જોઈ શક્યો નહિ. શરીરના થાકથી સામે નજર રાખી માંડમાંડ ચાલવા લાગ્યો – તેને થવા લાગ્યું કે સૌ

એની તરફ જુએ છે. એ આજે આવશે એવું જાણે સૌ જાણે છે ને કદાચ મનમાં મનમાં આટલી વારથી બોલે પણ છે કે આજ પેલો જાય છે તે જુઓ. તે પોટલીમાં કોપરાપાક બાંધીને જતો હતો તે પણ જાણે સૌ જાણે છે. તેના માસા કુંજ ચક્રવર્તીનું ઘર કઈ તરફ એમ પણ તે હોઠ ફફડાવીને કોઈને પૂછી શક્યો નહિ.

છેવટે એક ડોશીને એકલી જોઈને તેને પૂછતાં એણે ઘર દેખાડી દીધું. ઘરની આગળના વાડામાં પેસીને જોતાં તેને કોઈ મળ્યું નહિ. એક બે વાર ખોંખારો ખાધો પણ મોંમાંથી શબ્દ બહાર કાઢવાની હિંમત ચાલી નહિ. કેટલી યે વાર સુધી તે ચૈત્ર માસના ખરા તાપમાં બહાર વાડામાં ઊભો રહ્યો. થોડી વાર પછી એક અઢાર ઓગણીસ વર્ષની શ્યામવર્ણી છોકરી કાંઈક કામે બહાર આવી. ઓસરીમાં પગ મૂકતાં જ તેણે જોયું કે દરવાજા પાસે કોઈ એક અપરિચિત સુંદર બાળક હાથમાં પોટલી લઈને લજ્જિત ભાવે ઊભેલો છે. છોકરી આશ્ચર્યથી બોલી, "કેમ છોકરા, ક્યાંથી આવે છે?" અપુએ બોતડની જેમ આગળ આવીને અતિકષ્ટે કહ્યું, "આ...હું...આ...નિશ્ચિંદપુર મારું..."

તેના મનમાં થતું હતું કે ન આવ્યો હોત તો જ સારું હતું. કદાચ એની માસી તેના આવા ઓચિંતા આગમનથી ગુસ્સે થઈ છે. કદાચ વિચારતી હશે કે આ વળી ક્યાંથી આફત આવી ચડી? પણ કોણ પહેલાં જાણતું હતું કે અપરિચિત સ્થાને આવવાનું આટલું કઠિન હશે? તેના કપાળે પરસેવો વળી ગયો.

પરંતુ છોકરી તુરત જ દોડી આવી ને તેનો હાથ પકડી ખૂબ પ્રેમપૂર્વક તેને ઓસરીમાં લઈ ગઈ. તેનાં બા-બાપા કેમ છે તે પૂછ્યું. તેની ચિબૂકે હાથ મૂકી કેટલી ય પ્રેમભરી વાતો કરી. દીદીને કદી પણ જોઈ ન હતી તોપણ દીદીને યાદ કરીને ખૂબ

દુઃખ પ્રકટ કર્યું. પોતાના હાથે તેના શરીર પરથી જામો ઉતારી, હાથ મોં ધોવડાવી કોરા ટુવાલથી મોં લૂછી દઈ એકદમ એકદમ એક ગ્લાસ સાકરનું શરબત કરી લાવી. માસી કહેતાં તેને જેવો ખ્યાલ આવે એવી તે નહોતી, નાની ઉમરની હતી રાજીની દીદીથી થોડીક જ મોટી.

તેની માસી પણ તેના તરફ તાકી તાકીને જોતી હતી. પોતાનો ભાણેજ દેખાવમાં આટલો સુંદર અને ઉમરે આટલો નાનો હશે તે એની માસી આ પહેલાં કદાચ જાણતી નહોતી. તેની પાસેના ઘેરથી એક પડોશણે આવીને અપુની ઓળખાણ માગી એટલે તેણે જરા ગર્વથી કહ્યું "મારો ભાણેજ છે. નિશ્ચિંદિપુરમાં ઘર છે. સગપણ તો બહુ નજીકનું પણ આવવા જવાનું નહિ ને?" પછી તે ફરીથી ગર્વથી અપુ સામે જોઈ રહી. 'મારો ભાણેજ કેવો રાજપુત્ર જેવો સુંદર ચહેરાનો છે, અમારો સગો છે, હવે સમજો કે અમે કેવા ઉચ્ચ કુળના માણસો છીએ.' આવા એના મોં પર ભાવો હતા.

સાંજ પછી કુંજ ચક્રવર્તી ઘેર આવ્યા. મોટું મોટું મોં, ઉમર કળી શકાય એવું હતું નહિ. તેની માસી જોઈ ને તેને જેવી લજ્જા થઈ હતી તેવો જ માસાને જોઈને ભય લાગ્યો. નાનપણમાં તે પ્રસન્ન ગુરુ મશાય પાસે ભણતો એના જેવો જ જાણે માસાનો ચહેરો હતો.

બીજે દિવસે સવારે ઊઠીને અપુ શેરીની બહાર આમ તેમ ફરવા નીકળ્યો. ગાઢ જંગલ હતું. અહીં એક ઘર હોય, ત્યાંથી વનથી ભરેલી કેડી પર ચાલ્યા જતાં વળી એક બીજું ઘર આવે. કેટલીક જગાએ તો માણસોના વાડામાં થઈને રસ્તો જતો હોય. એના જેવડા બેચાર છોકરાને રમતા જોયા, પરંતુ બધા તેના તરફ

આશ્ચર્યથી જોઈ રહ્યા એટલે તેમની સાથે બોલવાની વાત તો દૂર રહી પરંતુ તેની સામે જોઈ પણ ન શક્યો.

માસીના ઘેર પાછું ફરવું પણ મુશ્કેલ હતું. ઘેર તો મા પાસે સવારે તે ખાવાનું ખાતો પણ અહીં શું એ લોકો ખાવા દેશે? કાલે તો રાત્રે ખાતી વખતે દૂધ સાથે સંદેશ ખાવા માટે લઈ આવ્યા હતા. આજ જો તે કદાચ અત્યારે જ પાછો ફરે તો કદાચ તેઓ માને કે છોકરો સાવ ભૂખલો છે તે સારું સારું ખાવાને લોભે આટલી વહેલી સવારે પાછો ફર્યો. રોજ રોજ ખાવાનું ખાવું શું સારું છે? અત્યારે તે શું કરે? ઘેર ફરશે નહિ ને હજુ પણ બીજા રસ્તાઓ પર ફરતો ફરતો જમવાના સમય પહેલાં થોડી વારે ઘેર આવી જશે! આટલી વાર અપરિચિત રસ્તે તે ક્યાં ઊભો રહે?

પગલે પગલે છેવટે તે ઘેર જ આવી પહોંચ્યો.

એક છ સાત વર્ષની છોકરીએ હાથમાં કાંસાની વાટકી લઈને વાડામાં આવી બૂમ પાડી. "દૂધી કરી છે ભાભુ? મને થોડી દેશો?" અપુની માસી ઘરમાંથી બોલી, "કોણ ગુલકી? ના, ના સાંજે રાંધીશ. ત્યારે આવીને લઈ જજે. ગુલકી વાટકી નીચે મૂકી ઓસરીની બાજુએ ઊભી રહી. માથાના વાળ આછા આછા જાણે છોકરાના વાળ. નાનાં મેલાં વસ્ત્રો પહેરેલાં, માથામાં તેલ નહિ. રંગ શ્યામવર્ણો. અપુ તરફ જોઈ તે ફીક...કરતી હસી પડી, કાંઈક વિચારી એક વાર હસી વાટકી ઉપાડીને ચાલી ગઈ.

અપુએ પૂછ્યું, "કોની છોકરી છે, માસી?" તેની માસીએ કહ્યું, "કોણ ગુલકી? એમનું ઘર અહીં નથી. એને મા બાપ કોઈ નથી. આ પાસેના ઘરની નિવારણ મુખર્જીની વહુ એની દૂરની સગી થાય, ત્યાં જ રહે છે."

તેને બીજે દિવસે પાડાના એક છોકરા સાથે મિત્રતા કરી. એને સાથે લઈને બધી શેરીઓ ફરીને જોવા માટે રખડયો. ઘેર ફરતી વખતે જોયું તો એ જ નાની છોકરી ગુલ્લકી રસ્તાની બાજુએ પગ લાંબા કરીને એકલી બેઠી બેઠી કાંઈક ખાતી હતી. તેને જોઈને એણે એકદમ છેડો વીંટી લીધો. છેડામાં એક ઢગ જેટલાં અર્ધાં પાકાં ફળ હતાં. અપુએ એ દરમિયાન માસી પાસેથી તેનો વધુ પરિચય લીધો હતો કે, નિવારણની વહુ એને સારી રીતે રાખતી નથી. સારી બાઇ નથી, માસી કહેતાં હતાં કે કાકી નથી, રણચંડી છે. કેટલાય દિવસ ખાવા પણ દેતી નથી. અહીં તહીં ખાવા માટે ભટકે. દાણા મળે નહિ ત્યાં બીજું તો કયાંથી મળે? અપુને થયું, અરેરે! તેનું કોઈ નહિ! તેની સાથે મિત્રતા કરવાની અપુને બહુ ઇચ્છા થઈ. પાસે જઈને તે બોલ્યો, “છેડામાં શું સંતાડયું છે? જોઉં!” ગુલકીએ એકદમ છેડો વીંટી લીધો. ફ...ક કરતી હસી નીચી વળીને દોટ મૂકી. તેની રીતભાત જોઈ અપુને હસવું આવ્યું. દોડતી વખતે ગુલકીના છેડેથી બકુલફળ પડતાં હતાં, તે વીણતાં વીણતાં એણે કહ્યું “આ પડી ગયાં, બધાં પડી ગયાં, લઈ જા, તારાં બકુલ. એય છોકરી કાંઈ કરીશ નહિ, એ છોકરી!” ગુલ્લકી તો એટલી વારમાં અદ્રશ્ય થઈ ગઇ હતી.

તળાવેથી નાહી આવીને બેઠો હતો એ વખતે એણે જોયું ખડકીના બારણા આડશેથી ગુલકી જરા ડોકું કાઢીને જુએ છે ને ફરી મોં સંતાડી દે છે. તેની સાથે નજર મળતાં એ ફીક... કરતાં હસી પડી. અપુ ઊભો થઈને બોલ્યો. “ઊભી રહે, તને એક દોટમાં જ પકડી લઉં.” પછી તે ખડકીના બારણા તરફ દોડયો. ગુલકીએ પાછું ન જોતાં રસ્તે દોડતાં સીધી તળાવ તરફ દોટ મૂકી. પરંતુ અપુની સાથે કેમ ટકી શકે? નિરુપાય થઈને ઊભી રહી જતાં જ અપુએ તેના ટૂંકડા વાળ મૂઠીમાં પકડીને હસતાં હસતાં

કહ્યું "બહુ દોટ મૂકી કાં ? મારી સાથે દોડવામાં તું પહોંચી શકે ખરી, છોકરી ?" ગુલકીને પહેલાં ડર લાગ્યો કે તેને કદાચ મારશે. પરંતુ અપુ વાળની મૂઠી છોડી દેતાં હસ્યો એટલે એને લાગ્યું કે આ તો ગમ્મત કરે છે. તે ફરી એવી રીતે જ હસી પડી.

અપુને બહુ દયા આવી. તેના મુખના હાસ્યમાં એવું કાંઈક હતું, જેથી અપુના મનમાં થયું કે તે એની સાથે મિત્રતા કરવા ઇચ્છે છે, રમવા ઇચ્છે છે, પરંતુ મારી સાથે વાત કરતાં આવડે નહિ એટલે આમ તેમ ડોકાં કાઢી ફીક......કરતી હસીને દોડી જઈને તેની ઇચ્છા પ્રકટ કરે છે. બીજો ઉપાય બિચારી જાણતી નથી. અસલ જાણે એની દીદી. આ ઉમરે એની દીદી પણ આવી જ હતી. આ રીતે છેડામાં જે તે બાંધી એકલી એકલી રખડતી. કોઈ જાણતું નહિ, કોઈ જોતું નહિ, આવી જ ભૂખલી, આવી જ બુદ્ધિહીન નાની છોકરી !

અપુને વિચાર આવ્યો, આની સાથે કોઈ રમે નહિ. એને લઈને હું થોડું રમું, અહા...... એકલી એકલી રખડે, કોઈની સાથે રમવા પામે નહિ. પછી ગુલકીના ફરી પકડેલા વાળને છોડી દઈને તે બોલ્યો, "રમત રમશું ? ચાલ, આ તળાવને કાંઠે – ના, પહેલાં એક કામ કર, તું દોડતી દોડતી જા, પેલા કાંટાલના ઝાડને પકડ, આવ." વાળની મૂઠી છૂટતાં જ ગુલકીએ વધુ ઊભાં ન રહેતાં દોટ મૂકી – અપુએ કહ્યું, "ઠીક, જા......જા. જોઉં છું કેટલે દૂર જાય છે, બરોબર તને પકડી પાડીશ, ઠીક દોડી! પણ જોજે હવે." શ્વાસ બંધ કરી તેણે એક દોટ મૂકી ચૂ ઉ ઉ ઉ ઉ – ગુલકીએ પાછળ અપુને દોડતો જોઈ મરણિયા થઈ દોડવાનો પ્રયત્ન કર્યો; પરંતુ અપુ થોડું દોડ્યો કે તેને પકડી પાડી. 'બહુ દોડતાં શીખી છે, નહિ છોકરી ? તું મારી સાથે પહોંચી શકીશ ? ચાલ, ચોર–પોલીસની રમત રમીએ. તું થા ચોર, આ કાંટાલના

પાન ચોરીને સટકી જા, સમજી ? અને હું થઈશ ચોકીદાર, તને પકડીશ. ”

ગુલકીના મોંમાં હસવું હવે આવતું ન હતું. કદાચ તે આટલી વાર મનમાં મનમાં આ સુંદર છોકરા સાથે મિત્રતા કરવાનું ઇચ્છતી હતી. માથું હલાવી સંમતિસૂચક સ્વરે તેણે કહ્યું, “ થોડાં બોર લેશું ? ” અપુએ મનમાં વિચાર્યું કે ખેડૂતના ગામમાં રહીને તે આવું બોલતાં શીખી છે–તેના ગામમાં જેમ ગોવાળ ને સદ્-ગોવાળના છોકરાંઓ વાતો કરે તેમ.

બપોર વખતે તેની માસીએ બૂમ મારતાં, ગુલકી પાછળ પાછળ આવી. અપુનું જમવાનું પૂરું થયે તેની માસીએ પૂછ્યું, “ ભાત ખાઈશ ગુલકી ? અપુની થાળીમાં બેસ, કાકડીનું રાઈતું છે. દાળ દઉં છું. ” અપુને થયું, “ અરેરે, એ ખાશે એમ જાણતો હોત તો એને માટે બે માછલી રાખી મૂકત. ” ગુલકી કાંઈ જ ન બોલતાં નિસંકોચપણે ખાવા બેઠી. બીજા ભાત માગી લઈ દાળમાં ચોળ્યા. પછી ઘણી વાર બેઠાં બેઠાં એટલા બધા ભાત ન ખાઈ શકવાથી થાળીની એક બાજુ ઢગલો કરીને મૂકી રાખ્યા–છતાં પણ ઊઠવાનું નામ ન લે. અપુની માસીએ હસીને કહ્યું, “ હવે કાંઈ ખાઈ શકીશ નહિ, હાંફે તો છે. લે, ઊઠ, કેટલા બધા ભાત લઈને છાંડ્યા – જો તો, તું તો માત્ર નજરની ભૂખી છે. ” પછી કહ્યું, “ મોટી કાકાનાં કામ જુઓ, આટલો વખત થયો છે પણ આવી કુમળી છોકરીને ખાવા યે બોલાવે છે ? પારકી એ પારકી, પોતાની તો નહિ ને ? ”

“ શનિવારે સિદ્ધેશ્વરીને મંદિરે અપુ પૂજા દેવા ગયો. આચાર્ય ઠાકુરની ખૂબ લાંબી સફેદ દાઢી છાતી ઉપર પડી છે. સુંદર ચહેરો છે. તેની વિધવા છોકરી બાપની સાથે સાથે આવે. પૂજાની તૈયારી

કરી આપે. વૃદ્ધ બાપને ખૂબ મદદ કરે. છોકરીએ પૂછ્યું, "ચાર પૈસાની જ દક્ષિણા કેમ છોકરા ? આટલાથી તો થાય નહિ, બહારની પૂજાના બે આના દક્ષિણા લાગશે." અપુએ કહ્યું, "મારી માએ તો ચાર પૈસા દીધા છે. બીજા તો મારી પાસે નથી." છોકરીએ થોડાંક ફળાં સમારીને એક પાત્રમાં બાંધી તેના હાથમાં દેતાં કહ્યું, "ઠાકુરનો પ્રસાદ આ રહ્યો. તુલસી અને કંકુ પણ દીધાં છે. તારા ઘરની છોકરીઓને દેજે." અપુને થયું આ લોકો ભલાં છે, મારી પાસે જો પૈસા હોત તો હજુ યે બે પૈસા આપત.

માસીને ઘેર આવીને બહારની ઓસરીમાં ચાંદનીના પ્રકાશમાં બેઠો બેઠો તે ફઈ સાથે પૂજાની વાતો કરે છે. પાસેના ગુલકીના ઘેરથી અચાનક ગુલકીના તીણા ગળાનો આકાશ ફાટી જાય એવો અવાજ સંભળાયો, "ઓ કાકીમા, ન મારો, ન મારો, ઓ...રે બાપલિયા, ઓ કાકીમા, મારા વાંસામાંથી લોહી નીકળે છે, મારો નહિ કાકી." સાથોસાથ એક કર્કશ ગળાનો અવાજ સંભળાયો. "હરામજાદી, બદમાશ ! ચૌધરીને ઘેર ખાવા ગઈ હતી ! વાહ તારો સ્વાદ ! તારી જીભ આજ દાતરડાથી વાઢી ન નાંખુ તો જોજે, માણસોને ઘેર, ખાતાં ખાતાં રખડવું. તને અહીં ખાવા મળતું નથી ?"

અપુની માસીએ કહ્યું, "જુએ છે ને ધબ્બા મારી મારી ને કહે છે તે ? સાચી વાત કહેવાથી માણસોને સારું નથી લાગતું. જો કહો તો તમે જ ખરાબ ગણાઓ." અપુનું મન આકુળવ્યાકુળ થતું હતું. ગળું રૂંધાઈ જવાથી એક શબ્દ મોંમાંથી બહાર નીકળી શક્યો નહિ.

બીજે દિવસે સાંજ પહેલાં થોડા સમયે જમવા કરવાનું પૂરું કરી અપુ રબારીવાડા તરફ ચાલ્યો. એ ગામથી નવાબગંજ

સુધી તમાકુભરેલું એક ગાડું જવાનું હતું—તે જ ગાડામાં બેસીને સાંજ વખતે રવાના થયે સવાર સુધીમાં નિશ્ચિંદપુરના રસ્તે એ લોકો એને ઉતારી દેશે એવું તેના માસાએ નક્કી કરી દીધેલું.

થોડે દૂર જતાં બ્રાહ્મણવાડાના રસ્તાના વાંકમાં ગુલકી મળી. તે સાંજે રમત પૂરી કરી ઘેર પાછી ફરતી હતી. અપુએ કહ્યું, “આજે ઘેર જાઉં છું, ગુલકી, આખો દિવસ કયાં હતી? કાંઈ રમવા પણ ન આવી?” પછી ગુલકી અવિશ્વાસભર્યું હસે છે એવું જોઈ કહ્યું, “ખરેખર, સાચું જ કહું છું. આ જો પોટલી. કાર્તિક ગોવાળને ઘેર જઈને ગાડામાં બેસીશ, ચાલ ને મારી સાથે, જરા આગળ આવીશ?”

ગુલકી પાછળ પાછળ ઘણે દૂર ગઈ. બ્રાહ્મણવાડો છોડીને થોડું ખુલ્લું મેદાન, ત્યાર પછી ગોવાળવાડો. ગુલકી વગડાના રસ્તા સુધી આવી. અપુના રાતા સાટીનના જામા તરફ આંગળી ચીંધીને પૂછ્યું, “તમારા આ જામાના કેટલા પૈસા પડ્યા?”

અપુએ હસતે મોંએ કહ્યું, “બે રૂપિયા, તું લઈશ?” ગુલકી ફી......ક કરતી હસી પડી, “એટલે કે તમે જો આપો તો ને-તો લઉં.”

એકાએક સામેના રસ્તે નજર નાંખતાં જ દેખાયું કે વગડાનાં ઝાડપાનની વચમાં દીવા થયા છે. આથી તેના મનમાં કેમ જાણે કયાંથી યાદ આવ્યું કે આવતા માસના આ દિવસે તેઓ કયાં, કેટલે ય દૂર ચાલ્યાં જશે! પછી ગુલકીને કહ્યું, “હવે આવીશ નહિ ગુલકી, તું ચાલી જા. બહુ દૂર આવી ગઈ છો, તારે ઘેર પાછા વઢશે, ચાલી જા, ફરી આવીશ તો મળીશું! કદાચ હવે નહિ આવું. અમે વૈશાખ માસમાં કાશી ચાલ્યાં જશું. ત્યાં રહેઠાણ કરશું.” ગુલકી ફરી એક વાર ફીક...કરતી હસી.

તે દિવસે પૂર્ણિમા કે ચતુર્દશી હતી. તે આ બાજુ ફરી કદી પણ આવશે નહિ, પરંતુ બાળપણના આ એક પ્રથમ વિદેશ-ગમન સંબંધે એક છબી તેના મનમાં ઘણા દિવસથી હતી. સીધા વગડાના રસ્તાના દૂરના છેડે ઝાડપાનની વચ્ચે પૂર્ણચંદ્ર ઊગે છે તે ચતુર્દશીનો ચંદ્ર છે કે નહિ તે તેને બરોબર ખબર ન હતી. પાછળ પાછળ થોડા જ દિવસની પરિચિતા, અનાથ, અબોધ, ટૂંકડા વાળવાળી એક નાની છોકરી તેને વળાવવા આવી છે.

❦

## ૨૪

વૈશાખ માસની શરૂઆતમાં હરિહરે નિશ્ચિંદપુરમાંથી વાસ ઉઠાવી લેવાની બધી વ્યવસ્થા કરી લીધી. જે ચીજવસ્તુ સાથે લઈ જવાની જરૂર નહોતી તે બધી વેચી નાંખી તેમાંથી પરચૂરણ દેણું પતાવી દીધું. તે સમયના કાંઠાલ લાકડાનો મોટો ઢોલિયો, l l પટારો એવું ઘણું હતું. સમાચાર મળવાથી બીજા પાડામાંથી પણ ખરીદનાર આવીને સસ્તા ભાવે લઈ ગયા.

ગામના મુરબ્બીઓ આવીને હરિહરને સમજાવી રોકી રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. નિશ્ચિંદપુરમાં દૂધ અને માછલી કેટલાં સસ્તાં, અને કેટલા ઓછા ખરચે સંસાર ચાલે છે તે વિષયમાં એક તુલનાત્મક સૂચિપત્ર મોંએથી કહી દીધું. માત્ર રાજકૃષ્ણ ભટ્ટાચાર્યે સ્ત્રીના સાવિત્રીવ્રતને માટે નિમંત્રણ દેવા આવીને ઘણી વારની વાતચીત પછી કહ્યું, " બાપુ, દેશમાં શું છે તે રહે ? તે ઉપરાંત એક જગાએ જામી પડવાથી કાંઈ વળતું નથી એ મારો પોતાનો અનુભવ છે. મન સાંકડું થઈ જાય છે. આ વખતે તો ઇચ્છા છે કે એક વાર ચંદ્રનાથ જઈ આવવું—જો ભગવાન સમય આપે તો."

વાત સાંભળીને રાણી અપુને ઘેર આવી. અપુને કહ્યું, “ અરે અપુ, તમે શું બધાં આ ગામ છોડીને ચાલ્યાં જાઓ છો ? સાચે જ ? ”

અપુએ કહ્યું, “ સાચું છે રાણુદી, માને પૂછી જુઓ. ”

તોપણ રાણીને વિશ્વાસ આવ્યો નહિ, છેવટ સર્વજયાને મોંએ બધું સાંભળીને રાણી આશ્ચર્યમાં પડી ગઈ. અપુને બહાર વાડામાં બોલાવીને પૂછ્યું, “ ક્યારે જશો ? ”

“ આવતા બુધવારે નહિ ને તેના પછીના બુધવારે. ”

“ પછી કદી નહિ આવો ? ”

રાણીની આંખો અશ્રુપૂર્ણ થઈ ગઈ, ને કહ્યું કે “ તું જ કહે છે કે આપણું નિશ્ચિંદપુર બહુ સારું ગામ છે. આવી નદી, આવું જંગલ ક્યાંય નથી. તો એવું ગામ છોડીને તું કેમ ચાલ્યો જાય છે ? ”

અપુએ કહ્યું, “ હું શું કરું ? હું તો કંઈ જવાનું કહેતો નથી, પણ બાબાનું ત્યાં જઈને રહેવાનું મન છે, અહીં અમારું ચાલતું નથી ને ! મારી લખેલ ચોપડી તને દઈશ રાણુદી, મોટાં થયે વળી કદાચ મળીશું. ”

રાણીએ કહ્યું, “ મારી ચોપડીમાં તો વાર્તા પૂરી કરી દીધી નહિ. ચોપડીમાં નામ પણ લખી દીધું નથી, તું યે ખરો છે અપુ ! ”

આંખનાં પાણી દબાવીને રાણી ઉતાવળે પગલે આંગણા બહાર નીકળી ગઈ. અપુ સમજી શક્યો નહિ કે રાણુદી ખોટેખોટી શા માટે ગુસ્સે થાય છે ? તે શું કાંઈ પોતાની ઇચ્છાથી દેશ છોડી જાય છે !

નાવાના ઘાટ પર પુટુ સાથે અપુને ઘણી વાતો થઈ. પુટુને પણ આ કશી ખબર ન હતી. અપુને મોંએ બધું સાંભળી તેનું મન દુઃખથી ભરાઈ ગયું. મ્લાન મુખે એ બોલ્યો, " તારા માટે પાણીમાં ઊતરીને કેટલી મહેનતથી શેવાળ દૂર કરીને વાંસ કાપ્યો છે. એક દિવસ પણ તેનાથી માછલી નહિ પકડે ! "

આ વખતે રામનવમીનો ફૂલદોલ, ચડકપૂજા અને ગોષ્ટ-વિહારના પર્વના દિવસો થોડા થોડા દિવસને અંતરે જ આવ્યા. દર વર્ષે આ વખત અપૂર્વ ને અતિ આનંદે અપુના હૃદયને ભરી દેતો. તે અને તેની દીદી આ વખતે આહાર–નિદ્રાનો ત્યાગ કરતાં. અપુ તરફથી આ સમયે કશી કમીના ન રહેતી.

ચડકને દિવસ ગામની માંદી ડોશી મરી ગઈ. જે નવા ખેતરમાં હાલ ચડકનો મેળો થાય છે તેની પાસે જ એ ડોશીનું બે ઓરડાનું ઘર છે. ઘણા માણસો એ જોઈને થંભી ગયેલા. જે એક વાર એ ડાકણીની બીકથી વાંસવનમાં દોડી ગયેલો તે જ અપુ આજે તેને જોવા ગયો. તે વખતે એ નાનો હતો. અત્યારે એ વાત યાદ આવતાં એને હસવું આવે છે. આજ એના મનમાં થયું કે આતુરી ડોશી ડાકણ નથી. કશું જ નથી. ગામને એક ખૂણે લોકોના પાસથી દૂર એકલી ગરીબ, અસહાય રહેતી. છોકરો હતો નહિ, છોકરી હતી નહિ, કોઈ સંભાળ લેનાર હતું નહિ. જો હોત તો શું આજ આખો દિવસ ઘરમાં મરેલી એ પડી રહેત ? દાહ દેનાર પણ કોઈ નથી ! પાંચુ માછીમારના છોકરાએ એક માટલું બહાર લાવીને ઊંધું વાળ્યું. એક માટલું ભરીને સૂકાં આમચૂર ! પડેલી કેરીઓ વીણી ભેગી કરીને તેનું ડોશી આમચૂર બનાવી રાખતી અને તે લઈ દુકાને દુકાને ફરી વેચીને ગુજરાન ચલાવતી. અપુ તે જાણતો, કારણ કે ગયા રંગમેળામાં પણ તેણે તેને ટોપલો ભરીને આમચૂર વેચતી જોઈ છે.

આ વખતે મેળો જાણે ફિક્કો ફિક્કો લાગતો હતો. દરેક વરસે મેળામાંથી દીદી નવાં ચિત્ર ખરીદતી. તેને એથી કેટલો આનંદ થતો ! યાદ આવે છે, તે દિવસે સવારે દીદી જોડે તેને બાઝવાનું થયું હતું. સાંજે દીદીએ કહ્યું, 'પૈસો દઈશ અપુ, સીતાહરણનું ચીતર મેળામાં મળે તો જોજે ને!' સવારના ઝઘડાનું સાટું વાળતો હોય તેમ અપુ બોલ્યો, 'એવાં ચીતર જ તારે તો લેવાં! રામ-રાવણ જુદ્ધનું એક લે ને!' દુર્ગા બોલી, 'તને તો જુદ્ધ જ જુદ્ધ-છોકરાને એ જ જોઈએ. દેવતાનું ચીતર સારું કેમ નહિ?' અપુને દીદીની કલાની ઓળખ વિષે કદી શ્રદ્ધા નહોતી.

તેમના છાપરા ઉપર રાંચિતાનાં ફૂલો લાલ માણેક જેવાં થઈ ગયાં છે. પંખી ગાય છે, તાજું ખીલેલું કમળનું ફૂલ ડોલે છે, દીદીનું મોં યાદ આવે છે. દીદીને માટે મન કેવું કરે છે! મનને થાય છે, જેની પાસે દોડી જઈને પાસે બેસતાં કેટલો આનંદ થતો તે ક્યાં ગઈ! કેટલે દૂર... ! અને હવે કદી, કદી જ આ બધાં સાથે રમવા નહિ આવે?

મેળાના હોકારામાં ય કોઈક બહુ સુંદર બંસી બજાવે છે. નવા સૂર તેને બહુ મીઠા લાગે છે. તપાસ કરતાં જણાયું કે માળી-પાડાનો હારાણ માળી એક ટોપલો ભરીને વાંસળી ખૂમ મારીને વેચવા આવ્યો છે અને જાહેરાત ખાતર એક વાંસળી પોતે વગાડી રહ્યો છે. અપુએ પૂછ્યું, 'હારાણકાકા, એકના કેટલા પૈસા?' હારાણ એને સારી રીતે ઓળખતો હતો. કેટલી યે વાર એમને ઘેર છાપરું ચાળવા આવ્યો હતો. એણે પૂછ્યું, "સાંભળ્યું છે કે તમે ગામ છોડીને બીજે જાઓ છો? ક્યાં જાઓ છો? વાંસળી લેવી છે?'

અપુએ દોઢ પૈસો આપીને વાંસળી લીધી. પૂછ્યું, "કયા કયા કાણા આગળ આંગળી મૂકવી, હારાણકાકા એક વાર દેખાડો ને ખરા?"

સ્મરણુ છે કે એક વાર મોડી રાત્રે ઊંઘ ભાંગી જતાં એ થોડીક વાર જાગતો રહ્યો હતો. દૂર નદીમાં અંધારી રાત્રે માછી-ઓના ઝાંખા દીવાઓમાં માછલીભરેલી ગૂંથેલી જાળના ખેંચવાનો ધેરો ઠક ઠક અવાજ થતો હતો. એ વખતે તેના કાન ઉપર સૂર આવ્યા. દૂર દૂરથી નીલકોઠીના જંગલના રસ્તા પર એવી રાત્રે કોઈક ખુલ્લે સૂરે ગાતું ચાલી રહ્યું છે. એ રસ્તે મોડી રાત્રે ભાગ્યે જ કોઈ ચાલે. છતાં, તંદ્રામાં કેટલી યે વાર મધરાતે ચાંદનીને પણ અજાણ્યા એવા પથિકના કંઠને લીટીઓ તોડી તોડીને મધુર ગીતના તાનને દૂરથી લાવી દૂર દૂરમાં મિલાવી દેતો સાંભળ્યો છે, પણ જે સાંભળ્યું તે તો નવીન જ હતું. સૂરને એ બતાવી શકતો નથી. અર્ધ જાગૃતિના ઘેનમાં સૌમ્યસુંદર સૂરસુંદરી બે કુદરડી ફરતાંમાં જ રસ્તો વટાવી ક્યાં ય અંતર્ધાન થઈ ગઈ હતી, ફરી કદી એનો મિલાપ થયો નહિ–પણ અપુ શું તેને કદી ભૂલવાનો ?

*

મેળો જોઈ જુદાં જુદાં ગામના ખેડૂતોનાં બાળકો રંગીન કપડાં, કોઈ નવા જામા કે નવી કોરી સાડી પહેરી હારબંધ ઘર તરફ પાછાં ફરતાં હતાં. ગોષ્ઠવિહારનો મેળો જોવા ચાર પાંચ ગાઉ જેટલે દૂરથી લોકો આવેલાં. ઘાસનું પંખી, લાકડાની પૂતળી, રંગીન કાગળના પંખા, રંગીન માટલાં–સૌના હાથમાં કંઈ ને કંઈ હતું. વૈષ્ણવ કંદોઈએ મેળામાં કચોરી–ભજિયાંની દુકાન ખોલી હતી. તેની દુકાનેથી બે પૈસાનું તેલનું તળેલું ખાવાનું લઈ અપુ ઘેર આવતો હતો. ચાલતાં ચાલતાં તેને વિચાર થયો, 'જે ગામે તેઓ જવાનાં ત્યાં ગોષ્ઠવિહારનો આવો મેળો થતો હશે? કદાચ આ છેલ્લી વાર જ મેળો જોવા મળવાનો હોય ! થતું હતું, જો ત્યાં મેળો નહિ ભરાતો હોય તો બાપુને કહીશ, મારે મેળો જોવો

છે, ચાલો ને નિશ્ચિંદપુર જઈએ ! અથવા બે દિવસ કાકીને ત્યાં આવીને રહીશ ને જોવા જઈશ.'

*

મેળાને બીજે દિવસે સરસામાન બંધાવા લાગ્યો. કાલે બપોરે તો જમવાનું પતાવીને રવાના થવાનું છે.

સાંજને વખતે રસોડાના ઉંબર આગળ બેઠી તેની મા તેને ગરમ ગરમ પરોઠાં કરી દેતી હતી. નીલમણિ કાકાના આંગણાના નાળિયેરના ઝાડ ઉપરનાં પાન ચાંદનીમાં ચકચક થતાં હતાં. એને જોતાં અપુનું મન દુઃખથી ભરાઈ ગયું. આટલા દિવસ નવા સ્થળે જવાનો જે ઉત્સાહ હતો તે જેમ જવાનો દિવસ નજીક આવતો હતો તેમ નજીક આવતા વિરહની ઊંડી વ્યથાથી તેનું મન કરુણ સ્વરે ઝણઝણતું હતું.

આ એમનું ઘર, મકાન, આ વાંસવન, સલતી ખાઉધરીનું આંબાવાડિયું, નદીનો કાંઠો, બેન સાથે ઉજાણી કરવાની પેલી જગ્યા ! આ બધું એને કેટલું પ્રિય હતું ! આ નાળિયેરી ! તેઓ જાય છે ત્યાં એ હશે ? સમજણો થયો ત્યારથી આ નાળિયેરીને એ એ જ સ્થાને જોતો આવ્યો છે, ચાંદનીમાં એનાં પાંદડાં કેવાં સરસ લાગે છે ! સૌંદર્યમુખી જ્યોત્સ્ના ! રાત્રે અહીં જ બેસીને જ્યોત્સ્નાથી ભિંજાતી નાળિયેરીની શાખાઓને જોતાં કેટલી રાત્રિઓ દીદી સાથે એ પાંચીકે રમ્યો છે ! કેટલી યે વાર થયું છે, 'આહા ! આ નિશ્ચિંદપુર એમનું ગામ કેટલું સુંદર છે ! જ્યાં જશે ત્યાં આવું રસોડાના ઉંબર પાસે બેસી જોવા મળતું બહાર નાળિયેરનું ઝાડ હશે ? ત્યાં માછલાં પકડવા મળશે ? કેરીઓ વીણવા મળશે ? હોડી હલાવવા મળશે ? રેલ–રેલ રમવા મળશે ? કદમતળાવડીના પગથિયાંવાળા ઘાટ જેવો ઘાટ ત્યાં

હશે ? રાણુદીદી હશે ? સોનાડાંગા જંગલ હશે ? અહીં જ તો સારું હતું, શા સારુ નાહક આ છોડી જવાનું ?

*

બપોરે એક બનાવ બન્યો.

તેની મા વટસાવિત્રીના નિમંત્રણ ઉપર ગઈ. હરિહર જમીને બાજુના ઓરડામાં સૂતો છે. અપુ ઘરમાં અભરાઈઓ ઉપરથી કંઈ કંઈ ચીજ લઈ શકાય તેમ છે અને કંઈ નહિ તે ફેરવી ફેરવીને જોતા હતો. ઊંચી અભરાઈ પરની એક માટલી જોવા જતાં એની અંદરથી એક વસ્તુ નીકળીને નીચે જમીન ઉપર પડી. અપુએ એને ઉપાડી લઈને ફેરવીને જોતાં એ સ્તબ્ધ બની ગયો. ધૂળ અને કરોળિયાનાં જાળાંથી ભરાયેલ હોવા છતાં તે વસ્તુ અને તેનો ઇતિહાસ સમજતાં તેને વાર ન લાગી.

આગલે વર્ષે નાનાં ઠાકુરણ માના ઘરમાંથી ચોરી કરીને લાવેલ એ જ પેલી સોનાની નાની દાબડી !

બપોરે ઘરમાં કોઈ નહોતું. દાબડી લઈને કેટલી યે ક્ષણો એ શૂન્યમનસ્ક ઊભો રહ્યો. ચૈત્રના બપોરની તાપભરી શાંતિમાં વાંસવનનો સુ સુ શબ્દ દૂર ભૂતકાળની વાતની પેઠે કાનમાં ગાજવા લાગ્યો. એ મનમાં બોલ્યો, "હતભાગી દીદી ! દાબડી ચોરી લાવી આ માટલીમાં સંતાડી રાખી !"

એણે થોડો વિચાર કર્યો અને પછી હળવેથી બારી પાસે જઈને ઊભો. બહુ દૂર પર્યન્ત વાંસવન જાણે તાપમાં બળતું હતું. સમળી કોઈ ઝાડ ઉપર તીણી ચીસો પાડતી હતી. ભગવાન વ્યાસના હૃદયમાં સંતાયેલ પ્રાચીન યુગનો એ પરાજિત અને હતભાગ્ય રાજપુત્રનો વેદના-કરુણ મધ્યાહ્ન ! થોડુંક ઊભો રહી પછી હાથમાંની દાબડીને ઊંડા વાંસવનમાં

જોરથી ઘા કરીને ફેંકી દીધી. ભૂલિયા કૂતરાને તેની બેન તૂ તૂ કરતી ત્યારે જે ઘનઘટામાંથી તે દોડતો આવતો—બરાબર તે જ તરફ ઢગલાબંધ સૂકેલાં વાંસ અને પાનનાં વચ્ચે બોરડીના ઝાંખરામાં દાબડી ક્યાંય ઊતરી ગઈ.

મનમાં બોલ્યો, "ભલે ત્યાં જ રહે, કોઈ વાત જાણવા પામશે નહિ. ત્યાં કોણ જવાનું છે?"

એ દાબડીની વાત અપુએ કોઈને કહી નહિ—કદી કહી નહિ, માને પણ નહિ.

*

બપોર કંઈક નમતાં હીરુ ગાડીવાનની બળદની ગાડી ચાલી. સવારટાણે આકાશમાં થોડાં વાદળ હતાં પણ દસેક વાગે તે વીખરાઈ ગયાં, અને ખરા વૈશાખનો ધોમધખતો તાપ ઝાડપાનને માથે અને ગામમાં ને વગડામાં અગ્નિ વરસાવવા લાગ્યો. પુટુ ક્યાં ય સુધી ગાડીની પાછળ પાછળ આવ્યો, બોલ્યો, "અપુદા, આ વખતે બારવારીમાં બહુ સરસ નાટક થાય છે, તેં આ વખતે એ ન જોયું...?"

અપુ બોલ્યો, "નાટકના પાઠનાં પાનાં તું સારાં કરીને મને મોકલી આપજે."

મેળો ભરાતો ત્યાં થઈને જ રસ્તો જતો હતો, મેળાના ચિહ્નરૂપ આખા મેદાનમાં એક તરફ રાંધે છે, ખાય છે. આગ ઉપર માટીના કાળા પથ્થર અને મશવાળાં નવાં હાંડલાં હતાં. હરિહર ચૂપ બેઠો હતો. એને કંઈ કંઈ થતું હતું. 'થયું તે ઠીક થયું છે?' કેટલા વખતનું ઘર! પેલી બાજુના બળી ગયેલ ઘરમાં એ બધી ધામધૂમનો અંત આવ્યો, તોપણ એમાં એક કોડિયું તો ટમટમતું હતું! એ પણ આજ સાંજથી ચિરકાલને માટે

ભુઝાઇ જાય છે. પિતા રામચાંદ તર્કબાગીશને આ જોઈને સ્વર્ગમાં શું થતું હશે ?

ગામનું છેલ્લું હતું આતુરી ડોશીનું ઘર. જ્યાં સુધી દેખાયું ત્યાં સુધી અપુ એને મોં ફાડીને જોઈ રહ્યો. તે પછી ખજૂરીની એક મોટી વાડીને વટાવી ગાડી આઘાટ જવાના પાકા રસ્તા પર આવી. ગામ અદૃશ્ય થતાં સર્વજયાને લાગ્યું, કંઈક હીનતા કે દારિદ્ર્ય કે કંઈક અપમાન-એ જ બધું પાછળ રહ્યું, સામે તો છે માત્ર નવો સંસાર, નવી જીવનયાત્રા, નવીન પ્રકાશ !

બપોર ઊતર્યાં. ગાડી હજી સોનાડાંગા જંગલને જ વટાવી રહી હતી. હરિહર એક વડ બતાવીને બોલ્યો, " જુઓ, ઠાકુરઝી તળાવનું પેલું જોગી જેવું વડનું ! ઝાડ " સર્વજયાએ એકદમ મોં બહાર કાઢીને જોયું. રસ્તાથી થોડે જ છેટે થોડી નીચા ખાડા જેવી જમીનની ધારે એક વડ ચારે બાજુ વડવાઈઓ નાખીને ઊભો છે. પેલા વૃદ્ધ બ્રાહ્મણ અને તેના બાળપુત્રની વાત એણે કેટલી વાર સાંભળી હતી ! આજથી પચાસ વર્ષ પહેલાં એના સસરાના બાપાએ આવી જ સંધ્યાએ, આ જ વડ નીચે, ગરીબ બ્રાહ્મણ અને તેના નિર્દોષ પુત્રને પૈસાને લોભે નિષ્ઠુર રીતે મારી નાખીને આ નીચી જમીન – ઠાકુરઝી તળાવના પાણીમાં – નાખી દીધા હતા. છોકરાની મા પુત્રને મળવાની આશામાં કદાચ મહિનાઓ અને વરસો સુધી રાહ જોતી બેઠી હશે, અને છોકરાને જોયો નહિ હોય ! માતા ! અચાનક સર્વજયાની આંખો આંસુથી ભરાઈ ગઈ, ગળામાં જાણે કશુંક અટકી ગયું.

સોનાડાંગાની સીમ એ પ્રદેશની સૌથી મોટી સીમ હતી. અહીંતહીં શીમલાનાં ને બાવળનાં ઝાડ હતાં. ખજૂરી ઉપર ખજૂરીની ઝૂડીઓ ઝૂલતી હતી. સોંદાલી ફૂલની ઘટા ડોલતી હતી. ચારે દિશે બપૈયાનું પિ-યુ ! દૂર સુધી પથરાયલ નિર્જન વગડા

ઉપર ઘેરું નીલ આકાશ ઊંધું પડયું છે. નજર ક્યાંય રૂંધાતી નથી. લીલા વાંસથી છવાયેલ ઊંચી નીચી થતી વગડાની ભૂમિ ક્યાંય ખાલી નથી. બધે જ ઝાડપાન અને જંગલની ઘટાની પ્રચુરતા અને શ્યામલતા. સામે કાચો માટીનો રસ્તો ગૃહત્યાગી ઉદાસ બાઉલ જોગીની પેઠે દૂરથી આવીને પોતાની મેળે દૂર સુધી અંકાઈવિંકાઈને ચાલ્યો જાય છે. થોડે આગળ વધતાં મધુખાલીનું તળાવ આવ્યું. કોઈ પ્રાચીન નદી સુકાઈને જીવનના યાત્રાપથનું ચિહ્ન પાછળ મૂકતી ગઈ છે. એ અંતર્ધાન થયેલ નદીનો પહોળો પટ હવે કમળોથી ભરેલું તળાવ બની ગયેલ છે. અપુ વિશાળ ભૂમિપટ અને આકાશનો રંગ ચારે તરફ જોતો જતો હતો. સંધ્યાના સ્વપ્નપટ પર કેટકેટલી શૈશવકલ્પનાઓનું આવાગમન ! અને તેઓ તો ગામને છોડી જ ચાલ્યાં ! હવે તો કોણ જાણે કેટલું ચાલવું પડશે ! જવાનો આરંભ તો આદિથી થયો છે. પણ આજે તો આ ભૂમિ, સ્વપ્નદર્શન આ અપૂર્વ જીવન–!

હરિહર આંગળીથી ચીંધીને એક ગામ બતાવીને બોલ્યો, "એ–ય પેલાં પલાશની ઘટા, એની નજીક નાટાબેડે છે, ત્યાં વનબીબીની દરગાહ આગળ શ્રાવણ મહિનામાં મોટો મેળો ભરાય છે, ત્યાંના જેવી સસ્તી દૂધી ક્યાંય મળે નહિ."

આષાઢૂ બજારથી આગળ હોડીમાં વેત્રવતી પાર કરતાં હતાં ત્યારે ચંદ્ર ઊગ્યો, જ્યોત્સ્નાના પ્રકાશમાં જળ ચકચક થતાં હતાં. આજ બજારનો દિવસ હતો. હટાણે ગયેલાં લોકો કલરવ કરતાં પેલે પારથી આ પાર આવતાં હતાં. અપુની ગાડી પણ નદી પાર કરીને પેલી બાજુ આવી. અપુ બાપાને કહીને આષાઢૂની બજાર જોવા ઊતર્યો. નાનું બજાર, તાપડાં બાંધેલી હારબંધ દુકાનો, સોનીની દુકાનમાંથી ઠક ઠક અવાજ આવતો હતો. તાડગોળની આડતની સામે કેટલી યે બળદગાડીઓ ઊભી હતી. માઝેરપાડા સ્ટેશન હજી ચાર

ગાઉ દૂર હતું. રસ્તો કાચો પણ પહોળો, બંને ધારે નીલકોઠીના વખતનાં રોપાયલાં વડ પીપળો ને શેતૂરનાં ઝાડ. વૈશાખ મહિનાના પહેલા તડકામાં થાકેલા પથિકનો થાક આ વડપીપળા પરની કોયલ ઉતારી દેતી; આખો રસ્તો ઘેઘૂર વડઘટાઓની હારથી ઝૂલતો. નીચે પડેલાં લીલાં પાન જ્યોત્સ્નામાં સ્વચ્છ લાગતાં.

બંગભૂમિની વસંત! ચૈત્ર–વૈશાખે વગડામાં, વનમાં, વાડીમાં ને ખેતરમાં જ્યાં જાઓ ત્યાં કોયલનો ટહુકાર. નીચાં નમેલ વૃક્ષનાં અજસ્ર ફૂલોના ભારથી વનફૂલોની સુગંધભરી જ્યોત્સ્નાથી નાહતી દક્ષિણની સમીરલહરોમાં નાગકેશર ઉલ્લાસ અને આનંદનું નૃત્ય લાવતી. વસંતનું આવું અનુપમ રૂપ અપુએ જીવનમાં પ્રથમ જોયું. આ અલ્પ વયમાં જ એના મનમાં બંગાળનાં ખેતરો અને નદીઓ, વનભૂમિમાં શોભતી જ્યોત્સ્નાની રાત્રિઓ એવા રૂપે અંકિત થઈ ગયાં કે તેની ઉત્તર અવસ્થાના શિલ્પીજીવનની કલ્પનાક્ષણો માધુર્ય અને પ્રેરણાથી ભરાઈ ગઈ તેનું પ્રથમ શ્રેય એને જ જાય.

*

રાત્રે લગભગ દસ વાગે ગાડી સ્ટેશને આવી. કેટલી યે વારથી તે ક્યારે સ્ટેશન આવે એ આતુરતામાં બેઠો હતો. સ્ટેશન આવતાં દોડીને તે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર પહોંચ્યો. સાંજની સાડા આઠની ટ્રેન ક્યારની યે ચાલી ગઈ છે. બાબાને પૂછતાં જાણ્યું કે હવે આખી રાતમાં એકે ટ્રેન નહિ આવે. આ હીરુના બે બળદને કારણે આટલું મોડું થયું, નહિ તો અત્યારે જ ટ્રેન જોવા મળત. પ્લેટફોર્મની એક બાજુ ઢગલો–એક તમાકુની ગાંઠ બંધાતી હતી. રેલવેના બે માણસ લોઢાની પેટી જેવું દેખાતું અને તેને લાંબો ડાંડો જોડેલો એવા કશાકથી તમાકુની ગાંઠ દબાવતા હતા. ચાંદનીના તેજમાં રેલના પાટા ચળકતા હતા. પેલી બાજુ રેલવે–લાઈનની ધારે એક ઊંચા થાંભલા ઉપર બે લાલ બત્તી હતી. આ બાજુ પણ એવી જ બે લાલ બત્તી હતી. સ્ટેશનના ઓરડામાં ટેબલ ઉપર ચાર પાયાવાળું તેલનું

ફાનસ બળતું હતું. કેટલા યે ચોપડા બાંધેલા દેખાતા હતા. દરવાજા પાસે જઈને થોડી વાર ઊભો રહી અપુ બધું જોઈ રહ્યો. સ્ટેશન-માસ્તર એક નાની ચાખડી જેવું કંઈક કટકટ કરી રહ્યા હતા.

સ્ટેશન! હવે શી વાર? કાલ સવારે જ હવે તે માત્ર રેલ જોશે; જોશે નહિ, એમાં બેસશે!......

પ્લેટફૉર્મ ઉપરથી ખસતાં એનું મન થતું નહોતું, પણ બાબા બોલાવવા આવ્યા. ચાખડી જેવું કટકટ થતું પેલું, તે તાર મોકલવાનું યંત્ર છે તેની બાબાએ સમજ પાડી.

અપુએ જોયું કે સ્ટેશનના તળાવની પાળે રસોઈ બનાવીને જમવાની તૈયારી કરી છે. અને એક બીજી ગાડી પૂર્વમાંથી આવીને ત્યાં ઊભી હતી. એમાં આવનાર એક હતી અઢાર-ઓગણીસ વર્ષની વહુ અને એક જુવાન. અપુએ સાંભળ્યું કે વહુ હબીબપુરના વિશ્વાસ કુટુંબની હતી, ભાઈની સાથે પિયર જતી હતી. માને વહુ ઉપર બહુ બહુ સ્નેહ થઈ આવ્યો. એની મા ખીચડીનાં દાળ-ચોખા ધુએ છે. વહુ બટેટાં સુધારે છે. બંનેનું એક જ ચૂલે રંધાય છે.

સવારે સાડા સાતે ટ્રેન આવી. અપુ ક્યારનો પ્લેટફૉર્મ ઉપર ઝૂકીને ટ્રેનને આવવાની બાજુએ જોઈ રહ્યો હતો. બાબાએ કહ્યું, " અપુ, એમ ઝૂકીને ન ઊભો રહે. અહીં આવતો રહે. એક ખલાસી પણ લોકોને આઘા કરતો હતો.

કેવડી મોટી ટ્રેન ! કેવો ભયાનક અવાજ ! આને શું એન્જિન કહે ? ઓહો ! કેવું જબ્બર !

હબીબપુરની વહુ ઘૂમટો ખોલીને આવતી ટ્રેનની દિશામાં જોતી હતી.

હોહા કરતાં સૌ ડબ્બામાં ચડયાં. સામસામે લાકડાની પાટલીઓ હતી. ગાડીની જમીન સિમેંટ જેવી લાગતી હતી, જાણે ઘર જ. બારી–

બારણાં બધું એવું જ. આવડી મોટી ગાડી, જે આવીને ઊભી છે તે હવે ચાલશે તે વાતનો અપુને વિશ્વાસ નહોતો આવતો. કોને ખબર? ન પણ ચાલી શકે! એ લોકો કદાચ કહે પણ ખરા, "એ-ય, ઊતરી જાઓ, જાઓ બધાં નીચે, આજ અમારી ગાડી ચાલવાની નથી.!" એમની એક બાજુ એક માણસ માથે ખડની મોટી ગાંસડી લઈને ટ્રેનને ચાલ્યા જવાની રાહ જોતો ઊભો હતો. અપુને એના પ્રત્યે દયા ઊપજી. આજે આ ગાડી ચાલશે નહિ તો એ જીવશે શી રીતે? હીરુ ગાડીવાન ફાટકની બહાર ઊભો ગાડી સામે જોતો હતો.

ગાડી ચાલી! અદ્દભુત! કેવી ડોલે છે! જોતજોતાંમાં માઝેરપાડા સ્ટેશન, તમાકુની ગાંઠ, મોં ફાડીને જોતો હીરુ ગાડીવાન–બધું પાછળ મૂકીને ગાડી બહારનાં ઘાસનાં બીડ તરફ ચાલી. બંને બાજુનાં ઝાડ-છોડ સરસર કરતાં બારી પાસેથી સરી જતાં હતાં. કેવો વેગ! આનું જ તો નામ રેલગાડી! ખેતરો જાણે ચક્કર ચક્કર થાય છે. ઘટાદાર વૃક્ષો અને ઘાસનાં બીડ, ખેડૂતોનાં નાનાં મોટાં ઘર-બધું એકાકાર થઈ જાય છે. ગાડીને નીચેથી ખરખર એવો અવાજ આવતો હતો ને આગળથી એન્જિનનો મોટો ઘૂઘવાટ આવતો હતો.

માઝેરપાડા સ્ટેશનનું ડિસ્ટન્ટ-સિગ્નલ પણ ધીમે ધીમે અદૃશ્ય થઈ જાય છે!

કેટલા ય વખત પહેલાંનો એ દિવસ!

બેન અને તે જે દિવસે વાછડો શોધતાં શોધતાં ખેતર-તળાવ વટાવીને દોડતાં દોડતાં રેલનો રસ્તો જોવા ઊપડ્યાં હતાં તે દિવસ! અને આજ?

પણ જ્યાં આકાશની નીચે આષાઢૂ-દુર્ગાપુરની પાકી સડકે

ઝાડોની હાર ક્રમશઃ દૂર ચાલી જતી દેખાય છે, જ્યાં એમના ગામથી વળાંક લઈને આવતી સડક સોનાડાંગા જંગલને મળે છે, ત્યાં, રસ્તાના બરાબર એ વળાંક આગળ જ, ગામની સીમની જૂની જામફળી નીચે તેની બેન, મ્લાન મુખે ઊભી તેમની રેલગાડીની સામે તાકીને જોઈ રહી છે !...

એને કોઈ તેડી જતું નથી. બધાં એને પાછળ મૂકી દે છે; બેન મરી ગયા પછી પણ બંને જણના રમવાનાં સ્થાન રસ્તા અને ઘાટ ઉપર, વાંસવન અને આંબાવાડિયામાં બેનને એણે પાસે ને પાસે જોઈ હતી. બેનનો સ્નેહસ્પર્શ હતો નિશ્ચિંદપુરના ભાંગેલ ઘરના પ્રત્યેક ખૂણે. આજે ખરેખર બેનથી ચિરકાલ માટે વિખૂટા પડવાનું થાય છે ! ...

એને થાય છે, જાણે બેનને કોઈ પ્રેમ કરતું નથી, મા નહિ, કોઈ નહિ ! એને છોડીને આવતાં કોઈને દુઃખ થતું નથી.

એકાએક અપુનું મન એક અપરિચિત ભાવે ભરાઈ ગયું. એ ભાવ શોક નથી, દુઃખ નથી, એક ક્ષણમાં તો કેટકેટલું મનમાં આવી ગયું: આતુરી ડાકણ, નદીનો ઘાટ, એમનું ઘર, જંગલનો રસ્તો, રાણુદીદી, કેટલી યે સંધ્યાઓ, કેટલા ય મધ્યાહ્નો, કેટલા યે દિવસોનાં કેટલાં યે હસવાં અને ખેલવાં, પુટુ...દીદીનું મોં...દીદીની કેટલી યે અપૂરી ઈચ્છાઓ...

દીદી હજી યે એક નજરે જોઈ રહી છે.

બીજી જ ક્ષણે એના મનમાં રહેલી મૂક છાયા આંખનાં પાણીમાં ઝરીને એક વાત જાણે ફરી ફરી કહેતી હતી, " હું જતો નથી દીદી ! હું તને ભૂલ્યો નથી દીદી ! ઈચ્છા કરવા છતાં યે તારી પાસે અવાતું નથી, લોકો મને લઈ જાય છે—"

ખરેખર એ દીદીને ભૂલ્યો નથી.

મોટો થયે નીલકુન્તલ સાગરમેખલા ધરતીની સાથે એનો સંબંધ ખૂબ ઘનિષ્ટ થયો. પણ જ્યારે જ્યારે ગતિની લહરથી એનો આખો દેહ ઝણઝણી ઊઠતો, સમુદ્રપ્રયાણ કરતા જહાજના તૂતક ઉપરથી પ્રતિક્ષણે નીલ આકાશનું અભિનવ માયારૂપ દૃષ્ટિએ પડતું, દ્રાક્ષકુંજોથી લીલીકુંજાર પર્વતમાળાને વીંટાયેલ મોજાંઓ દૂર દૂર થતાં ક્ષીણ થઈ વિલીન થઈ જતાં હોય, દૂરની અસ્પષ્ટ તેજ-છાયામાં દેખાતી કાળભૂમિ એક પ્રતિભાશાળી સૂરસ્રષ્ટાની પ્રતિભાનું દાન હોય તેમ મહામધુર કુહુકારથી એના ભાવમય મનની સૃષ્ટિને ભરી દેતી હોય ત્યારે ત્યારે એ બધા સમયે તેને સ્મરણ થતું ઘનવર્ષાની રાત્રે, અવિશ્રાંત વૃષ્ટિનું ગર્જન સાંભળતી એક જૂના અંધારા ઘરમાં રોગશય્યા પર સૂતેલી ગામડાગામની ગરીબ ઘરની એક બાલિકાની વાત—

"અપુ, હું સાજી થઉં પછી મને રેલગાડી દેખાડીશ ને?"

*

માઝેરપાડા રેલવેસ્ટેશનનું ડિસ્ટન્ટ-સિગ્નલ જોતજોતાંમાં દૂર થતું જઈ ઝાંખું બની અદૃશ્ય થઈ ગયું.

[ખંડ ચોથો]

# પથદેવતા

## ૨૫

બપોર પછી રાણાઘાટ સ્ટેશને ગાડી બદલવાની આવી. અપુની આંખમાં બબ્બે વાર કોલસાની કણી પડયા છતાં તે બારીની બહાર ડોકું કાઢીને આખો દિવસ બહારની બાજુએ જોયા કરતો. સ્ટેશને સ્ટેશને, શું એનું નામ? સિગ્નલ. એ કેમ પડે છે ને ઊંચું થાય છે? ગાડી જ્યાં ઊભી રહે છે ત્યાં કાંઈક ઊંચું ઈંટનું ચણતર, એ શું?–પ્લૅટફૉર્મ કહે એને? લાકડા ઉપર મોટા મોટા અક્ષરે અંગ્રેજીમાં અને બંગાળીમાં બધાં સ્ટેશનનાં નામ લખ્યાં હોય છે. કુડુલગાછિ, ગોવિંદપુર, બાનપુર. ગાડીના છૂટવા વખતે ઘંટ વાગે–ટન્, ટન્, ટન્, ટન્: ચાર ટકોરા. અપુએ સાંભળ્યું કે લોઢાના પૈડા જેવું કંઈક મોટું હોય છે તેને હાથો હોય છે. એ ફેરવવાથી સિગ્નલ પડે છે. કુડુલગાછિ સ્ટેશને ધ્યાનથી અપુએ જોયું.

સર્વજયા આ ફેરે મળીને બે વાર ગાડીમાં બેઠી. પહેલી વખત–એ વખત! હરિહરે કાશીથી આવીને ઘર કર્યું હતું, જેઠ મહિને આડંગઘાટે જુગલકિશોર ઠાકુરના દર્શને ગયેલ. આજકાલની કાંઈ એ વાત છે? આનંદથી તે સ્ટેશને મોં બહાર કાઢીને લોકોની

ચડઊતર જોતી હતી. વહુઓ-દાસીઓ ચડતી-ઊતરતી હતી. સૌનાં કેવાં રૂપાળાં મોં, કેવાં લૂગડાં, કેવાં ઘરેણાં! અને આ બીજી વાર.

જગન્નાથપુર સ્ટેશને સારા મમરાના લાડુ વેચાતા જોઈ એણે અપુને પૂછ્યું, "ખાવા છે મમરાના લાડુ? તને તો બહુ ભાવે છે, લઉં તારા માટે?" સ્ટેશને ટેલિગ્રાફના તાર ઉપર કોઈક પંખી બેઠું બેઠું ઝૂલતું હતું. અપુએ એને ખૂબ વાર સુધી જોઈ રહ્યા પછી આંગળીથી બતાવીને પૂછ્યું, "જો મા, કોઈકના ઘરના પિંજરામાંથી મેના ઊડી આવી છે."

નૈહાટી સ્ટેશને ગાડી બદલીને ગંગાના પ્રચંડ પુલ ઉપરથી તે જતી હતી તે વખતે સૂર્ય આથમતો હતો. સર્વજયા એકી-નજરે જોઈ રહી હતી. પેલે પારથી સુ સુ કરતી હવા આવતી હતી. ગંગાના જળ ઉપર હોડીઓ, બંને કાંઠે કેટલાં ય સુંદર સુંદર વાડીવજીફા-જીવનમાં આ દૃશ્ય એણે કદી જોયું નહોતું. છોકરાને બતાવતાં બોલી, "જોયું અપુ, ધુમાડાનું વહાણ?" પછી કપાળ ઉપર હાથ મૂકી બોલી, "મા ગંગા, તારી ઉપર થઈને જઉં છું, અપરાધ લઈશ મા, કાશીએ જઈને ફૂલ-બીલીપત્રની તને પૂજા આપીશ. અપુને સાજો સારો રાખજે, જ્યાં જે કાજે જઉં છું ત્યાં એક આશરો કરી આપજે મા!"

આનંદથી, ઉમંગથી, અનિશ્ચિતતાના કુતૂહલથી તેનું હૃદય ઝોલાં ખાતું હતું. આવી લાગણી એણે કદી નથી અનુભવી. સગવડે કે અગવડે પણ નિર્બંધ મુક્ત જીવનનો આનંદ તો એ આ પહેલી વાર પામી. તેના પુરાણા વાંસવનની વાડમાં પુરાઈને ગામડાની જિંદગીમાં આવી ચલતિચલાયમાન દૃશ્યરાજિ, આવી ગતિશીલતા, આવી આકાંક્ષાની પુલક-કદી પરિચયમાં આવી નહોતી. જે જીવન ચારે દિશાએથી દીવાલ ઊભી કરી દઈને પોતાને પોતે

જ નાનું કરી રાખતું હતું તે આજ ગતિમાં આવ્યું છે, ચાલવા માંડયું છે, સામી દિશામાં ચાલવા લાગ્યું છે; પણ પશ્ચિમ દિશામાં ઊતરતા સૂર્ય સામે જોઈને નદ-નદી દેશ-વિદેશ બધું પસાર કરતું ચાલ્યું છે. આ ચાલતી ચલન-વાસ્તવિકતાનો આજે તે હૃદયમાં અનુભવ કરતી હતી. એક વરસ પહેલાંનો આ જ દિવસ—નિશ્ચિંદપુરના ઘરમાં કેટલી રાત્રે તે સૂતી સૂતી વિચાર કરતી: કંઈક સગવડ થાય તો ચાકદા કે કાલીગંજ ગંગાસ્નાને જઉં. ત્યારે તે વાત તેને સંભવિતતાથી બહુ દૂર લાગતી હતી—અને આજ?

બેંડેલ સ્ટેશને ગાડી પહોંચતાં પહેલાં થોડી વારે સામેની લાઈન ઉપરથી એક મોટી ગાડી ધમ ધમ કરતી વંટોળિયાની પેઠે સ્ટેશન બહાર નીકળી ગઈ. અપુ આશ્ચર્યથી તે તરફ જોઈ રહ્યો. કેવો અવાજ! બેંડેલ સ્ટેશને પહોંચીને તેઓ ગાડીથી નીચે ઊતર્યાં. આ બાજુ તે બાજુ એન્જિન દોડયા કરે છે. મોટાં મોટાં ભારખાનાં, મોટી મોટી ગાડીઓ સ્ટેશન ગજવતાં ભાગતાં જાય છે. અવાજ, અવાજ! આ બાજુ કાન બહેર મારી નાખતો એન્જિનનો અવાજ છે, પેલી બાજુ એક યાત્રાની ટ્રેન ચાલવા માંડે છે. ગાર્ડ એને લીલો વાવટો બતાવી રહ્યો છે. સાંજટાણે સ્ટેશનથી પૂર્વ-પશ્ચિમની બાજુઓએ સિગ્નલ ઝબક ઝબક થાય છે, લાલ-લીલી બત્તી બળે છે, રેલ, એન્જિન, ગાડી, માણસો!

થોડી રાત જતાં તેમની કાશી જવાની ગાડી ધમ ધમ કરતી આવીને સ્ટેશનમાં આવીને ઊભી રહી. મોટું સ્ટેશન, ફાલતુ માણસોની ભીડ—સર્વજયા ભાન ભૂલી થઈ ગઈ. ઠેલા ખાતી સ્વામીની પાછળ પાછળ ઢસેડાતી તે ડબ્બાના બારણા પાસે પહોંચી. હરિહરે સખત ગીરદીમાં ધ્રૂજતી સ્ત્રીને અને છેટે રહી ગયેલા પુત્રને મહામહેનતે ડબ્બામાં બેસાડયાં અને મજૂરની મદદથી સામાન ચડાવ્યો.

પહો ફાટતાં સર્વજયાની તંદ્રા તૂટી ગઈ. ટ્રેન વંટોળિયાને વેગે દોડી જાય છે–ખેતર, જમીન, ઝાડપાલો બધું એક કરતી દોડી જાય છે. રાતની ગાડી એટલે તેઓ બધાં એક જ ડબ્બામાં બેઠાં છે. હરિહરે એને સ્ત્રીઓના ડબ્બામાં બેસવા ન દીધી. ગાડીમાં પહેલાં કરતાં ઓછી ગીરદી છે. દરેક પાટલી ઉપર એક એક માણસ શરીર લંબાવીને સૂતેલ છે. ઉપરની પાટલી ઉપર એક કાબુલી નાક બોલાવતો હતો. અપુ ક્યારનો ઊઠીને બારી બહાર મોં કરીને બેઠો છે.

હરિહર જાગી ઊઠતાં એણે એને કહ્યું, "એમ બહાર ન જો. કોલસાની રજ આંખમાં પડશે."

કોલસાની રજ તો મામૂલી હતી. જોઈ જોઈને અપુની આંખો ઊઠી આવે તોપણ અપુ બહાર જોયા વિના રહી શકે તેમ નહોતો. લગભગ આખી રાત તે એ જ રીતે બેઠો હતો. બાબા અને બા તો ઊંઘતાં હતાં. કેટકેટલું એણે જોયું હતું! કેટલાં સ્ટેશનોએ ગાડી ઊભી ન રહી, દીવા અને માણસો સુરરર કરતાં હવાઈની પેઠે પસાર થઈ જતાં હતાં, રાત્રે કેટલાક વાગ્યે એની આંખ મિચાઈ ગઈ હતી, પણ અચાનક આંખ ખૂલી જતાં બહાર જોયું તો જ્યોત્સ્નાની શાંત રાત્રિએ વંટોળની પેઠે ધસતી ગાડી કોઈક નદીનો પુલ ઓળંગતી હતી. સામે એક ટેકરી હતી. ટેકરી ઉપર કેટલાં ય ઝાડ હતાં. નદીના પાણીમાં ચંદ્રનું તેજ પડી ચમકતું હતું. આકાશમાં સફેદ વાદળો હતાં. આગળ ચાલતાં એવી કેટલી યે ટેકરીઓ અને ટેકરીઓ ઉપર ઝાડો આવ્યાં પછી એક મોટું સ્ટેશન આવ્યું. દીવાબત્તીઓ અને માણસોની ભીડ આવી. બાજુના પાટા ઉપર એક બીજી ગાડી આવીને ઊભી. એક પાનવાળા સાથે કોઈક બદમાશને ઝઘડો થયો. સ્ટેશનમાં એક મોટું ઘડિયાળ હતું. માસ્તર મહાશય નરેન બાબુ પાસે ઘડિયાળ જોતાં એ શીખ્યો

હતો. આંકડા ગણીને જોયા, ત્રણ ઉપર બાવીસ મિનિટ થઈ હતી. તે પછી ગાડી ઊપડી. વળી પાછાં ઝાડ, એવી જ ઊંચી ટેકરીઓ. ગાડીમાં બધાં ઊંઘતાં હતાં. આ લોકોએ કશું જોયું નહોતું તો ગાડીમાં બેઠાં શા સારુ? કોને તેણે પૂછ્યું કે આ ટેકરીઓ શેની? અવારનવાર તે જમીન તરફ જોઈને મનમાં ધારવા મથતો કે ગાડી કેટલા વેગે જાય છે. વાળ પવનમાં ઊડીને મોં ઉપર આવતા હતા. જમીન જોઈ શકાતી નહોતી, જાણે કોઈકે જમીન ઉપર સીધી લીટીઓ દોરી છે. ઓહો! કેટલા જોરથી રેલગાડી જાય છે! કુતૂહલથી તે એક વાર બારીની આ બાજુ તો એક વાર પેલી બાજુ એમ જોતો હતો.

વચ્ચે વચ્ચે પૂર્વ દિશાનાં ઝડપથી અદૃશ્ય થતાં જતાં ચાંદનીથી રેલાયેલાં ખેતરોને જોઈને એને વિચાર આવતો હતો, કેટલે દૂર તેઓ પહોંચ્યાં હશે? આ કઈ ભૂમિનાં ઊંચાં નીચાં ખેતરોને તેઓ વટાવે છે?

સવાર વખતે તેને ફરીને થોડી ઊંઘ આવી ગઈ. એક મોટા સ્ટેશને આવીને અવાજ સાથે ગાડી ઊભી રહેતાં તેની ઊંઘ ઊડી ગઈ. પ્લેટફૉર્મના પથ્થરના ફલક પર નામ લખ્યું હતું: પટના સિટી.

તે પછી એક સ્ટેશન ગયું. કેવડો મોટો પુલ! ગાડી ચાલતી જ હતી, ચાલતી જ હતી, જાણે પુલ પૂરો જ થવાનો નથી. કેટલી જાતનાં સિગ્નલ, કેટલાં બારખાનાં! કોઈક સ્ટેશન-રૂમમાં લોઢાની નાની ઘોડી ઉપર કંઈક ટાંગ્યું હતું તેમાં મોં રાખીને રેલવેનો એક અમલદાર વાત કરતો હતો. પ્રાઈવેટ નંબર? હાં, બરાબર, સીકસ્ટી નાઈન, સીકસ્ટી નાઈન, હાં! ઓગણસિત્તેર, છ-નવ-હાં, હાં.

આશ્ચર્ય પામીને એણે બાબાને પૂછ્યું, "એ શેનું યંત્ર બાબા? એમાં મોઢું ઘાલીને વાત કરવાની, એમ કેમ?"

સાંજ ખૂબ પડી ગઈ ત્યારે બાપાએ કહ્યું, "હવે કાશી પહોંચી ગયાં, ડાબી બાજુ જોજો, ગંગાના પુલ ઉપર ગાડી આવતાં જ કાશી દેખાશે."

અપુ એક વાત મનમાં રટયા કરતો હતો. આ વખતે રેલને આખે રસ્તે એણે તારના થાંભલા જોયા હતા. પહેલાં એક વાર જોયેલ તેને બાદ કરતાં જિંદગીમાં તે આ પહેલી વાર જોતો હતો. હવે એને રેલ-રેલ રમવાનું આવશે ત્યારે તે આમ તારના થાંભલા નાખશે. કેવી ભૂલ કરી હતી આટલો વખત! જે ઠેકાણે તેઓ રહેશે ત્યાં જંગલમાં ગુલુંચલતા મળે તો!

*

પંદર દિવસ વીતી ગયા છે. બાંસફટકા ગલીમાં એક મધ્યમ સ્થિતિના ત્રણ મજલાના મકાનમાં ભોંયતળિયે હરિહરે ઘર લીધું છે. પૂર્વપરિચયવાળા કોઈનો પત્તો નથી મળતો. પહેલાં જે લોકો જ્યાં રહેતા ત્યાંથી અત્યારે તેમનું ઠેકાણું પણ કોઈ આપી શકતું નથી. માત્ર વિશ્વેશ્વરગલીનો જૂનો હલવાઈ રામગુલામ સાહુ હજી રહ્યો છે.

મકાનમાં ઉપરના માળે એક પંજાબી સહકુટુંબ રહે છે. વચલા માળે એક બંગાળી વેપારી રહે છે—આગળ એની દુકાન અને ગુદામ છે. બાજુના ઓરડામાં રાંધણિયું અને શયનગૃહ છે.

આ પાંચ છ દિવસ સર્વજયાએ નજીકનાં બધાં સ્થળો સ્વામીની સાથે ફરી ફરીને જોયાં. આવી તો સ્વપ્નમાં પણ કદી કલ્પના કરી નહોતી. આવાં મંદિર! આવા ભગવાન! આટલાં બધાં મકાનો!—આડંગઘાટનું જુગલકિશોરનું મંદિર—આટલા દિવસ એને

શિલ્પ-સ્થાપત્યનો ઉત્કૃષ્ટ નમૂનો લાગતો હતો, પણ વિશ્વનાથમંદિર ? અન્નપૂર્ણાનું મંદિર ? દશાશ્વમેધઘાટની ઉપલી બાજુનાં લાલ પથ્થરનાં મંદિરો ?

વચ્ચે એક દિવસ પંજાબીની સ્ત્રી જોડે રાત્રે તે વિશ્વનાથની આરતીનાં દર્શન કરવા ગઈ હતી. એ ધમાલનું તો વર્ણન જ તે ન કરી શકે. ધૂપદીપના ધુમાડે મંદિરમાં અંધકાર થઈ ગયો હતો, સાત આઠ પૂજારીઓ એકી સાથે મંત્રો બોલતા હતા; શું ગીરદી! શું ઝાકઝમાળ! કેવાં મોટાં ઘરોની વહુ-દીકરીઓ આવી હતી! શું એમનાં વસ્ત્રાભૂષણો! ક્યાંકની એક રાણી આવી હતી, સાથે ચાર પાંચ દાસીઓ હતી. કીમતી બનારસી સાડી પહેરી હતી. સોનેરી જરીવાળો પાલવ આરતીના પંચદીપના પ્રકાશમાં ઝગમગ થતો હતો. રૂપાળી આંખો ! કેવી ભ્રમરો ! કેવું મોંનું તેજ ! સાચેસાચી રાણી એણે કદી જોઈ નહોતી. વાર્તામાં જ સાંભળ્યું હતું. ખરેખર રાણીના જેવું જ રૂપ ! એને ખબર ન પડી કે પોતે આરતીને વધુ વાર જોઈ કે રાણીને ?

ઠાકુર ભગવાનના મંદિર ઉપરાંત એક એક ઘર જુઓ. નિશ્ચિંદપુરમાં ગાંગુલીને ઘેર એ દુર્ગોત્સવના નિમંત્રણ ઉપર ગઈ હતી. ત્યાં ગાંગુલીનું નાટચમંદિર, બે મજલાવાળું મકાન, બાંધેલા ઘાટનું તળાવ, એ જોઈને એના મનમાં અદેખાઈ જાગી હતી. યાદ છે કે એક વખત દુર્ગાને એણે કહ્યું હતું કે, શું મોટાં લોકોના ઘરની શોભા! પણ અહીં રસ્તાની બંને બાજુએ જે ઘરો એ જોતી હતી તેની પાસે ગાંગુલીનું ઘર —

એક સામટાં આટલાં ગાડીઘોડા દોડાદોડી કરતાં એણે કદી જોયાં નહોતાં, અને કેટલી જાતની ગાડીઓ ! અહીં આવતી વખતે રાણાઘાટ, નૈહાટી વગેરે સ્થળે ગાડીઓ જોઈ હતી પણ આટલી જાતની નહિ. બે પૈડાંવાળી કેટલી ગાડીઓ જાય છે ? રસ્તાની એક ધારે

ઊભી રહીને તે તો બધું જોઈ શકે તેમ હતી, પણ સાથે પંજાબીની સ્ત્રી હતી એટલે શરમથી બોલી શકતી નહોતી.

અપુ તો સ્તબ્ધ જ થઈ ગયેલો. આવી ધમાલ તો કોઈ કાળે કલ્પનામાં પણ એને આવી શકે નહિ. એમના ઘરથી દશાશ્વમેધઘાટ બહુ દૂર નહોતો. રોજ સાંજે તે ત્યાં રખડવા જાય, જાણે રોજેરોજ મેળો ભરાયો છે! એક ઠેકાણે કોઈક રામાયણ વાંચે છે; લોકોની ભીડનો પાર નથી, બસ હસતું અને ગેલ કરવી! અપુ રખડીને સાંજના અગબગામાં ઘેર આવતો અને ખૂબ ઉત્સાહમાં આવીને બધી વાતો કરતો.

કોઈકનો નોકર એક નાના છોકરાને કમ્મરે દોરી બાંધીને ફેરવવા લાવતો. અપુએ પૂછ્યું હતું. તેનું નામ પલ્ટુ. સારી રીતે બોલી શકતો નહિ. ભારે ચંચલ હતો, એટલે રખે ખોવાઈ જાય એ બીકે ઘરનાં માણસોએ એને કેદી જેવો બનાવ્યો હતો. અપુ હસીને ઢગલો થઈ ગયો. એણે નોકરને સમજાવ્યો પણ બીકને લીધે તે તેને છોડવા માગતો નહોતો. કેદી સાવ નાનો અને અબોધ હતો. આવો વર્તાવ વાંધો લેવા જેવો કહેવાય તે પણ તે જાણતો નહોતો. અપુ ઘેર આવે ત્યારે રોજ સર્વજયા ખિજાય, 'એકલો એકલો કેમ રખડવા જાય છે? શહેર બજાર જેવી જગ્યા છે, રસ્તો ભૂલી જશે તો!' માને તે હાથના લટકા કરીને સમજાવ્યા કરે કે તેની બીક પાયા વિનાની છે.

કાશી આવ્યા પછી હરિહરની આવક વધી. કેટલે ય ઠેકાણે આંટાફેરા કરીને તેણે કેટલાંક મંદિરોમાં પુરાણપાઠની જોગવાઈ કરી લીધી. ઉપરાંત એક દિવસ સર્વજયાએ કહ્યું, "દશાશ્વમેધઘાટ ઉપર સાંજે રોજ પોથી લઈને બેસો ને! કેટલા ય મામૂલી માણસો પણ પૈસા મેળવે છે. તમારે તો બસ બેઠાં બેઠાં ડહાપણ ડોળવું!"

એનો ઠપકો સાંભળીને હરિહર કાશીખંડની પોથી લઈને સાંજે દશાશ્વમેધઘાટે બેસવા લાગ્યો. પુરાણપાઠ એ કાંઈ એનો નવો ધંધો નહોતો. દેશમાં શિષ્યોને ઘેર કેટલાં વ્રતપર્વણો નિમિત્ત તે એ કામ કરતો. પોથી ઉઘાડીને સરસ રાગે એ પ્રારંભિક 'પ્રણામ' શરૂ કરે:

बर्हापीडाभिरामम् मृगमदतिलकम् कुण्डलाक्रान्तगण्डम् ।
......स्मृतिसुभगम् कण्ठे मणिमय हारम् ।
..............ब्रह्मगोपालवेशम् ।

માણસો ભેગાં થતાં નથી.

ઘેર આવીને કાગળ ઉપર કંઈક લખે. સ્ત્રીને કહે, "શુદ્ધ શ્લોક બોલતાં કોઈ સાંભળવા ઊભતું નથી.. પેલા બંગાળી કથાકાર પાસે મારા કરતાં વધુ ભીડ જામે છે. વિચાર કરું છું, થોડાં આખ્યાન લખું, એમાં ગીત આવશે. કથાકાર જેવા થવું જોઈશે, નહિ તો માણસો ભેળાં થશે નહિ—બંગાળી સાથે પરમ દિવસે વાત થઈ. દેવનાગરી લિપિ તેને આવડતી નથી, ગમે તે ગાઈને સ્ત્રીઓને છેતરીને પૈસા પડાવે. મારી થાળીમાં પડે છ આના, આઠ આના, અને એની પાસે રૂપિયાથી તો ઓછું પડે જ નહિ. સાંભળીશ, કેવું લખ્યું છે ?"

તે થોડું વાંચી સંભળાવે. કહે, "થાય છે કે પેલા કથાકારની પોથીમાંથી જોઈને વનનું વર્ણન લખી લઉં. એ લખવા આપશે ?"

"તમે ક્યાં બેસીને વાંચો છો ? એક વાર ત્યાં આવીને સાંભળવું પડશે કે તમે કેવું વાંચો છો."

"આવજે ને ! ષષ્ઠીના મંદિર નીચે બેસું છું. કાલે જ આવજે, નવું આખ્યાન વાંચીશ, કાલે એકાદશી છે, સારો દિવસ છે."

"અરે હાં, પાછા આવતી વખતે વિશ્વેશ્વરની ગલીની દુકાનમાંથી ચાર પૈસાનાં ઘેબર અપુ માટે લાવજો ને ! ઉપરને ઘરે એક વાર

પૂજા થઈ હતી એટલે મને ઘરની વહુ તેડી ગઈ હતી અને નાસ્તો કરાવ્યો હતો, ઘેબર હતાં; કહે, 'વિશ્વેશ્વર ગલીમાં સારાં મળે છે.' ખાતાં ખાતાં થયું, અપુને ઘેબર બહુ ભાવે છે. અપુને તેડવા ફરીથી નીચે તો કંઈ અવાય નહિ એટલે, આજે લાવજો એને માટે."

*

કેટલાક દિવસથી હરિહરની કથા સાંભળવા ખૂબ માણસો ભેળાં થાય છે. એક દિવસ ગાડી કરીને નારદઘાટની કાલીવાડીની દાસી સીધાનો મોટો થાળ ભરીને અપુના ઘર આગળ આવી ઊતરી. સર્વજયા હસીને બોલી, "આજે બારશનાં પારણાં છે?" દાસીના ગયા પછી સર્વજયાએ અપુને બોલાવીને કહ્યું, "જો અપુ, શું આવ્યું છે? આ નાળિયેરની મલાઈ તને ભાવે છે ને? કિસમિસ, કેળાં, મોટી મોટી કેરીઓ; આવ, ખાવું છે ને? અહીં બેસ."

ઉત્સાહ ચડતાં હરિહરે જૂનાં પોથાં ઉખેળવા માંડચાં. સર્વજયા બોલી, "ધ્રુવચરિત્ર સાંભળીને તો લોકોના કાન ભરાઈ ગયા, કંઈક નવું લો ને!" હરિહરે આખો દિવસ બેસીને એક ધ્યાનથી જડ-ભરતનું ઉપાખ્યાન પૂરું કર્યું. યાદ આવે છે, આ જ કાશીમાં આજથી બાવીશ વર્ષ ઉપર તેણે ગીતગોવિંદનો પદ્યાનુવાદ કર્યો હતો. એ વખતે એની ઉંમર ચોવીસ વર્ષની. દેશમાં જતાં જીવનનો ઉદ્દેશ જાણે તેને વધુ સ્પષ્ટ રૂપે સમજાયો હતો, કાશીમાં એટલો સ્પષ્ટ નહોતો. દેશમાં ફરતાં ચારે બાજુ દાશુરાયનાં ભજન, દેવાનજીનાં ભજન, ગોવિંદ અધિકારીનું શુક-સારિનું દ્વન્દ્વ, લોક ધોબીની મંડળીનાં ભજનોનો પ્રચાર એની ઉપર ખૂબ પ્રભાવ પાડનારાં બન્યાં.

મોડી રાત્રે ઊઠીને હમેશ હરિહર બહાર ઓસરીમાં બેસીને વિચાર કર્યા કરે. અનિર્દિષ્ટ આનંદથી તેનું મન પીંછાં જેવું હળવું થઈ જાય છે.

કેવું ઉજ્જવલ ભવિષ્ય એની સામે પડયું છે! ઝળહળતા દીવાના પ્રકાશમાં તે બરાબર જોઈ શકે છે–દેશે દેશમાં, ગામે ગામમાં તેનાં પદો, ગીતો, સ્રીગીતો, ભજનો, રાતની રાતો સુધી ગવાયા કરે છે. દૂર દૂરથી લોકો ભાતાની પોટલી સાથે બાંધી લાવીને તેનાં પદો સાંભળવા આવે છે. મંડળીઓના મુખીઓ તેને ઘેર આવી તેની પાસેથી લખેલ પાઠો માગી જાય છે: "વાહ વાહ, કોનું લખેલ આખ્યાન છે? કોનું ભજન છે" "કવિગુરુ હરુ ઠાકુર." "હરુ ઠાકુરનું? ના, નિશ્ચિંદપુરના હરિહર રાય મહાશયનું."

આ જ દશાશ્વમેધઘાટ પર બેસીને બાવીસ વર્ષ ઉપર કેટકેટલા કિલ્લા રચ્યા હતા ને ભાંગ્યા હતા! તે પછી ક્યારે એ બધું એ ભૂલી ગયો–ક્યારે ધીમે ધીમે નવી પોથીઓ પેટીમાં પુરાઈને છાને ખૂણે પડી દિવસના અજવાળાથી મોં છુપાવી ગઈ! યૌવનનો સ્વપ્ન-કાળ જીવનમધ્યાહ્નના તાપમાં જાણે વરાળ બનીને ઊડી ગયો!

ખોવાયેલ યૌવનની દિશામાં જોતાં હૃદયને કંઈક થાય છે, કેટલી યે વાતો યાદ આવે છે, એ જીવનના બધા દિવસોને ફરી ન લાવી શકાય?

દશાશ્વમેધઘાટ ઉપર ઘણા છોકરાઓ સાથે અપુને ઓળખાણ થઈ હતી, પણ અહીંના બધા છોકરા નિશાળે જાય છે—એ જ માત્ર જતો નથી. નિશ્ચિંદપુરમાં માછલાં પકડવામાં અને હોડી ફેરવવામાં વખત નીકળી જતો, પણ અહીં સરખી વયનાઓ પાસે પોતે ભણતો નથી એમ કહેતાં સંકોચ થાય છે.

વળી, દશાશ્વમેધઘાટ ઉપર જે છોકરાઓ સાથે એને પરિચય થયો હતો તે બધા સ્થિતિસંપન્ન ઘરના છોકરા હતા. પુટુનો મોટો ભાઈ એક દિવસ વાત વાતમાં કહેતો હતો કે તેના બાબાને પરદેશ-માં ખૂબ ફરવાનું હોય છે. અપુએ પૂછ્યું હતું, "કેમ, તમારે

યજમાનો બહુ છે, શું ?" પુટુનો ભાઈ હસી પડ્યો, "યજમાન ? શેના યજમાન ?" અપુ સરખી વાત કરે તે પહેલાં તે બોલ્યો, "મારા બાબા કોન્ટ્રાક્ટરી કરે છે ને ? વળી કાંથિમાં નાની જમીનદારી પણ છે. પણ એના હમા ઉપર કેમ રહેવાય ?"

રોજ સાંજે અપુ દશાશ્વમેધઘાટે ફરવા જાય ત્યાં બાપાને મોંએ પુરાણપાઠ સાંભળે : હરિણશિશુ શિકારીને હાથે ઘવાતાં એ બચ્ચા ઉપર મોહ પામેલા રાજર્ષિ ભરતની વિરહવેદના, અને પરિણામે તેના મૃત્યુની વાર્તા ષષ્ઠી મંદિરનાં પગથિયાં ઉપર એકમનથી સાંભળતાં સાંભળતાં તેની આંખોમાં પાણી આવી જાય. આ બાજુ વળી જ્યારે સિંધુ–સૌવીરનો રાજા રહુગણ ઓળખ્યા વિના બ્રહ્મર્ષિ ભરતને પાલખી ઉપાડનાર ભોઈ તરીકે રાખે ત્યારે કુતૂહલ અને ઉત્કંઠાથી તેની છાતી ધબકવા લાગે કે હમણાં કંઈક બનશે. કંઈક સારું બનશે. કથાને અંતે પૂર્વીના સૂરોનાં આશીર્વચન તેને બહુ મીઠાં લાગે—

काले वर्षतु पर्जन्यम् पृथिवी शस्यशालिनी
लोकाः सन्तु निरामया..............

સંધ્યા વખતે મંદિરે મંદિરે શંખ અને ઘંટાના ધ્વનિ, અસ્ત સૂર્યની સાથે લાલ આભા અને પૂર્વીના ઉદાસ સૂરોની સાથે હરણના બચ્ચાના વિયોગે વેદનાતુર રાજર્ષિની વ્યથા જાણે એકરૂપ થઈ જતી.

ઘેર કાગળકલમ લઈને બાબા પાસે જઈને કહે, "મને લખી દો ને બાબા, તમે આ જે ગાઓ છો તે, काले वर्षतु पर्जन्यम् !"

હરિહર આનંદ પામીને કહે, "તું ય સાંભળે છે, શું ?"

"હા, હું તો રોજ હાજર રહું છું. તમે કાલે જ્યારે ભરતની

માના મરણ પામવાની વાત કહેતા હતા ત્યારે હું તમારી પાછળ જ બેઠો હતો, ષષ્ઠીના મંદિરના ધાબા ઉપર. ”

“ તને કેવું લાગે છે ? સારું લાગે છે ? ”

“ ખૂ-બ ! રોજ રોજ સાંભળું છું. ”

પણ અપુ એક વાત છુપાવે છે. જે દિવસે તેને સોબતીઓ મળે તે દિવસે તે બાબાની બાજુ ફરકે નહિ. પેલે દિવસે એ બાબાની પડખે થઈને જતો હતો, બાબાએ એને જોઈ લીધો, બૂમ મારી, “ છોકરા, એ-ય છોરા ! ”

ગોઠિયાઓમાંથી એકે પૂછ્યું, “ તને ઓળખે છે કે શું ? ”

અપુ માત્ર માથું હલાવીને હા કહે છે. તે દિવસે એ બાબા પાસે ગયો નહિ, રખે ભાઈબંધો જાણે કે તેના બાબા ઘાટમાં કથા કરે છે ! એણે પલ્ટુના મોટાભાઈ સિવાય બીજાઓને કહ્યું હતું કે ‘ કાશીમાં એમનું મકાન છે, એના બાપા કૉન્ટ્રાક્ટરી કરે છે, ઉપરાંત દેશમાં જમીનદારી પણ છે.’ અને છેલ્લે કહે, ‘ પણ જમીનદારી હોવાથી શું વળે ? એના હપ્તા ઉપર કેમ રહેવાય ? ’

એના ભાઈબંધો એના કરતાં મોટી ઉમરના નથી, અને તેથી જ એણે કહેલી વાત સાથે એના પોશાકની અસંબદ્ધતાનો એમને ખ્યાલ નથી આવતો. ખાસ તો એના સુંદર ચહેરાના ગુણે જ સૌ માની લે.

પૂર્ણિમાને દિવસે કથક ઠાકુરને ત્યાં ખૂબ ભીડ જામી હતી. સંધ્યા પછી હરિહર કથા સમાપ્ત કરી ઘાટનાં પગથિયાં ઉપર બેસી આરામ કરતો હતો. કથક ઠાકુર જળમાં હાથમોં ધોવા ઊતરતા હતા. હરિહરને જોઈને બોલ્યા, “ ઓહો ! આપ છો ? જુઓ તો ધમાલ ! પૂનમનો દિવસ – કહેતો હતો, દિવસ બહુ સારો. યજ્ઞનો શુભ દિવસ ! મહિને મહિને આ દિવસે કાશીમાં યજ્ઞ પૂરો થતાં

પંદર શેર, અધમણુ ચોખા પોટલામાં બંધાતા. આજ કાલ મહાશય, મહાયજ્ઞની વાત જ ક્યાં કરવી ? ચોખાનો તો દાણો ય ન મળે, મળે બે પાંચ પાવલીઓ, એમાં ય વળી બે એક તો ખોટી બે આની હોય. મહાશયનું શિક્ષણુ ક્યાં થયું ?"

"શિક્ષણુ તો અહીં કાશીમાં જ બહુ વખત પહેલાં થયેલું, પછી આટલો વખત દેશમાં હતાં, હમણાં અહીં આવીને નિવાસ કર્યો છે."

"મહાશયનું નિવાસસ્થાન નજીક છે ? ચાનું બની શકશે ? કેટલા વખતથી વિચાર કરું છું, ચા પીઉં. જુઓ ને, અંગૂછાને છેડે ચા બાંધીને ફરું છું, કહેતો હતો, કોઈ કંદોઈને ત્યાંથી ગરમ પાણી લઈ લઈશ, ગળું બેસી ગયું છે, થોડી ચા – પૂરી ખાતાં ગળું —"

"હા – હા, આવો ને, અહીં નજીક જ છે ઘર, ચાલો !" કથાકારને લઈને હરિહર ઘેર આવ્યો.

ચાની આદત હતી નહિ. તપેલીમાં ગરમ પાણી કરી ચા બનાવી. અપુ કાંસાના વાટકામાં ચા અને થાળીમાં કંઈક ખાવાનું લાવીને કથાકાર પાસે આવ્યો. ખાવાનું જોઈને કથાકાર આનંદ પામ્યો.

"આ દીકરો ને ? વાહ, ડાહ્યો છે છોકરો. રૂપાળો કેવો છે ! વાહ, આવ આવ, મૂક, કલ્યાણુ થાઓ. ચા – પૂરી છે ખરું, મહાશય ?"

હરિહર બોલ્યો, "આપનાં બાળબચ્ચાં સૌ અહીં છે ?"

"ઘર જ નથી થયું ત્યાં બાળબચ્ચાં ક્યાંથી ? દસ વીઘાં જમીન પણુ ગઈ એટલે એ રીતે પણુ ફાંક થયો. જમીન થોડાં

વીઘાં આજ હોત તો આટલે દૂર શું કામ આવત? જેમ આપ છો. આ તે કંઈ દેશ છે, મહાશય? વિશ્વેશ્વર માથે છે, આવી ટાઢ જાય છે, મહાશય – પણ નહિ જરા ય ખજૂર – રસ, નહિ ગોળની ગાંગડી. મારી પોતાની, મહાશય, બે વીસું ખજૂરી –"

"મહાશયનો દેશ કયે ઠેકાણે?"

"સાતક્ષીરની બાજુમાં, બાદુડે – શીતલકાટિને જાણો? શીતલકાટિ ચક્રોતીનું બહુ મોટું ઘર—"

હરિહર તમાકુ બનાવી થોડી પોતે ઘૂંટ લઈ કથાકારના હાથમાં આપતો બોલ્યો, "લો –"

"કંઈ નહિ, મહાશય, ફાગણ મહિના ઓરો જઉં. એક વાડી છે, વેચી આવું. અમે તો શ્રોત્રિય ખરા ને, એટલે જમીન દસ વીઘાં હતી તે ગીરો મૂકી મહેસૂલની જોગવાઈ કરી. શું થયું જાણો છો? સંધ્યાટાણે રસોડા પાસેની જમીનમાંથી દૂધી કાપવા ગઈ, અમારા માટે જ જાણે તૈયાર થઈ બેઠો હતો – મોટો સાપ, મહાશય! હાથે ફટકારી. તે દિવસે વળી હું ઘેર નહિ. કેટલા ય વૈદોએ જોઈ, કેટલા યે કંઈ કંઈ કર્યું; હું પાટુલિનો ઘાટ પાર કરતો હતો, ગામનો મહેશ સાધુર્ખાં પેલી બાજુથી આવતો હતો. મને કહ્યું, "જલદી ઘેર જાઓ, આપને ઘેર આપત્તિ આવી છે." શું આપત્તિ એ કંઈ એણે કહ્યું નહિ. ઘેર પહોંચીને જોઉં તો સ્ત્રી આગલી રાત્રે જ મરી ગઈ હતી. આવું થયું, મહાશય! જમીન જેવી જમીન ગઈ, અને આ બાજુ પણ – એટલે થયું, જઉં. દેશમાં રહે ય શું થવાનું છે? ત્રણ ચારસો જેટલા રૂપિયા ક્યાંથી મળે કે ફરીથી વિવાહ કરું? જાઉં, વિશ્વનાથને શરણે. ત્યાં ભૂખે તો નહિ મરવું પડે. આજકાલ કરતાં આઠ વરસ થયાં અહીં. એક પિતરાઈ ભાઈ છે, સાધારણ ઘરજમીન છે તે દબાવીને

બેઠો છે. કહે છે, તમારો ભાગ નહિ. સારું ભાઈ, નહિ તો નહિ. ઝઘડામાં આપણે પડતા નથી. ભોગવ તું. ઊઠું, મહાશય – આપને ત્યાં બહુ ચા પી નાખી! ક્યાં ગયો આપનો છોકરો? બહુ સારો છોકરો."

જૂના ચામડાની વાધરીવાળા કેન્વાસના જોડાને ઠબકારીને પગમાં નાખી કથક ઠાકુર બારણા પાસે આવ્યા – જતાં જતાં બોલ્યા, "કાલે નાખીશ પાસો, જોઉં છું કંઈ થાય તો — "

ø

## ૨૬

હરિહરનું ઘર કંઈ ખાસ સારું નથી. ભોંયતળિયે ભેજવાળા ઓરડા, તે પણ માત્ર બે. અંધારું એવું કે બહારથી આવતાં ઘરમાંની કોઈ ચીજ દેખાય નહિ. આવા ઠેકાણે સર્વજયા કદી રહી નહોતી. દેશમાં મકાન જૂનું હતું પણ તડકો અને હવા આવે જાય તે માટે મોટાં બારી – બારણાં હતાં. જૂના વખતની ઊંચી ભીંતો, હમેશ સુક્કું રહે. આ ઘરનાં ભેજ અને અંધારામાં સર્વજયાનું માથું દુઃખતું. અપુ તો ઘેર બહુ રહે નહિ, સૂર્યના પ્રકાશમાં ઊગતા છોડની પેઠે પ્રકાશ તરફ જ એ ઊંચું જોઈ રાખે. નિશ્ચિંદપુરના મુક્ત ખેતરનાં, નદીનાં હવા – પ્રકાશમાંથી જીવન મેળવ્યા પછી આ બંધ ઓરડામાં એનો પ્રાણ રૂંધાતો હતો, એક ઘડી વાર પણ એ ત્યાં રહી શકતો નહિ.

કાશી જોઈને એ કંઈક નિરાશ થઈ ગયો છે. મોટાં ઘર હોય તેથી શું ? અહીં જંગલ તો મુદ્દલે નથી.

એક દિવસે સંધ્યા વખતે કથક ઠાકુર હરિહરને ત્યાં આવ્યા અને આડીઅવળી થોડી વાતો પછી બોલ્યા, " આપનો છોકરો દેખાતો નથી ? "

હરિહર બોલ્યો, " ફરતો હશે ક્યાંક રમતો. ઘણે ભાગે દશાશ્વમેધ ઘાટે ફરતો હશે."

કથક ઠાકુર ધોતિયાને છેડે કંઈક બાંધેલું છોડતાં છોડતાં બોલ્યા, " આપના પુત્ર ઉપર મને તો બહુ ભાવ થઈ ગયો છે, મહાશય. તે દિવસે ઘાટ ઉપર પાસે બેસાડીને એની સાથે કેટલી યે વાતો કરી. એને કોડીએ રમવું બહુ ગમે છે એટલે થોડાંક મોટાં મોટાં દરિયાનાં કોડાં વતનાં સીધા સાથે કોઈક આપી ગયું. થયું, છોકરાને આપી આવું. રાખો, હમણાં તમે રાખી દો, આવીને એ જોશે."

માગશર મહિનામાં અપુએ બાબા પાસે હઠ લીધી, " મને નિશાળે મોકલો. બધા નિશાળે જાય છે, હું ય જઈશ, આ પણે ગલીને નાકે વળીને થોડું આગળ જતાં જ સારી નિશાળ આવે છે."

હરિહરે એને નિશાળમાં દાખલ કરાવી દીધો. જો મારી હોય તો અંગ્રેજી યે ભણાય, પ્રસન્ન ગુરુ મહાશયની નિશાળ છોડ્યા પછી ચાર પાંચ વરસ વચ્ચે ખાલી ગયાં. નિશાળમાં આ એનું ફરીને દાખલ થવું હતું.

માહ મહિનાની અધવચમાં કથક ઠાકુર એક કટકો કાગળ લાવીને હરિહરના હાથમાં મૂકતાં બોલ્યા, " જરા વાંચજો તો મહાશય, આ પ્રમાણે લખી શકાય કે નહિ?"

હરિહરે વાંચી જોયું કાશીવાસી રામગોપાલ ચક્રવર્તીએ પોતાના ગામની દસ વીઘાં જમીન પોતે દાન કરી ગયાનું લખ્યું છે. તેના અમુક અમુક સાક્ષીઓ, સ્થાન દશાશ્વમેધ, અમુક તારીખ. કથક ઠાકુર બોલ્યા, " વાત જાણો છો? અમારા જિલ્લાના કુમુર-ગામના રામગોપાલ ચક્રવર્તી ભારે વિદ્વાન હતા. મરવાને વર્ષ એક પહેલા મને કહે, " રામધન, તારી પાસે કશું નથી. થાય છે,

દશેક વીઘાં જમીન છે તે તને દાન આપતો જાઉં. લઈશ?" એટલે મને થયું, "સદ્બ્રાહ્મણ છે, આપવા ઇચ્છે છે તો દાન લેવામાં દોષ નથી. પછી એમણે મોઢેથી જ મને એ જમીન દાન કરી દીધી. દીધી તે દીધી. આટલો વખત પરવા કરી નહિ. કાશીમાં રહેવું છે. દેશમાં તો આવવું નથી, શું કામની છે જમીન? પછી તો ચક્રવર્તી મહાશય ગુજરી ગયા. જમીનનું દાન મોઢાના વચનમાં રહ્યું. આટલે વખતે થાય છે, દેશમાં જાઉં. છૈયાં-છોકરાં વિનાનો તે કાંઈ માણસ કહેવાય? મહાશય, આપને જ કહું છું, ત્રણસોક રૂપિયા ગાંઠે થયા છે. ખાઈશ પીઈશ, અને બીજા બસો જેટલા રૂપિયા મળે તો શ્રોત્રિયની કન્યા મળી રહે.

જો એમ થાય તો તો જમીનની જરૂર રહેશે જ. વિચાર કર્યો, મોઢામોઢનું દાન છે, ચકકોતિ મહાશયના છોકરા કબૂલ રાખશે એ? વિચાર કરી કરીને આ કાગળ લખ્યો. લખ્યો છે મેં જાતે જ, મહાશય, સહી-બહી બધું, બે જણા સાક્ષી, બધું તરકટ. જોઉં, હવે કાગળને કબૂલે છે કે નહિ? જઈને કહીશ, જુઓ, તમારા બાપા જ આ લખીને આપી ગયા છે."

ઊભા થતાં કથક ઠાકુર બોલ્યા, "એક સારી વાત, મહાશય, મંગળવારે માઘપૂર્ણિમાએ આપના છોકરાને સાથે તેડી જઈશ પેલા ટેંઉરા બજાર ઠાકુરવાડીએ, બરાબર માન-મંદિરની પડખે જ છે, સંધ્યા પછી વર્ષે વર્ષે બ્રાહ્મણભોજન કરાવે છે." કંઈક અભિમાનથી બોલ્યા, "મને તો ખાસ નિમંત્રણપત્રિકા આપે છે, બહુ સરસ ભોજન કરાવે છે. હું આવીને છોકરાને તેડી જઈશ."

*

માઘપૂર્ણિમાની રાત્રિના છેલ્લા પહોરથી સ્નાન માટે લોકોની જે ભીડ જામી હતી તે જોઈને સર્વજયા અવાક્ થઈ ગઈ. ટોળેટોળાં સ્ત્રી-પુરુષો 'જય વિશ્વનાથજીકી જય! બોલો બોમ્ બોમ્'

બોલતાં બોલતાં મહામહિનાની સખત ટાઢને પણ અવગણીને સ્નાન કરવા ચાલ્યાં જતાં હતાં. સમય થતાં પંજાબી સ્ત્રી સાથે સર્વજયા સ્નાન માટે ગઈ. ગંગાના ઘાટનાં જળ, પગથિયાં, મંદિર આખો રસ્તો ઉત્સવનાં કપડાંમાં સજ્જ નરનારીઓથી ભરપૂર હતો. પાણી સુધી પહોંચવું યે ભારે મુશ્કેલ. ષષ્ઠીના મંદિર ઉપર લાલ ધજા ફરકતી હતી.

સંધ્યા પહેલાં કથક ઠાકુર અપુને તેડવા આવ્યા. સર્વજયાએ કહ્યું, "મોકલો ને! બીજા કોઈ નથી, અપુ ઉપર એટલા મરી પડે છે. દશાશ્વમેધઘાટે એને બોલાવીને પાસે બેસી વાતો કરે છે. એક દિવસ મગફળી લઈ આપી હતી. મોકલો, માણસ બહુ ભલા છે."

અપુ પ્રથમ તો કથક ઠાકુરની સાથે તેમને ઘેર ગયો. ઈંટનું મકાન, મકાનની દીવાલ ઉપર કેટલે ય ઠેકાણે ચાકથી હિસાબ લખ્યા હતા—

| | | | |
|---|---|---|---|
| સિયારસોલની રાણીને ત્યાં ભાગવત-પાઠના | | રૂપિયા | ૪) |
| મુસમ્મત કુન્તાની ઠાકુરવાડીએ | ,, | ,, | ૨) |
| ધારક લાલજી દુબાની એક દિવસની ખેરાકી | ,, | | ૦। |

ઇત્યાદિ.

સરસામાન વિશેષ કાંઈ નહોતો: એક સાદી ખાટલી, એક ટીનની પેટી, એક વળગણી, એક જોડ ચાખડી, દીવાલ ઉપર ખીંટીએ એક પદ્મબીજની માળા લટકતી હતી.

કથક ઠાકુરે પૂછ્યું, "નારંગી ખાવી છે?"

અપુ માથું હલાવીને બોલ્યો, "છે તમારી પાસે?"

કોણ જાણે કેમ આ કથક ઠાકુર પાસે એને શરમ કે સંકોચ

જેવું લાગતું જ નથી. નારંગીની છાલ છોલતાં છોલતાં બોલ્યો, "काले वर्षतु पर्जन्यम् આવડે છે તમને?"

"काले वर्षतु पर्जन्यम्? એ તો આવડે જ ને? રોજ બોલું છું ને! એક વાર સાંભળજે."

"હમણાં એક વાર બોલો ને!"

કથક ઠાકુર રાગથી બોલ્યા ખરા, પણ અપુને થયું, બાબાને મોંએ સાંભળતાં એ બહુ સારું લાગે છે. કથકનો અવાજ પણ ઘોઘરો છે.

દેશમાં લઈ જવાને માટે કથક ઠાકુરે ઘણી પરચૂરણ માટીની અને પથ્થરની વસ્તુઓ–રમકડાનું શિવલિંગ, માળા, લાકડાની કાંસકી એવું એવું ભેગું કર્યું હતું. અપુને બતાવીને કહ્યું, "કાશીની વસ્તુઓ. દેશમાં સૌ પૂછે, દેખાડો તો શું લાવ્યા છો? એટલે લઈ જવું જોઈએ."

નાની સીધી ગલી વટાવીને એક અંધારા ઘરના દરવાજા સામે આવી પહોંચ્યા. નીચા દરવાજામાંથી ખૂબ મુશ્કેલીએ અંદર દાખલ થતાં અપુને લાગ્યું, અંદર કોઈ જ નથી, બધું સૂમસામ. કથક ઠાકુરે બે એક વાર 'શી' એવો અવાજ કરતાં કોઈક માણસે ઓસરી ઉપરના ખાટલામાં તે સૂતો હતો તેમાંથી જાગી જઈને ઘોઘરા અવાજે હિંદુસ્તાનીમાં કંઈક પૂછયું. અપુ તે સમજ્યો નહિ, કથક ઠાકુરે ઓળખાણ આપ્યા છતાં પેલાએ એમને ઓળખ્યા નહિ કે એમના આવવાની આશા રાખી હોય એમ લાગ્યું નહિ. પછી પેલો ગુસ્સામાં કોઈકને પૂછવા અંદર ગયો, પાછા આવતાં એટલી વાર થઈ કે અપુને લાગ્યું કે ઘરવાળા કહેશે, 'જાઓ. તમને નોતરું કોણે આપ્યું હતું? પંદરેક મિનિટ અંધારામાં ઊભા

રહ્યા પછી પેલાએ પાછા આવીને ઓસરીમાં એક જગ્યાએ ઝાંખા અજવાળામાં પતરાવળીઓ નાખી આપીને એમને બેસાડયા. એક મોટા પિત્તળના લોટામાં પાણી આપવામાં આવ્યું હતું. કથક ઠાકુર જાણે ડરતા હોય એમ બેઠા. રાજાને ઘેર કોણ જાણે શું ખવરાવતા હશે! અધીર જિજ્ઞાસામાં અપુ બીજી વીસ મિનિટ પતરાવળી ઉપર બેસી રહ્યો. કોઈ દેખાયું નહિ. અપુને ફરીને નિમંત્રણ ખાવા વિષે સંદેહ થાય તે જ વખતે પીરસનારનું દર્શન થયું. જાડી મોટી દોઢ ડઝન પૂરીઓ અને સ્વાદ કે ગંધ વિનાનું રીંગણાંનું શાક. છેલ્લે આવ્યા મોટા મોટા લાડુ. બટકું ભરવા જતાં અપુના દાંત પણ લાડુમાં બેઠા નહિ, લાડુ–અસલ જાણે પથ્થર. કથક ઠાકુર તો આંખો ઘુમાવતા દસબાર પૂરી ખાઈ ગયા. વચ્ચે વચ્ચે અપુ સામે જોઈને કહેતા જાય, "પેટ ભરીને ખાજે. શરમાજે નહિ. ખૂબ ખાજે, લાડુ કેવા, સારા છે ને? દાંત હજી મજબૂત છે. બરાબર ચાવી શકું છું."

સો વર્ષ સાથે રહે છતાં હૃદયની બહાર જ રહે. સિવાય કે કોઈ આકસ્મિક ઘટનાએ હૃદયનાં દ્વાર ખૂલી જાય; અને એથી ઊલટું પણ બને છે. આ આમંત્રણ ખાવા આવતાં સહેવાં પડેલ અનાદર, અવગણના બાળક હોવા છતાં અપુ સમજી શકયો હતો. તે પછી પણ ખાવા ઉપર આટલો મોહ! એણે અપુના હૃદયને આઘાત પહોંચાડ્યો. એને થઈ આવ્યું, કથક ઠાકુર અતિ પામર છે. લાગ્યું, જાણે કથક ઠાકુરને કદી ખાવા મળ્યું નથી. પથ્થર જેવા લાડુ છે એને પણ આવી રીતે ખાય છે! એક વાર માને કહીને એમને ખાવા બોલાવરાવીશ.

કરુણા એ પ્રેમ કરતાં મૂલ્યવાન દોરી છે. એની ગાંઠ બહુ મજબૂત હોય છે. એના બાળક–મને આ બે દિવસના પરિચયવાળા કથકને દીદી અને ગુલકીની સાથે એક દોરામાં પરોવી દીધા–માત્ર એક જ બનાવે, આવા કઠણ લાડુ ખાવાની વૃત્તિએ.

આ પછી થોડા જ દિવસમાં કથક ઠાકુર દેશમાં ચાલ્યા ગયા. એમના બહુ આગ્રહથી હરિહર અપુને લઈને રાજઘાટના સ્ટેશન ઉપર એમને મૂકવા ગયો. હરિહરના મનમાં થયું, આજથી બાવીસ વર્ષ ઉપર દેશમાં પોતે જે અર્થે ગયો હતો તે જ કરવા – ઘર વસાવવા આ માણસ પોતાની આજની વય કરતાં યે આઠ વર્ષ મોટી વયે દેશમાં જાય છે. ત્યારે પોતાની વય શું વધી ગઈ છે ? એને કયું કામ કરવાનો વખત નથી ?

ગાડી છૂટતાં અપુની આંખમાં પાણી આવ્યાં. બાળકના પ્રાણને પ્રસંગે પ્રસંગે મોટી ઉમરનાંઓ ઉપર સ્નેહ થઈ જાય છે. એ દુર્લભ હોઈને બહુ મૂલ્યવાન છે.

મહા મહિનાના અંત ભાગમાં એક દિવસ હરિહર બહારથી આવીને ઉંબરમાં પડચો. કામ કરતી સર્વજયા બધું મૂકીને દોડી. "શું થાય છે ? કેમ અહીં બેસી ગયા ?" સ્વામીના મોં સામે ટગર ટગર એ જોઈ રહી પણ એ મોંએ કંઈ ઉત્તર ન આપ્યો. હરિહરની આંખો જવાફૂલ જેવી લાલઘૂમ હતી, ડાબો હાથ ધ્રૂજ્યા કરતો હતો. સર્વજયાએ હાથને ઝાલતાં ઘરઘર અવાજે હરિહરને પૂછ્યું, "અપુ – અપુ ક્યાં છે ?"

સર્વજયાએ શરીરે હાથ મૂક્યો, શરીર તાવમાં જાણે બળતું હતું. આશંકામાં હાથ ઝાલીને પતિને ઓરડામાં લઈ જઈ બિછાનામાં સુવાડ્યો. કહ્યું, "હમણાં આવશે, અપુ, ઉપરવાળા નંદબાબુ એને તેડી ગયા છે. ઘણું કરીને એમની દુકાને, ગોધુલિના વળાંક આગળની દુકાને."

અપુ દુકાને જતો નથી. નંદબાબુના ઘરની સામેના છાપરા પર બેઠો વાંચે છે. મહિના દિવસથી અપુને નંદબાબુ જોડે પરિચય થયો છે. નંદબાબુની ઉમર કેટલી છે તે સમજવાની તેની શક્તિ

નહોતી. પણ તેના બાબા કરતાં તે નાના લાગતા. નંદબાબુના ઉપરના ઘરમાં એણે ઘણી ચોપડીઓ શોધી કાઢેલી. નંદબાબુ ઘેર હોય ત્યારે તે ચોપડી લઈને અગાસીમાં બેસી વાંચે. પણ દહેશત રહે કે રખે નંદબાબુ ચોપડી હાથમાંથી ઝૂંટવી લેશે, કારણ કે એવું બન્યું હતું: અગાસીમાં એક ખૂણામાં તડકામાં બેઠો તે વાંચતો હતો. નંદબાબુ તેને શોધતા શોધતા બહાર આવતાં તેને જોઈ તેને ધમકાવતા બોલ્યા, "એ ય મૂકી દે! તારે આ બધી ચોપડીઓ ફેંદવી, અને પછી કઈ ચીજ ક્યાં રાખવી તેનું ભાન નહિ! જરૂર પડયે ઝટ હાથ લાગે નહિ, મૂકી દે, જા." ઘરની બીજી ચીજોને તે હાથ પણ લગાડતો નહિ. છતાં ય નંદબાબુએ 'ચીજ' કેમ કહ્યું? આ કારણથી તેને વાંચતાં વાંચતાં બીક રહે છે.

નંદબાબુ સાંજે વાળનાં પટિયાં પાડી, એક શીશીમાંથી કંઈક ગંધવાળું છાંટી રોજ બહાર જતા. એક દિવસ અપુને શરીરે એ શીશી છાંટીને બોલ્યા, "કેટલી બધી સુગંધ છે!"

સાંજ પડી ગયા પછી પણ પહેલાં એ વાંચવા જતો. એણે જોયું હતું કે નંદબાબુ કબાટમાંથી કંઈક લાલ રંગનું પીએ છે. એક દિવસ એવે વખતે એ ઓરડામાં ગયો ત્યારે એ ગમે તેમ બોલવા લાગ્યા હતા. નંદબાબુના ઓરડામાં જવાની એક સીડી એક બીજી તરફ પણ હતી. એક દિવસ રાત્રે એ એમના ઓરડામાં ગયો ત્યારે એક સ્ત્રી ત્યાં બેઠી હતી. નંદબાબુએ એને કહ્યું, "અપૂર્વ, અત્યારે જા. આ મારી સાળી છે. મળવા આવી છે. હમણાં જશે." પાછા ફરતાં નંદબાબુને પેલી સ્ત્રીને કહેતા સાંભળ્યા, "અમારી નીચે રહે છે, કંઈ સમજતો નથી?"

નંદબાબુ અપુને એની મા વિષે પૂછ્યા કરે; કહે, "તારી

માને કહીશ, મારે માટે પાન લાવશે? મારા નોકરને પાન બનાવતાં આવડતું નથી."

અપુ મા પાસેથી માગીને ઉપર દર વખતે પાન લાવે. નંદબાબુ વચ્ચે વચ્ચે કહે, "તારી બા મારી કંઈ વાપ કરે કે નહિ?—નહિ?" અપુ ઘેર આવીને માને કહે, "નંદબાબુ બહુ સારા છે. રોજ તારી વાત પૂછે."

"મારી વાત? મારી વાત શું પૂછે?"

"કહે, 'તારી બાને કહેજે, હું એની ખબર પૂછું છું.' બહુ સારા માણસ."

"કહેવા દે. તું મૂરખ છો. ઉપર આટલી બધી વાર કેમ જા છ? સાંજે ત્યાં બેઠો બેઠો શું કરે છે?"

હરિહરનો તાવ કંઈક ઊતર્યો. અપુ નિશાળેથી આવીને ચોપડીઓ નીચે રાખતો હતો, પગનો અવાજ સાંભળીને હરિહર બોલ્યો, "અપુ, અહીં આવ જોઉં, બેટા!"

અપુ પાસે બેસી નિશાળની વાતો કરતો હતો, મોં પર સ્મિત લાવી નીચું જોઈને બોલ્યો, "હજી નિશાળે ગયે તો બે જ મહિના થયા ને બાબા, એટલી વારમાં તો બધા મને હેત કરવા લાગી ગયા છે. રોજ પહેલો બેસું. નિશાળમાં એક છાપેલી ચોપડી કાઢવાના છે એક મહિના પછી, મને એ મંડળમાં દાખલ કર્યો છે. ચોપડી નીકળશે ત્યારે તમને બતાવીશ."

હરિહરનું હૃદય મમતાથી છલકાઈ જવા લાગ્યું. એક કાગળ લાવીને અપુએ બતાવ્યો, "મેં લેખ લખ્યો છે, ચોપડી છપાશે અમારા નામથી, પણ લેખ જેણે બે રૂપિયા ફાળો ભર્યો હશે તેનો જ છપાશે, એમ કહેતા'તા. બાબા, દેશો બે રૂપિયા?"

અધીર જિજ્ઞાસામાં હરિહરે બાળકના હાથમાંથી કાગળ લઈ વાંચવા માંડ્યો. છોકરો લખે છે એની એને ખબર જ નહોતી. રાજપુત્રના શિકારની વાર્તા હતી, સરસ લખી હતી, હરિહર આનંદ પામીને ઓશીકાનો ટેકો લઈને બેઠો થયો. "તેં લખી વાર્તા?"

"બીજું કેટલું ય લખ્યું છે. ભૂતની વાર્તા, રાજકન્યાની વાર્તા. ઘેર હતા ત્યારે રાણુદીદીની ચોપડીમાં લખી લખીને આપતો 'તો."

સર્વજયા રૂપિયાનું નામ સાંભળી તે આપવાને રાજી ન થઈ. સ્વામીને અસુખ છે એ વખતે ઘરમાં છે તેટલામાં પણ ખરચ પૂરું પડશે નહિ. કંઈ વાંધો નહિ વાર્તા ન છપાય તો. સમજાવીને હરિહરે રૂપિયા અપાવ્યા, કહ્યું, "આપ, આપ, આહા! છોકરાની વાર્તા છપાશે! સાજો થઈ ખાતો થઈશ એટલે ઠાકુરવાડીમાં ભાગવત વાંચવાનું તો નક્કી છે જ. દસ રૂપિયા તો ત્યાંથી જ મળશે."

બે દિવસ પછી અપુ નિરાશ ચહેરે અને લાલ હોઠ કંપતે ચુપચુપ આવીને બાબા પાસે બેસી ગયો. બોલ્યો, "છાપખાનાવાળા વધારે પૈસા માગે છે એટલે નિશાળમાંથી આજે કહ્યું, ચાર રૂપિયા આપો."

પુત્રના મોંના ભાવ હરિહરના હૃદયને વીંધી નાખવા લાગ્યા. "જો, તારી મા ક્યાં ગઈ?" પછી ઓશીકા નીચેથી ચાવીનો ઝૂડો કાઢીને બોલ્યો, "મારી લાકડાની ચીતરવાળી પેટી, જેની અંદર સરુની કલમનું બંડલ છે ને! એ ખોલ તો! ખૂણામાં જો, કેટલા રૂપિયા છે?" પેટીનું ઢાંકણું ઉઘાડવામાં મગ્ન એવા પુત્રને પિતા પાછળથી મમતાભરી આંખે જોઈ રહ્યા. અબોધ! અબોધ! કેટલો અબોધ! એનું સુંદર, ઉજ્જવલ ચંદ્ર જેવું લલાટ એની માનું જ લલાટ, બે નિર્મળ

આંખો જાણે એની માની જ આંખો. પ્રથમ યૌવન વખતે જ્યારે હરિહર સ્ત્રીને લઈને ઘેર આવ્યો હતો ત્યારે નવવધૂ સર્વજયાના મોં પર જે અવિકલ હાસ્ય હતું તે જ આજે અગિયાર વર્ષના અપુના સ્વચ્છ મોં પર ફરીને આવ્યું છે.

એકાએક હરિહરના સ્નેહસાગરમાં મોટાં મોજાં આવ્યાં અને આંખોના કિનારા છલકાવીને તેણે ગાલ ભીંજવી નાખ્યા.

પ્રથમ વસંતના નવાંકુર જેવો અપુ, પ્રભાતનાં બાલકિરણના તેજ જેવો એના મોં પરનો આનંદ! તેની મોટી સ્વચ્છ નીલવર્ણની છાંટદાર આંખોની દૃષ્ટિમાં હતું પોતાના ભૂત યૌવનકાળનું અસીમ પ્રતિબિંબ, હતાં સુનીલ પર્વત પરનાં નવપલ્લવિત શાલ વૃક્ષઘટાઓનો ઉલ્લાસ મર્મર અને કાંઠા ઉપર પછડાતાં સમુદ્રનાં પાણીનો દૂરથી આવતો સંગીતધ્વનિ.

અપુએ છાનામાના બતાવીને કહ્યું, " ચાર રૂપિયા છે, બાબા." હરિહરે વખત કવખતને માટે થોડા રૂપિયા સંતાડીને પોતાની પાસે રાખ્યા હતા. પત્નીને એની ખબર નહોતી, એટલે જ એ નિશ્ચિંત મને કહી શક્યો, " લઈ જા. આપી દેજે ફાળો. પણ તારી માને ખબર ન પડે."

અપુ આનંદ પામતાં બોલ્યો, " ચોપડી છપાશે ત્યારે તમને બતાવીશ, હં, બાપા, કહે છે, મારે નામે છાપશે, આ સોમવાર પછીને સોમવારે તૈયાર થઈ જશે."

*

બીજા દિવસે સવારથી હરિહરને અસુખ વળી વધ્યું, સર્વજયાએ ભય પામીને અપુને કહ્યું, " જઈને નંદબાબુને જરા બોલાવ તો, આવીને જોઈ જાય."

નંદબાબુ જોઈને બોલ્યા, " કોઈ દાક્તરને બોલાવવા પડશે, અપૂર્વ, તારી બાને કહે. "

સાંજે નંદબાબુ જ એક દાક્તરને તેડીને આવ્યા. દાક્તરે બધું સાંભળીને, જોઈને કહ્યું, " શરદી લાગી ગઈ છે, બ્રોન્કો ન્યુમોનિયા. સારવાર સારી જોઈશે. ભોંયતળિયે આ સ્થિતિમાં રહેશે ? હાં, છોકરા, એક શીશી લઈને મારા દવાખાને આવજે, દવા આપીશ."

કેટલા ય દિવસ જઈને અપુ દશાશ્વમેધઘાટ ઉપરના દાક્તરના દવાખાનેથી દવા લાવ્યો, પણ કાંઈ ખાસ પરિણામ દેખાયું નહિ. દિવસે દિવસે હરિહર દૂબળો પડતો ગયો. બીજી બાજુ જે થોડા પૈસા બચાવ્યા હતા તે દાક્તરની મુલાકાતમાં અને ફળફૂલમાં તણાઈ ગયા. દાક્તરે કહ્યું, " રોજ એક શેર દૂધ અને આટલી મોસંબીનો રસ પેટમાં જવાં જોઈએ, અને એક દવા બતાવું છું, સાડા ત્રણ રૂપિયાની બાટલી આવે છે એ લેવી, એ વિના વધારે ને વધારે નબળાઈ આવતી જશે." પરદેશ, અજાણી ભૂમિ, જેના સામું જોઈને હિંમત આવે એવું કોઈ માણસ નથી, સર્વજયાને ચારે દિશા અંધારી લાગી.

આ આફતમાં એકનો વધારો થયો.

ઉપરની અગાસીમાંથી ડોકું તાણીને જોયું હોય તો રસોડામાં નજર નાખી શકાય. આ પહેલાં પણ સર્વજયાએ નંદબાબુને ત્યાંથી રસોડામાં ડોકાતા જોયા હતા. આજકાલ હરિહર માંદો પડ્યો ત્યારથી નંદબાબુનો એ વ્યવસાય વધી પડ્યો છે. અનેક બહાને એ દિવસમાં દસ વાર ઘરમાં આવે. પહેલાં તો અપુને આડો રાખીને પૂછતા, હવે તો સીધેસીધું જ સંબોધન કરે છે. પ્રથમ સર્વજયાએ ધ્યાનમાં ન લીધું, ઊલટું આપત્તિના સમયમાં સહાય અને પૂછપરછ કરનાર સ્વજન જેવા લાગતા. આ માણસ પ્રત્યે કૃતજ્ઞતાનો ભાવ થતો, પણ ધીમે ધીમે એને આ મદદ અને પૂછ-

પરછને અતિરેક સંશય જન્માવનારો લાગ્યો. નંદબાબુ પોતે પાન ખરીદી લાવીને સામે મૂકીને બોલે, "નોકરના હાથનું બનાવેલ પાન – એ તો આખી જિંદગી ખાધું, વહુ ઠાકુરણ, તમે જરા બનાવી આપો ને!" એમાં ય સર્વજયા દોષ ન જોતી, ઊલટું આ એકલા અને સ્નેહવંચિત માણસ માટે મનમાં કરુણા જાગતી. પણ ઘનિષ્ઠતા ધીમે ધીમે વિવેકમર્યાદાને ઓળંગવા લાગી. આજકાલ તો પાન લાવીને એ કહે, "લેજો તો વહુ ઠાકુરણ!" જાણે એવું ઇચ્છતો હોય કે સર્વજયા એના હાથમાંથી લઈ લે. અપુ તો અણસમજુ હતો. ઘણો ખરો વખત તો ઘરમાં દેખાય જ નહિ. વળી હરિહર બેભાનાવસ્થામાં હોય. અને બરાબર એ જ વખતે નંદબાબુ દરદીને જોવા ઘરમાં આવે! આમતેમ ગમે તેમ કરીને અર્ધો કલાક બેસે જ, તે પહેલાં જાય નહિ. "બીજું નહિ, વહુ-ઠાકુરણ, હું ઉપર જ છું, અપૂર્વ હોય કે ન હોય, આ સીડીએ આવીને જ બૂમ મારવી, દુ:ખના દિવસ આ – મ ચાલ્યા જશે. થોડો ચૂનો તો આપો! ચૂનાની સળી નથી? તો આંગળીથી લઈને આપો ને!"

હરિહર ભાનમાં હોય ત્યારે છોકરાને માટે તલસી રહે. આ બાજુ તે બાજુ નજર કરીને બોલે, "ક્યાં ગયો અપુ? અપુ ક્યાં ગયો?" સર્વજયા બોલે, "આવે છે; અભાગિયો છોકરો ય ઘડી એક પાસે બેસતો નથી. એ પણે ઘાટે રખડતો હશે." છોકરો ઘેર આવે ત્યારે કહે, "પાસે જરા વારે ય નથી બેસાતું? અપુ – અપુ કરીને બેબાકળા તો થઈ જાય છે. અપુના જ વિચારમાં ઊંઘ પણ નથી આવતી. જા, બેસ પાસે. શરીરે, માથે હાથ ફેરવતાં આવડે છે કે નહિ?"

અપુ ઝંખવાણો પડીને બાપાને ઓશીકે બેસે, પણ થોડી વાર બેઠા પછી તેના મનમાં થાય, "ઊંહ, કેટલી વાર બેસવાનું!

બહુ વાર ? અમારે જાણે રમવા નહિ જવું હોય ?" કકડતી ટાઢમાં પગ ઠીકરું થઈ જાય પણ મનમાં છટફટ થવા લાગે, 'દોડીને જાઉં દશાશ્વમેધઘાટે.' ઘાટનાં પગથિયાં, નિર્મળ મુક્ત હવા, રૂપાળાં સ્ત્રીપુરુષોની ભીડ. પલ્ટુ, સુધીર, ગુલુ, પટલ, પલ્ટુના મોટાભાઈ. રામનગરના રાજાનું પેલું મધુર પંખી આજ વળી બોલવાનું. સાંજે ચાર વાગે. ગુંગુંગુંગું કરતાં સાંજ પાડી, સંકોચને લીધે બોલી શકાયું નહિ, માની બીકથી જવાની હિંમત ન ચાલી.

એક દિવસ સવારે સર્વજયાએ છોકરાને કહ્યું, "પેલા સફેદ મકાન આગળ કયું છતર*, ખબર છે ?"

"ઊંહું —"

"નહિ ? તેં તો જાણે આવીને કોઈ દિવસ ત્યાં ખાધું નહિ હોય ? જા, આજે ત્યાં ખાઈ આવ અને જોઈ પણ આવ."

"કાશીમાં આવ્યા અને છતરમાં શા સારું ખાવું ?"

"પુન થાય. આજે દશાશ્વમેધઘાટે નાહી ત્યાં ખાઈ આવજે, સમજ્યો ?"

બારેક વાગ્યે છતરમાં જઈને અપુ ખાઈ આવ્યો. ઘેર આવ્યો. મા વાટકામાં કંઈક લઈને ખાતી હતી. પહેલાં તો એણે એને જોઈને સંતાડવાની ચેષ્ટા કરી પણ અપુ નજીક આવી ગયો છે અને સંતાડવાનો પ્રયત્ન કરતાં શંકા જશે એમ લાગતાં સહજ ભાવે બોલી,

"ખાઈ આવ્યો ? કેવું હતું ખાવાનું ?"

મા અડદની પલાળેલી દાળ ખાતી હતી.

"ઊંહું, દૂધીનું ધૂળ જેવું જરાક શાક – બેસી બેસીને થાકી ગયો. કેવાં મેલાં લૂગડાં પહેરીને માણસો ખાવા આવે છે, હું તો

* અન્નક્ષેત્ર

હવે કોઈ દિ' નહિ જાઉં, પુન અમારે નથી જોઈતું. આ શું ખાય છે, મા ? વ્રત છે આજે ? રાંધવું નથી ?"

"આજે મારે કુલુઈચંડી* છે. થોડી અડદની દાળ પલાળી નાખી. મને બહુ ભાવે. પછી ખાઈશ તું ?"

રાત્રે પણ ચૂલો સળગ્યો નહિ. માએ કહ્યું, "ખાઈ જો જોઉં, અડદની દાળ પલાળીને. બહુ મજાની લાગશે. અત્યારે રાંધવું નથી. આટલા ભાતથી શું થાય ? એ ખાઈને પછી આ ખવાશે ?"

*

બપોરે નંદઆણુએ પાન આપતાં અપુને કહ્યું, "તારી બા પાસે બનાવરાવી આવ તો !" એટલે દરદીના ઓરડા પાસેના ઓરડામાં બેઠી સર્વજયા પાન બનાવતી હતી. નંદઆણુ જોડાનો અવાજ કરતા કરતા નીચે ઊતરી દરદીના ઓરડામાં ગયા અને પછી તરત જ ત્યાંથી બહાર નીકળી સર્વજયા જ્યાં હતી ત્યાં આવ્યા. આખી રાતના ઉજાગરાથી સર્વજયા ઝોલે ચડી ગઈ હતી. જોડાના અવાજથી ચમકીને જાગી જતાં સામે નંદઆણુને ઊભેલા જોયા. ગભરાઈને એણે તરત ઘૂમટો તાણી લીધો. નંદઆણુ બોલ્યા, "પાન બની ગયું, વહુ ઠાકુરણ ?" સર્વજયાએ અવાજ વિના તૈયાર કરેલા પાનની રકાબીને સામે ઠેલતાં નંદઆણુએ એક બીડું મોઢામાં નાખતાં કહ્યું, "તમારા પાનમાં ચૂનો બહુ ઓછો હોય છે, વહુ ઠાકુરણ, જુઓ, હું લઉં."

સર્વજયાના ખોળા નીચે પાનનો દાબડો હતો. ઘરમાં કોઈ નહોતું. અપુ ક્યાંક બહાર ચાલ્યો ગયો હતો. બાજુના ઓરડામાં હરિહર દવાના ઘેનમાં ઊંઘતો હતો. નિર્જન બપોર હતી. એકાએક

* એક વ્રત

સર્વજયાને થયું, નંદબાબુ ચૂનો લેવાને બહાને વિના જરૂર એનો સ્પર્શ કરવા ઇચ્છે છે. તે એક અસ્પષ્ટ ચિત્કાર કરીને એક ક્ષણમાં ઊભી થઈ જઈ ઓરડાની બહાર જઈ ઊભી. વીજળીના જેવી એક ઝણઝણાટી એના પગથી માથા સુધી પ્રસરી ગઈ. આંગળીથી સોડી બતાવતી તીવ્ર સ્વરે બોલી, " આ જ ક્ષણે ઉપર ચાલ્યા જાઓ, અને ક્યારે ય અહીં નીચે આવતા નહિ. આવશો તો હું માથું પછાડી લોહી કાઢીશ. કેમ આવો છો તમે? ખબરદાર, જો હવેથી આવ્યા તો!"

સર્વજયા વિકટ ફાંસામાં સપડાઈ. એક પરદેશ, બીજું ઘરમાં રોગી માણસ, અસહાય, હાથમાં એક પૈસો પણ નહિ, કોઈ જરાકે પરિચિત માણસ નહિ, છોકરો ય હજી અગિયાર વર્ષનો, એ પણ અણસમજુ, છેક જ અબોધ અને તેમાં આ!

ઉપર રહેતી પંજાબી સ્ત્રી ક્યારેક જ નીચે આવતી. એકાદ વાર સર્વજયાને ઉપર લઈ ગઈ હતી. કાશી આવ્યે પાંચ છ મહિના થયા છતાં સર્વજયા નહોતી હિંદુસ્તાની બોલી શકતી કે નહોતી સમજી શકતી, એટલે પરિચય થતો નહોતો. હવે એની પાસે જઈને નંદબાબુની વાત અથેતિ કહીને એ રડી પડી. પંજાબી સ્ત્રીનું નામ સૂરજકુમારી. સ્વામી – સ્ત્રી બંને પંજાબના રોયાલસર જિલ્લાનાં વતની. સ્વામી રેલવેમાં ઓવરસીઅરનું કામ કરતા. સ્ત્રી ઉમરે નાની ન હોવા છતાં દેખાવે નાની, ગૌરાંગી અને મોટી આંખોવાળી હતી. બાંધો પહોળો અને મજબૂત હતો. બધી વાત સાંભળ્યા પછી બોલી, " હવે બીક રાખશો મા, નિર્ભય રહેજો, ફરીને જો એ બદમાસી કરવા આવે એમ લાગે તો અમને કહેજો, મારા સ્વામી એનું નાક જ કાપી લઈને એને ઠીક કરી દેશે."

બરાબર બપોર છે. કેટલી રાતો જાગીને અત્યારે સર્વજયા ભોંય ઉપર સાડીનો છેડો પાથરીને સૂઈ ગઈ છે. ઉપરના ઘરની

બારીમાંથી થોડો તડકો ઓસરીમાં પડે છે. અપુએ કૂંડામાં બારમાસી ફૂલના છોડ નાખ્યા હતા, તેમાં બે ત્રણ છૂટાં છૂટાં ફૂલ માંડ માંડ ફૂટયાં છે. તેની પાસે બિલાડીનું એક બચોળિયું બેઠું છે. અપુ બાબાની પથારી પાસે જ બેઠો છે. અપુના બાબાને આજે સવારથી કંઈક સારું છે. દાકતરે ય કહેતો હતો, "સારું થઈ જાય એવી આશા બાંધી શકાય." પણ સારું હોવા છતાં દરદીના ચહેરા પર તે પ્રમાણેનું ચેતન દેખાતું નહોતું. બેભાન અવસ્થા હતી. એકાએક એણે આંખ ખોલીને થોડી ક્ષણ અપુ તરફ જોયું ને કંઈક કહ્યું. અપુને લાગ્યું, બાબા હજી વધુ નજીક બેસવા કહે છે. નજીક સર્યો એટલે બાબાએ પોતાના બે ક્ષીણ હાથો એને ગળે વીંટાળી દીધા, અને એની સામે મીટ માંડીને તે જોઈ રહ્યા. અપુ અવાક્ થઈ ગયો. બાબાની આવી દૃષ્ટિ એણે કદી નહોતી જોઈ.

રાત્રે દસેક વાગે ઊંઘતા અપુની આંખો કોઇક અવાજથી ઊઘડી ગઈ. ઘરમાં ઝાંખો દીવો બળે છે, મા ઘસઘસાટ ઊંઘે છે, બાબાના ગળામાંથી ધીમો એક અવાજ નીકળે છે. એને કંઈક બીક લાગી–નમી પડેલ મોભ, ભેજવાળી જમીન, હાડ ભાંગી નાખતી ઠંડી, લાકડાનો ને કોલસાનો ધુમાડો, એક જ સ્વપ્નું–જાણે બાબાનું દરદ ગયું અને તે જીવ્યા.

પાછલી રાતે માએ એને ઠેબું મારી જગાડયોઃ "અપુ, ઓ અપુ, ઊઠ! દોડ, ઉપર જે હિંદુસ્તાની વહુ રહે છે તેને બોલાવી લાવ!"

ઊઠતાં અપુએ જોયું કે બાબાના ગળાનો પેલો અવાજ વધી ગયો છે. ઉપરથી સૂરજકુમારી આવ્યા પછી થોડી વારે, રાત્રે ચાર વાગે, હરિહરનું મૃત્યુ થયું.

*

સાંબેલાધાર વરસાદના અંધારામાં યાદ આવે ખરું કે પૃથ્વીને બાળીને સુક્કી બનાવી નાખતો દિવસ હતો તે સ્વપ્ન કે સત્ય ? આ વાદળ, આ દુર્દિન. અનંત ભવિષ્યના પથનાં આ જ ચિર સાથી રહ્યાં ! દિગન્તની લીલા જેવા ચૈત્ર વૈશાખના દિવસો અતીતમાં જઈ મળ્યા – એ હવે પાછા આવશે ?

ચારે તરફથી સર્વજયાને ધુમ્મસે ઘેરી લીધી. એની સોંસરો નથી જોઈ શકાતો પથ, નથી ઓળખી શકાતો સાથી, નથી ખબર પડી શકતી પોતે ક્યાં છે તેની. આ ધુમ્મસ દિવસ ચડયે-બપોર થયે ય હઠે એવું લાગતું નથી. અને આની પાછળ છે આકાશ-વ્યાપી, સમસ્ત દિનવ્યાપી, ફિક્કા ધુસર રંગની અકાળ ઘન મેઘઘટા.

સંકટમાં સૂરજકુમારી અને તેના પતિ જાલિમસિંહે સારી સહાય આપી. જાલિમસિંહ ઑફિસથી રજા લઈ બંગાળી લત્તામાં શબવિધિ માટે માણસોને બોલાવવા ગયો. ખબર મળતાં રામકૃષ્ણ મિશનના પણ કેટલાક સેવકો આવી પહોંચ્યા.

મણિકર્ણિકાના ઘાટ ઉપર શબવિધિને અંતે સંધ્યા વખતે અપુ સ્નાન કરીને પશ્ચિમના ઠંડા પવનથી ધ્રૂજતો ધ્રૂજતો પગથિયાં ઉપર ઊભો. રામકૃષ્ણ મિશનના એક સેવક અને નંદબાબુએ એને ઉપવીત પહેરાવ્યું હતું. સાંજ બહુ પડી ગઈ છે, પશ્ચિમનો મ્લાન પ્રકાશ પથ્થરનાં મંદિરોના કળશો ઉપર ચકચક થતો હતો. આખા દિવસના બનાવથી બેબાકળા બની ગયેલા અપુને લાગ્યું, જાણે એના બાબા હમેશના એ જ સુરે ઉત્સુક શ્રોતાગણની સામે બેસીને ગાય છે —

काले वर्षतु पर्जन्यम् पृथिवी शस्यशालिनी... !

જે પિતાને બધા મળીને આજ મણિકર્ણિકાના ઘાટ ઉપર અગ્નિદાહ મૂકવા લાવ્યા હતા – રોગ, જીવનયુદ્ધમાં પરાજિત

બનેલા એ બાબા કેવળ સ્વપ્ન! અપુ એ પિતાને જાણતો નથી, ઓળખતો નથી, તેના તો છે ચિરકાલના એક માત્ર આશ્રયસ્થાન, સુપરિચિત સ્મિતવદન પિતા, જે સમજણ આવી ત્યારથી સહજ સૂરે મીઠા કંઠે રોજની પેઠે ક્યાંક બેસીને ઉદાસ પૂર્વીના સૂરે આશીર્વચન – ગાન કરે છે :

काले बर्षतु पर्जन्यम् पृथिवी शस्यशालिनी......
लोकाः सन्तु निरामया :..................

૨૭

જેમ તેમ કરીને મહિનો કાઢ્યો. આ એક મહિનામાં સર્વજયાએ અનેક ઉપાયો વિચાર્યા પણ ઘડ બેસતી જ નથી. એક દેશમાં જવાની વાત પણ મનમાં નહોતી આવી એમ નહિ, પણ એ વાત યાદ આવતી ત્યારે તેને તે દબાવી દેતી. પહેલું તો દેશમાં એક ઘર સિવાય બીજું બધું તો લેણદારને ત્યાં હતું. કેટલુંક વેચી – સાટી નાખ્યું હતું, જમીન – બમીન કાંઈ રહી નહોતી. બીજું, દેશમાંથી નીકળતાં તેણે વાટેઘાટે, વહુઓને, દાસીઓને બધે જ પોતાના ઉજ્જવલ ભવિષ્યની વાતો કરી હતી; નિશ્ચિંદપુરમાં રહીને શું કરવું ? આ અભાગી દેશમાં એના સ્વામીની કોઈએ કદર કરી નહિ, પણ જ્યાં તેઓ જાય છે ત્યાં બધા એમને ઘેરી લેશે, એક વર્ષમાં તો સ્થિતિ સાવ બદલાઈ જશે." આ વાત અભિમાનથી સર્વજયાએ કેટલી યે વાર કેટલાં ય ને કહી હતી. આ ચૈત્ર મહિનો – હજી વર્ષ પણ પૂરું થયું નથી – ત્યાં જ આ દુર્બળ અવસ્થાએ દીન હાથે, ઉપર વળી વિધવાનો વેશ લઈ, દેશમાં પાછા જતાં શરમથી – સંકોચથી સર્વજયા મરી જતી હતી. હવે તો જે થવાનું હોય તે અહીં જ ભલે થાય. છોકરાનો

હાથ પકડી કાશીની ગલીઓમાં ભીખ માગી માગીને પણ છોકરાને એ મોટો કરશે, કોણ અહીં જોનાર છે ?

મહિના કેડે એક ઠેકાણું મળ્યું. કેદારઘાટના એક ભદ્ર કુટુંબના માણસે મિશનની ઑફિસમાં જણાવ્યું હતું કે 'અમારા ઓળખીતા એક પૈસાદાર કુટુંબને માટે એક બ્રાહ્મણ બાઈ જોઈએ છે, ખાનદાન બાઈ. ઘેર આવી કામકાજમાં મદદ કરવાની છે. મિશન આવી કોઈ બાઈ મેળવી આપશે ? ' છેવટે એ ગૃહસ્થને અપુની બાને ત્યાં મોકલતાં સંતોષ થયો. બે દિવસ પછી એ માણસે આવીને કહ્યું કે તમારે ઘર અહીંથી ઉપાડીને જવાનું છે, કારણ કે એ પૈસાદાર ગૃહસ્થનું ઘર કાશીમાં નથી. એમના ઘરનાં કોઈક કાશીમાં ફરવા આવ્યાં હતાં. પાછાં જતી વખતે સાથે લઈ જશે.

*

પીળા રંગનું મોટું મકાન, કાશીમાં જેવાં મોટાં મોટાં મકાન હોય છે તેવું જ મોટું મકાન, અપુ ને સર્વજયા બધાંની પાછળ પાછળ સંકોચ પામતી ઘરમાં આવ્યાં.

અંતઃપુરમાં પગ મૂકતાં જ અભ્યર્થનાના સૂરે એક અવાજ આવ્યો, " એને માટે નથી, જે લોકો હમણાં જ કાશીથી આવ્યાં છે તેમને માટે છે."

ધમાલ ઓછી થઈ એટલે ઘરની શેઠાણી સર્વજયા પાસે આવી. શરીરે ખૂબ ભરાવદાર, એક વખત રૂપવાન સુંદરી હશે એવી લાગે, ઉમર પચ્ચાસ ઉપર હતી. શેઠાણીને પ્રણામ કરતાં એ બોલી, 'બસ, બસ, આવ, આહા, આવી નાની વયમાં જ ! આ છોકરો કે ? સારો છે; શું નામ ? "

એક બીજા જણે પૂછ્યું, " કાશીમાં જ ઘર ? નહિ ? ત્યારે તો–"

બધાની કુતૂહલદષ્ટિ આગળ સર્વજયાને બહુ શરમ અને અસ્વસ્થતા લાગવા માંડી. શેઠાણીના હુકમથી એક ચાકરડી એને

એના માટેની એક ઓરડીમાં લઈ ગઈ ત્યારે જ એણે છુટકારો અનુભવ્યો.

બીજા દિવસથી સર્વજયા નક્કી થયા પ્રમાણે રસોડામાં દાખલ થઈ ગઈ. રસોઈ કરનાર તે એક નથી, ચાર પાંચ છે–ત્રણ ચાર તો રસોડાં છે. માંસાહારી, નિરામિષ, દૂધ, રોટી, બહારથી આવેલાં માટે, એમ જુદાં જુદાં રસોડાં છે. નોકરચાકરનો પાર નથી. રસોડું અંતઃપુરની અંદર હોવા છતાં કંઈક જુદું છે. ત્યાં જાણે દાસદાસી અને રસોયણનું જ રાજ્ય. ઘરની સ્ત્રીઓ કામ બતાવી સમજાવીને ચાલી જાય, ખાસ કારણ વિના તેઓ અહીં થોભતી નહિ.

સર્વજયા શું રાંધે એ વાત ઉપર ચર્ચા થઇ. સર્વજયાને શ્રદ્ધા હતી કે પોતે બહુ સરસ રસોઈ જાણે છે. એણે કહ્યું, “ નિરામિષના શાકપાનનો ભાર તેની ઉપર.” બ્રાહ્મણ રસોયણ મોક્ષદા કટાક્ષમાં હસીને બોલી, “ બાબુઓનું તમે રાંધશો ? વાહ વાહ ! ” પછી પાંચીઝીને સાદ પાડીને કહ્યું, “સાંભળ્યું કે પાંચી ? કાશીનાં આ કહે છે, બાબુઓનાં શાક એ તૈયાર કરશે ! અરે, તમારું નામ તો કહો. ભૂલી જાઉં છું. ” મોક્ષદાના હોઠના ખૂણાના વ્યંગ્ય હાસ્યથી તે દિવસે સંકોચે સર્વજયા શેહ તો ખાઈ ગઈ, પણ બે દિવસ પછી એને સમજાયું કે એમના ગામડાગામમાં જે રીતે શાક બનાવાય છે તે અહીં ન ચાલે. માછલીમાં આટલી બધી ખાંડ પડે અને એવાં એવાં શાક છે કે જેનું નામ પણ એણે સાંભળેલ નહિ, એ વાત એણે અહીં જ જાણી.

શેઠાણીએ બેએક મહિના સર્વજયાને બરાબર સાચવી. એને હળવું કામ આપે અને ખરખબર પૂછે. ધીરે ધીરે સૌ જેવા થઈને ઊભા રહેવાનું હતું. બે વાગ્યા સુધી કામ કરીને પ્રથમ તો તે થાકી જતી. આ રીતે અગ્નિ પાસે સતત રહેવાની એને કદી

ટેવ નહોતી. આટલું મોડું ખાવાનું પણ ન થતું. બીજી નોકરડીઓ તો ખાવાનું સંતાડી રાખતી, થોડું પોતે ખાય, થોડું ક્યાંક બહાર લઈ જાય. જ્યારે સર્વજયા તો પતરાળીએ બેસીને ખાય એ જ.

રસોઈની આટલી મોટી ધમાલ જોઈને સર્વજયા અવાક્ થઈ ગઈ. આટલી ધમાલ એણે સ્વપ્નમાં પણ નહોતી કલ્પી. વિસ્મિત મને વિચારે, 'બે ટંકનું પાકા ત્રણ શેર તો તેલ! રોજ એક યજ્ઞમાં જોઈએ એટલું તેલ–ઘીનું ખરચ!' ગામડાના ગરીબ નાના કુટુંબની સરખામણીમાં એ આનો વિચાર પણ કરી શકતી નહિ.

એક દિવસ ચડી ગયેલા ભાતનું મોટું તપેલું ઉતારતી વખતે એણે મોક્ષદા બ્રાહ્મણીને બૂમ મારીને કહ્યું, "એ માસીબા, તપેલું જરા લેશો?"

મોક્ષદાએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું.

'એ તો ઊચકાશે' એવો વિચાર કરી એકલે હાથે એ મોટું તપેલું ઉતારવા જતાં તપેલું ઊંધું વળ્યું. ગરમ ફીણ પગ ઉપર પડતાં એકદમ ફોલ્લા પડી આવ્યા શેઠાણીએ એને તે જ દિવસે રોટલીને રસોડે બદલી નાખી. પગ સારો ન થાય ત્યાં સુધી કામ નહિ કરવાનું કહ્યું.

સર્વજયા છોકરાને લઈને નીચેની ઓરડીમાં રહેતી હતી. ઓરડી પશ્ચિમ તરફ વરંડા પાસે હતી; પણ એટલી નીચી, અને જમીન ભેજવાળી હતી અને એક પ્રકારની ગંધ સતત આવ્યા કરતી કે એના કરતાં કાશીવાળું ઘર સારું ગણાય. દીવાલની નીચે ક્ષાર અને લાલ લાલ મોટા ડાઘા હતા. અપુ દરેક વખતે બહારથી અંદર આવતાં કહે, "શેની ગંધ આવે છે, જો તો બા? જૂના

ચોખા જેવી કે એવી જ કંઈ." નીચેની ઓરડીઓ માણસને રહેવા બનાવી નહોતી એટલે તેનો ઉપયોગ નોકરચાકરને રહેવા તરીકે થતો હતો.

ઉપરની પરસાળ પરના બધા ઓરડા અપુએ ફરી ફરીને બહારથી જોયા હતા. મોટી મોટી બારીઓ અને દરવાજા. બારીઓમાં કાચ જડેલા હતા. દરેક ઓરડામાં ગાદીવાળી મોટી ખુરસીઓ, ચકચકતાં ટેબલ. અપુના ઘેર જેવી શેતરંજી હતી તેવી, પણ તે કરતાં તો કયાં ય મોટી અને સારી અને પોચી પોચી અને નવીનકોર શેતરંજી જમીન ઉપર બિછાવેલી હતી. દીવાલો ઉપર અરીસાઓ ટાંગ્યા હતા—એવડા મોટા કે અપુ આખેઆખો તેમાં દેખાતો. એને થતું, 'આવડા મોટા કાચ કયાંથી આવતા હશે? સાંધી સાંધીને આવડા કરતા હશે?'

બીજે દિવસે. પરસાળ ઉપર એક બીજો મોટો ઓરડો છે. એ લગભગ બંધ જ રહે છે. વચ્ચે વચ્ચે નોકર ચાકર હવા અજવાળા માટે એને ખોલે. એમાં શું છે એ જાણવાની એને ખૂબ ઉત્સુકતા હતી. એક દિવસ ઓરડાનો દરવાજો ખુલ્લો જોતાં તે એની અંદર ગયો. મોટી એવી છબી! પથ્થરનું પૂતળું! મોટી મોટી ગાદી-વાળી ખુરસી, અરીસો. ફરી ફરીને જોયું, એ જ વખતે છોટુ ખાનસામાએ એને ઓરડામાં જોતાં કાન પકડીને કહ્યું, "કૌન હૈ? કાહે ઇસમેં ઘુસા?"

કદાચ તે દિવસે તે માર ખાઈ બેસત, પણ ઘરની એક નોકરડી પરસાળમાંથી જતી હતી તેણે જોયું અને કહ્યું, "એ ય છોટુ, મૂકી દે એને, એની મા અહીં રહે છે, જોયા જાણ્યા વિના–"

અઢીએક વાગ્યે કામકાજ કરી ખાઈ-પરવારી સર્વજયા પોતાની ઓરડીમાં આવી જરા વાર સૂએ. આખા દિવસમાં આ જ વખતે મા સાથે નિરાંતે વાત થઈ શકે એવું હતું એટલે અપુ

ત્યારે બહાર ન જતો. એની મા પણ એને આ વખતે નજીક ઇચ્છતી. આ ઘેર આવ્યા પછી અપુ જાણે એનાથી દૂર થઈ ગયો છે. આખો દિવસ માણસો માણસો! એમાં એ નજીક ન રહી શકે. મોડી રાતે કામ કરીને ઓરડીએ આવે ત્યારે તો અપુ સૂઈ ગયો હોય, વાત થાય નહિ. આ બપોરના સમય માટે એ તલસતી.

બારણે પગલાંનો અવાજ થયો. સર્વજયા બોલી, "કોણ, અપુ? આવ." બારણું ઠેલી બ્રાહ્મણી માસી અંદર આવી. સર્વજયા બોલી, "આવો માસીમા, બેસો." સાથે અપુ પણ આવ્યો. બ્રાહ્મણી માસી બાબુઓની કંઈક સગી હતી, એટલે જ એને માન આપીને બેસાડી. બ્રાહ્મણી માસીનું મોં ભારે ભારે હતું. થોડી વાર ચૂપ રહ્યા પછી બોલી, "મોટી વહુનું તોફાન જોયું ને આજે? શું થઈ ગયું હતું? તું તો રોટલીના રસોડે જ હતી ને! માછલી નોકરડીએ સંતાડી રાખેલી ને સાંભળવું પડ્યું મારે. સદુ શેઠાણીની માનીતી ખરી ને? છીરીકંઠ (શ્રીકંઠ) ઠાકુર પણ હતો, પૂછી જુઓ, એને."

વાત કરતાં કરતાં વખત જતો હતો. માસી બોલી. "નાસ્તાનો મેંદો તૈયાર કરવો છે, ચાર તો વાગ્યા."

માસીના ગયા પછી સર્વજયાએ અપુને પડખામાં લીધો. ચિબુકે હાથ મૂકીને પૂછ્યું, "ક્યાં હતો આવા બપોરે?"

અપુએ હસીને જવાબ આપ્યો, "ઉપરના બેઠકખાનાનું વાજું સાંભળતો હતો—અહીં પરસાળમાંથી જ."

સર્વજયા સંતોષ પામી.

"હેં અપુ, તારી સાથે બાબુઓના છોકરા વાત-બાત કરે ખરા?"

"ખૂબ-ખૂબ."

અપુ એ જૂઠું બોલ્યો. કોઈ એને બોલાવીને બેસાડતું નહિ. ઉપરના બેઠકખાનાના ગ્રામોફોન વાજાના સૂર બરાબર સાંભળવા માટે તે થોડી વાર ફાંફાં મારે, પછી બીતો બીતો ઉપર જાય અને બેઠકખાનાની બહાર દરવાજા પાસે ઊભો રહીને ગાયન સાંભળે. દરેક ક્ષણે એને ભીતિ હોય કે રખે કોઈક નીચે ચાલ્યા જવાનું કહેશે. ગાયન પૂરું થયે જવાના સમયે વિચારે, 'કોઈ વઢ્યું નહિ. શું કામ વઢે? બહાર ઊભો ઊભો સાંભળું છું, એમના ઓરડામાં તો જતો નથી. બહુ સારા માણસો છે.'

આ ઘરના છોકરાઓ સાથે પણ હળવાનું થયું નહિ. એ લોકો એને માન પણ આપે નહિ. તે દિવસે રોમેન, ટેણુ, સોમીર, સોન્તુ એ લોકો એક ચોરસ પાટ જેવું સામે રાખી લાકડાની કાળી કાળી સોગઠીઓ ચલાવીને કંઈક રમતા હતા. 'કેરમ' એવું કંઈક નામ હતું. થોડી વાર દૂર ઊભો રહીને એણે રમત જોયા કરી, એના કરતાં તો નવકૂંકરી રમવી સારી.

*

વૈશાખની શરૂઆતમાં મોટા બાબુની દીકરીનાં લગ્ન નિમિત્તે ઘર ધમધમી ઊઠ્યું. ગયા, મુંગેર, અલાહાબાદ, કલકત્તા, કાશી–કેટલે ય ઠેકાણેથી સગાંસંબંધીઓ આવતાં હતાં. બધાં મોટાં ઘરોની વહુ–દીકરીઓ, દરેકની સાથે પોતાનાં નોકરચાકર. ભોંયતળિયાનાં પરસાળ–વરંડા બધાં તેમનાથી રોકાઈ ગયાં છે. આખી રાત ગડબડ–ગડબડ.

સવારે સર્વજયાને બોલાવીને શેઠાણીએ કહ્યું, "અરે અપૂર્વની મા, જુઓ, એક કામ કરો, હમણાં બે દિવસ રસોડાનું તમારું કામ ભલે પડ્યું, જુદે જુદે ઠેકાણેથી અનેક ચીજ આવે છે, તમે અને નાની મોક્ષદા એ બધું ગોઠવીને તમારા રોટલીના રસોડાના

કોઠારમાંથી લેવા–દેવાનું રાખો. મીઠાઈ ત્યાં રાખો, પૂરી-ફરસાણ જેવી સામાન્ય ચીજ, તે સદુઝીના હાથમાં સોંપી દો અથવા રાખી મૂકો, નાસ્તા વખતે બ્રાહ્મણી માસી લઈ જતી જશે."

સવારથી તે સાંજ સુધી મજૂરણોને માથે જે કોઈ જગ્યાએથી જે કંઈ આવવા માંડયું તે બધું સર્વજયા ગણી પણ શકતી નહિ. મીઠાઈ ઓને રાખવાની જગ્યા પણ મળે નહિ. નાના નાના રૂપાના ચંદનના વાટકાઓ થઈ ગયા પંદર–સોળ. કેરી તો હજી થઈ નથી; તોપણ એક મોટો ટોપલો તો આવી ગયો.

સર્વજયા બ્રાહ્મણી માસીના હાથમાં ખાવાનું આપતાં આપતાં વિચાર કરે, "આટલું બધું આ સારું–નરસું, આટલી બધી ધમાલ, ત્યારે છોકરાને માટે જરાક-આહા, દીકરો મારો એક ખૂણે બેસીને કાચા પાકા ભાતના બે કોળિયા ખાય છે, નથી આપી શકતી પતરાળીમાં સારી માછલીનો કટકો કે નહિ સારું શાક, કે છાંટો દૂધ. જ્યારે આ હરામજાદી સદુ પોતાના છોકરાને બાણુઓના ખાઈ રહ્યા પછી વધેલું બધું આપશે."

વિવાહને દિવસે માણસોની ભીડ હતી. જાન સવારની ગાડીમાં આવી પહોંચી. શહેરની બીજી બાજુ એક મકાનમાં ઊતરી હતી. સમી સાંજે ખૂબ ઠાઠમાઠ સાથે વરરાજા પધાર્યા.

બહારની પરસાળ આમંત્રિતોથી ભરપૂર છે. મોટી પહોળી આખી પરસાળ ઉપર જાજમ પાથરી હતી. એક બાજુ જરિયાન લાલ મખમલનું ઊંચું આસન વર માટે હતું. જરીની ઝૂલવાળા વાદળી સાટીનનું છત્ર. બે બાજુ કિનખાબના તકિયા. મોટાં મોટાં વેલપાનનાં ત્રેસર તોરણો બાંધ્યાં હતાં. વરના આસનની પડખે અને સામે જાનૈયાઓ માટે ખુરસીઓ અને કોચ હતાં. વિલાયતી અત્તરની પિચકારીઓ છૂટતી હતી.

અપુએ આ કાંઈ ખાસ જોયું નહોતું. એ ઊંઘી ગયો હતો. એક જ વાર એ ઘરમાં ગયો હતો. ત્યારે કન્યાવિધિ થતો હતો. રાત ખૂબ વહી ગઈ હતી. મા ક્યાં ય દેખાઈ નહિ. ધમાલમાં એ કોણ જાણે ક્યાં કામમાં ગૂંચાયેલી હશે. કીમતી બનારસી સાડીઓ પહેરેલ સ્ત્રીઓના ઘેરામાં ક્યાંય જરા જેટલી પણ જગ્યા નથી. નાના બાબુની દીકરી અરુણા કોઈકને બોલાવીને બહારના બેઠક-ખાનામાંથી ઑર્ગન ઘરની બહાર ઊંચકી લાવવાનું કહેતી હતી.

વિવાહ પછી બે દિવસો બાદ નાટકની ધમાલ શરૂ થઈ. ચોગાનમાં એક બાજુએ સ્ટેજ બાંધ્યું છે, ગુલાબો અને મોતીઓથી સ્ટેજ અજબ રીતે શણગાર્યું છે, પાંચસો દીવા રહે તેવું એક મોટું ઝુમર વચ્ચે ટાંગ્યું છે. કેટલા ય દિવસથી તૈયાર થતું આ સ્ટેજ અપુ તો ફાટી આંખે જોઈ જ રહ્યો છે. નવાં થિયેટર કેવાં હોય તે તેને ખબર જ નહોતી. ઉત્સુકતા અને કુતૂહલથી પોતાને માટે સારી જગ્યા રાખવા સાંજ પહેલાંનો આવીને રંગમંચની સામે જ એ બેસી રહ્યો છે.

ધીરે ધીરે નિમંત્રિત ભદ્ર લોકો આવીને બેસવા લાગ્યાં. ચારે બાજુ દીવાઓ ઝળહળી ઊઠયા. ઘરના દરવાનો જરીવાળા ગણવેશો પહેરીને મંચની બહાર અને પ્રવેશદ્વાર પાસે ઊભા રહ્યા. મોટા શેઠ દોડાદોડી કરતા કામ બતાવતા હતા. સંગીત શરૂ થયું. પડદો ઊચકવાને વાર નહોતી એ વખતે ગુમાસ્તો ગિરીશ સરકાર નજીક આવીને નીચો વળી એનું મોં જોઈ ને બોલ્યો, “કોણ ?” અપુએ સહેજ ઊંચું જોયું, પણ શરમાળ હોવાથી કંઈ બોલ્યો નહિ. એને કંઈ કહેવાનો અવકાશ આપ્યા વિના જ ગિરીશ સરકાર બોલ્યો, “ઊઠ, ઊઠ, અહીં તો બાબુલોકો બેસશે, ઊઠ !” ગિરીશ સરકારે અટકળથી એને ઓળખ્યો.

અપુ ખસિયાણે મોંએ આંકના પાડા બોલતો હોય એમ

બોલ્યો, "સાંજથી હું અહીં બેઠો છું, પાછળ બધું ખીચોખીચ છે. ક્યાં બેસું ?" એનું બોલવું પૂરું થાય તે પહેલાં તો ગિરીશ સરકારે એના બાવડાને જોરથી ખચકાવી એને ઊભો કર્યો. "અરે વાહ, ગધેડો ક્યાંનો ! કંઈ સમજે છે કે નહિ ? આવીને બેઠો સામે. બાબુઓની આગળ બેસવાનું મોઢું તો જો ! લો ભાઈ, કહો એને, ક્યાં બેસવું !"

ત્યાં તો પાછળથી બે એક બીજા નોકરો આવીને, "શું છે ગિરીશ બાબુ, શું છે ?" કરતા આવ્યા.

"અરે જુઓ ને મેનેજરબાબુ, આ ભાઈસાહેબ મહેમાનોની જગ્યાએ આવીને બેસી ગયા છે ! ચંદનનગરના ગૃહસ્થો આવવાના છે, એમને માટે બેસવાની જગ્યા નથી, આને ઊઠવાનું કહું છું તો સામો વાદ કરે છે."

"લગાવો ને એક થપ્પડ !" મેનેજર બાબુ બોલ્યા.

અપુ એકદમ મંડપની બહાર નીકળી આવ્યો. એકાએક એને થયું, મંડપનાં બધાં બેઠેલાંઓની નજર એની સામે હતી. પ્રથમ એને થયું, એકદમ ભાગીને આ બધાંની નજર બહાર થઈ જાઉં. જઈને એક થાંભલાની પાછળ ઊભો રહી ગયો. એનું શરીર થરથર કંપતું હતું. ભય, અપમાન, લજ્જાએ એના સૂક્ષ્મ લાગણીઓના પડદાઓ ધ્રૂજતા હતા. જરા સ્વસ્થ થઈને થાંભલાની પાછળથી એણે ડોકિયું કર્યું; ચારે બાજુ નોકર-ચાકર; ઉપર વરંડામાં જાળી આડે સ્ત્રીઓ હતી. બધાંએ એની ફજેતી જોઈ ! એમણે એને કેવો ધાર્યો હશે ! અજાણતાં એણે કેવું કામ કર્યું ! એને ક્યાં ખબર હતી કે એ બાબુઓની બેસવાની જગ્યા હશે ? એણે વારે વારે એવું વિચારીને મનને ફોસલાવવા માંડ્યું કે એને ક્યાં

કોઈ ઓળખે છે? કેટલાં ય માણસો છે, બહારનાં ય કેટલાં છે, એમાંથી એને કેવી રીતે પારખી શકે?

નાટક શરૂ થયું. એનું એ તરફ ધ્યાન જ નહોતું. સામે લોકોની આટલી બધી ભીડ, બંધ હવા, દીવાઓનાં ઝુંડ, દરવાન–ચાકરોની ગડબડ–કોઈ તરફ એનું ધ્યાન નહોતું. છોટુ ખાનસામો એક ચાંદીના ખૂમચામાં આમંત્રિતોને પાનબીડાં આપતો હતો. એ તરફ જોઈને અપુને શરીરે ધ્રુજારી પ્રસરી ગઈ. ઉપર નજર કરી. એની મા તો નહોતી? માને આ વાતની ખબર ન પડે તો સારું! અપુનો ભય નિર્મૂલ હતો. એની મા તે વખતે એ બાજુ હતી પણ નહિ એ વાત એના ધ્યાનમાં આવતી જ નહોતી.

## ૨૯

પારકા ઘરમાં પરાધીન અવસ્થામાં ચોરના માથાની પેઠે રહેવાનો પ્રસંગ સર્વજયાની જિંદગીમાં આ પહેલો હતો. સુખી કે દુઃખી, પણ આજ સુધી તે પોતાના સ્વતંત્ર ઘરની એક માલિક હતી. ગરીબ ઘરની પણ રાણી હતી. એના ઘરમાં એનો હુકમ આ આવડા મોટા ઘરની શેઠાણી કરતાં ઓછો નહોતો ચાલતો. અહીં જે હમેશાં "હા જી, હા જી," કરતાં રહેવું, મન સંકોચીને ચાલવું, અને પારકાંને ખુશ રાખવા જીવવું, એ કહે તો જ પાણી પિવાય, નાનાથી નાના અને તેનાથી યે નાના થઈને રહેવું! તે સ્થિતિ એને અસહ્ય થઈ પડવા લાગી. અહીં ચાલતાં ચાલતાં મોંએ લોહી આવી જાય પણ એ ચાલવાની કદર નથી. બસ ચાલો, બીજું કંઈ બોલો નહિ! એ લોકો આપશે તોપણ અભિમાનથી– દયાથી ધા કરીને આપશે, તમારા ચાલવાનું મહેનતાણું આપે છે એવા સમાનભાવે નહિ. ઘૂંટણિયે પડીને તમારે એ આપેલું ઝીલવું પડશે.

આ કેમ સહન થાય? છતાં ઉપાય શું? બહાર નીકળવાનો માર્ગ ક્યાં? કોણ આપશે આશ્રય? ક્યાં જઈને ઊભશે?

ચિર કાલ આમ જ ચાલશે ? જીવશે ત્યાં સુધી ? પેલી બ્રાહ્મણી માસીની પેઠે જ ?

વિવાહની ધમાલની ગરમી હજી ગઈ નથી. આજ સ્ત્રીઓનું પ્રીતિભોજન છે. સાંજથી સ્ત્રીઓની ગાડીઓ પાછલે દરવાજે આવવા લાગી છે. અંદરના મોટા દરવાજામાં થઈને સામેના સ્ત્રીઓ માટેના મકાનના ઉપલા મજલા પર જવાની પહોળી આરસની સીડી વાદળી રંગના બુટ્ટાઓથી ભરેલી જાજમથી બિછાવેલ છે. આખો વરંડો અને સીડી ગેસ – બત્તીઓથી ઝાકઝમાળ છે. બે વહુઓ અને ઘરની દીકરીઓ હસીને બધાંને આવકાર આપી ઉપર મોકલે છે. આમંત્રિત સ્ત્રીઓ કોઈ કટાક્ષમાં હસતી, કોઈ સ્મિત કરતી, કોઈ ધીમે કોઈ ખડખડાટ એમ હસતી, કોઈ સુંદર મનોહર ગતિએ ચાલતી સીડી ચડી રહેલ છે.

અપુ ક્યારનો નીચેની પરસાળમાં એક થાંભલા આગળ ઊભેલો દેખાય છે. આવું દૃશ્ય એણે ક્યાં જોયું હોય ! તે દિવસે રાત્રે ઊંઘ આવી જવાને કારણે એ વિશેષ કાંઈ જોઈ શક્યો નહોતો. બધાં કરતાં એને સારી લાગતી હતી ઘરની મોટી કન્યા સુજાતા. એ જાજમ પાથરેલ સીડીનાં પગથિયાં વારે વારે ઊતરીને નીચે આવે છે, મહેમાનોમાંથી કોઈક તરફ હસીને કહે છે, " ઓહો, મણિદિ ! વાહ, બહુ વહેલાં આવ્યાં ! -- છેક આઠ વાગે ! બહુલબાડીનાં વહુ નથી આવ્યાં ? " મણિદિ બોલી, " ગાડી તો છ વાગ્યામાં તૈયાર રખાવી હતી. પણ એમ ઝટ નીકળાય છે કાંઈ ? બધી રીતે તૈયાર થતાં વાર તો લાગે ને ? તમને ક્યાં અનુભવ નથી ? "

સુજાતા મૂલ્યવાન ચંપાના રંગના ચાયના ક્રેપના હાથે–સીવેલ બ્લાઉઝની અંદરથી ગૌર, સુડોલ અને સુંવાળા હાથ મણિદિની કમ્મરે લપેટી માનથી અને પ્રેમથી એના ખભા પર માથું રાખી

તેની સાથે પગલાં માંડતી સીડી ચડવા લાગી. " મા કહેતાં હતાં, ઓકુલવાડીનાં વહુ આવતે મહિને કલકત્તા જવાનાં છે, બુધવારે મા ગયાં હતાં, કંઈ વધુ નક્કી થયું ? "

સીડીના ઉપલા પગથિયે વચેટ વહુરાણી સામે આવી. ઉમર કંઈક મોટી હશે, ત્રીસ ઉપર હશે, ખૂબ સુંદર હતી. એના પહેરવેશમાં બહુ વિવિધતા નહોતી. ગુલાબી રંગની રેશમી સાડીનો છેડો માથાના વાળ સાથે હીરાની ક્લીપ ભરાવીને રાખ્યો હતો. સીડી ઉપરની મોટી બત્તીના તેજમાં ગળાની સોનાની પાતળી ચેન ચકચક થતી હતી. સુંદર બાંધો હતો, ધીરગંભીર હતી. ગયે જ મહિને ભાઈનું મૃત્યુ થયું હતું એટલે શોક પાળવા વસ્ત્રાભૂષણ અને સિંદૂર – અળતામાં સંયમ બતાવ્યો હતો.

મણિદિ ચડતાં ચડતાં વચેટ વહુને જોઈને જ્યાંની ત્યાં ઊભી રહી ગઈ. વહુમાનું શરીર હમણાં કેવું થઈ ગયું છે ! જુઓ ને, આવું આવું કરૂં પણ...કાલ એટોયાથી એઓ આવ્યા, એટલે મોડી રાત સુધી — "

માણસ આવું રૂપાળું હોય એની અપુને કલ્પના નહોતી. અપુએ એમને આજે જ જોયાં, કારણ કે તે અહીં ન રહેતાં. ભાઈના મૃત્યુ પછી હમણાં જ અહીં આવ્યાં. મુગ્ધ દૃષ્ટિ અનિમેષ નજરે અપુ એમને જોઈ રહ્યો. આ દીવાઓ, સુંદર સ્ત્રીઓનો મેળો, કીમતી ફૂલગજરા અને માળાઓની મૃદુ મનમત્તકારી સૌરભ, વીણાના ઝંકાર જેવા કંઠસ્વર અને હાસ્યના ધ્વનિ – એને ઘેન ચડતું હોય એવું લાગ્યું. બસ, આ જ જો ચાલ્યા કરે — !

વચેટ વહુરાણી ક્યારની જોઈ રહી હતી કે સીડીના એક ખૂણામાં કોઈ અજાણ્યો છોકરો ઊભો છે. બધાંને તે ઓળખતી નહોતી તેના પિતા પણ બહુ મોટા માણસ હતા, મોટે ભાગે એ પિતાને ત્યાં જ રહેતી. એ પગથિયાં ઊતરી આવીને બોલી,

"છોકરા, આવ, ઉપર આવ, ત્યાં કેમ ઊભો છે? ક્યાંથી આવે છે?"

અપુનું ધ્યાન બીજી તરફ બીજાં આવનારાં તરફ હતું. અચાનક ફરીને જોતાં લાગ્યું કે વહુરાણી એને જ બોલાવે છે તેથી તે પ્રથમ વિસ્મિત થયો, જાણે માન્યતામાં જ નહોતું આવતું. પછી સંકોચ થતાં ઉપર જવું કે અહીંથી નાસી જવું એનો વિચાર કરતો હતો ત્યાં તો વહુરાણી જ નીચે આવ્યાં. પાસે આવીને બોલ્યાં, "ક્યાંથી આવે છે?"

અપુ થોથવાતાં થોથવાતાં માંડ માંડ બોલી શકયો, "હું – હું મારી બા – અહીં જ – આ ઘરમાં જ રહે છે." એને બીક પણ લાગી – પોતે અહીં ઊભો છે, એક રસોયણનો છોકરો – એટલે કોઈકને બોલાવીને કહેશે, "કાઢો આને અહીંથી ધક્કો મારીને."

પણ વહુરાણીએ એવું કાંઈ જ ન કર્યું. એ આશ્ચર્ય પામીને બોલ્યાં, "અહીં રહે છે તારી બા? કોણ એ? શું કરે છે? ક્યારે આવ્યાં છો તમે?"

અપુએ કટકે કટકે કહીને પરિચય આપ્યો. વહુરાણીએ એમની વાત જાણી હોય એવું લાગ્યું. કહ્યું, "ઓહો, તમે કાશીથી આવ્યાં છો? શું નામ તારું?" અપુની સુંદર નિર્મળ આંખો જોઈને એને ખૂબ ભાવ થયો, "ઉપર આવ, અહીં કેમ ઊભો છે? આવ!"

અપુ ચોરની પેઠે વહુરાણીની પાછળ ઉપર જઈ એક ખૂણામાં ભરાઈ ગયો.

ઉપર સ્ત્રીઓની મોટી મિજલસ જામી હતી. આખી પરસાળ જાજમથી બિછાવેલ હતી. કિનારીએ કિનારીએ ગુલાબનાં અને ફૂલના જાત જાતના છોડનાં કૂંડાં. ખૂણામાં એકકબાનાનું મોટું ઑર્ગન. એક સ્ત્રી થોડી વારની ખેંચતાણ પછી એક ગાદીવાળું સ્ટૂલ હતું તે

ઉપર બેઠી અને એક બે વાર હળવે હાથે સૂર દબાવી થોડી વાર શાંત રહી, પછી તેણે ગાવા માંડ્યું. એ સ્ત્રી દેખાવે સુંદર નહોતી, રંગ સાધારણ, પણ ગળું બહુ મીઠું હતું. તેના પછી એક બીજી સ્ત્રીએ ગાયું. એ પણ દેખાવે સુંદર નહોતી. વચેટ વહુરાણીની દીકરી લીલાએ એક રમૂજી કવિતા માથું હલાવી હલાવીને ગાઈ સૌને ખૂશ કર્યાં. ખૂબ સુંદર, માના જેવી જ ગૌર હતી. અને કેવું મીઠું હસતી હતી !

અપુને થયું, પોતાની મા એક વાર ઉપર આવીને આ જોતી નથી ? ક્યાં ય રસોડામાં પડી હશે, કદાચ કામમાં હશે, એ અહીં આવીને કેવી રીતે જુએ ?

સ્ત્રીઓની મિજલસ ચાલતી હતી એ વખતે નીચે એકાએક શોર થયો. ગિરીશ સરકારનો અવાજ આવતો હતો.

સદુદાસી હસતી હસતી ઉપર આવીને બોલી, " બળ્યું, જુઓ તો ખરાં જમાનો, હેં હેં, શું બોલે છે. હેં હેં " બે ત્રણ આમંત્રિત સ્ત્રીઓએ પૂછ્યું, " શું થયું ? "

" બળ્યું, બીજું શું ? ક્યાંયથી આવ્યો હતો એક ઠાકુર, પૂરી તળવા બેઠો'તો, સરકાર સાહેબના ઓરડાની પરસાળમાં બેઠો બનાવતો'તો. કહે, "હું જરા બહારથી હુક્કામાં–હેં હેં હેં...કરતો પૂરીઓ બગલમાં દબાવીને જતો'તો, હુક્કામાં ઘી, અચ્છેરથી ઝાઝેરું, ગુમાસ્તા મંશાયે પકડ્યો; રામનિહોરસિંહે શું મેથીપાક આપ્યો–! હેં હેં, ચોટલી પકડીને—"

સર્વજયાને સવારથી શ્વાસ નીચે મૂકવા જેટલો વખત નહોતો. લગભગ બે ત્રણ માછલી એણે એકલીએ તળવાની હતી. એ જ કારણે સવારના આઠ વાગ્યાથી એ રસોડામાં પેઠી છે, ગડબડ સાંભળીને એ બહાર આવી. એક પચીસ ત્રીસ વર્ષની વયના પાતળા સરખા, મેલાં કપડાં પહેરેલ કોઈક બ્રાહ્મણ છોકરાને બેત્રણ જણ મળીને કોઈ થપ્પડ, તો કોઈ લાત એમ માર મારતા હતા.

એ રસોઈયા જેવો લાગતો હતો, હમણાં કામ બહુ જ વધી જવાથી એને બહારથી લાવવામાં આવ્યો હતો. હુક્કામાં કંઈક છાનુંમાનું નાખીને જતો હતો ત્યાં માર્ગમાં હુક્કો હાથમાંથી સરી ગયો, અંદરનું ઘી ઢોળાઈ ગયું અને નીચો નમતાં કછોટાનો છેડો નીકળી જતાં એની અંદરથી નીચે પૂરીઓનો ઢગલો થયો. ચાલાકી કરવા ગયો. હુક્કામાં ઘી સહેલાઈથી લઈ જઈ શકાય અને છતાં ય શંકા આવે નહિ. તે આ વાત કરતો હતો તે પૂરી થયા પહેલાં તો શંભુનાથસિંહ દરવાને એને એક એવી લાત લગાવી કે 'બાપ રે' કરતો એ ઊછળીને દૂર પડ્યો અને સામેના થાંભલા સાથે માથું અથડાતાં લોહી નીકળ્યા જેવું પણ થયું.

સર્વજયાએ ક્ષેમી દાસીને પૂછ્યું, " શું થયું ક્ષેમીમાસી? અરેરે, કેવું મારે છે! બ્રાહ્મણનો દીકરો—"

" ન મારે? હાડકાં ભાંગી નાખીને છોડશે. હજી તો ક્યાં કંઈ માર્યું છે! પોલીસમાં દેશે–"

ક્ષેમીની વાત મોંમાં જ રહી ગઈ.

ઉપર જવાની સીડી તરફ જોઈ સડક બનીને એ ઊભી રહી. સર્વજયાએ જોયું તો પાંસઠ સિત્તેર વર્ષની એક વૃદ્ધા સીડીએથી નીચે ઊતરતી હતી. એને પડખે ઘરની શેઠાણી, પાછળ બે વહુઓ અને આ ઘરની દીકરીઓ અરુણા અને સુજાતા હતી. બધી દાસીઓ ચૂપ થઈ જઈ નીચેના વરંડામાં એક હારમાં ઊભી રહી અને એકમેકની પાછળ ઊંચી થઈને જોવા લાગી. સર્વજયાએ ધીમે સૂરે ક્ષેમીને પૂછ્યું, "કોણ છે ક્ષેમી માસી?" ક્ષેમીએ દબાયલા સૂરે કહ્યું, "ક્યાંકની રાણી છે." સર્વજયાએ બરાબર સાંભળ્યું નહિ, પણ એણે કલ્પી લીધું કે એવા જ ચહેરાની સ્ત્રીને એણે આ પહેલાં જોઈ છે. શેઠાણીએ કોઈકને કહ્યું, " બહાર જુઓ, આમની પાલખી આવી છે કે નહિ?" વૃદ્ધાની સાથે એની પોતાની

પણ દાસીઓ હતી. તેઓ પાછળ પાછળ આવતી હતી. બહુ વિવેક–વિનયના વિદાયશબ્દોની આપ–લે થઈ. ખૂબ મૃદુ હાસ્ય પણ કર્યું. એકાએક આ ઘરની દાસીઓએ જમીન પર સૂઈ જઈને પ્રણામ કર્યાં અને થોડી વાર જમીન પર જ સૂઈ રહી. સર્વજયાને થયું, આ લોકો આવડાં મોટાં છે છતાં એની કેટલી ખાતરબરદાસ થાય છે! એટલે એ કોઈ ગમે તે તો નહિ હોય. સોળ જણ ઉપાડે તેવી પાલખી વૃદ્ધાને માટે આવીને બહાર ઊભી હતી. એના ચોપદારો આગળ પાછળ ઊભા રહ્યા. એને વિદાય કરીને શેઠાણી અને બીજી સ્ત્રીઓ પાછી આવી.

માસીમા રોટલીના રસોડામાં આવીને ધીમે સાદે બોલ્યાં, "પૈસા પૈસા! પૈસાને જ માન છે. નહિ તો આપણે પણ ક્યાં નથી? આપણે તો ઘરનાં જ માણસ, છતાં છે દરકાર?"

પણ સર્વજયાનું એ તરફ લક્ષ નહોતું. એને યાદ અત્યારે જ આવે છે, 'આવો ચહેરો જોયો છે, બહુ વાર જોયો છે. અવસ્થા પણ આ જ—હા, એની વૃદ્ધ ઠાકુરમા ઇન્દિર ઠાકુરણ! ફાટેલ લાલ રંગનું કપડું પહેરેલ ભાંગેલ ઠીબડામાં ભાત ખાતી—એક સફરજન માટે કેટલું અપમાન!–એ ઇન્દિર ઠાકુરણ. કોઈનો આશરો નહિ, કોઈનો પ્રેમ નહિ, બળતા બપોરે ઘરમાંથી કાઢી મૂકી! પછી એ જ દિવસે મૃત્યુ—

સર્વજયાની આંખમાં આંસુ રોકાતાં નથી.

માનવીની અંતરવેદના મૃત્યુને પેલે પાર પહોંચે છે કે નહિ તે સર્વજયા જાણતી નહોતી, છતાં આજે વારંવાર મનમાં મનમાં ક્ષમા માગીને એ અણસમજુ વયના અપરાધની ક્ષમા એણે માગી.

❦

## ૨૯

કેટલાક દિવસ પછી અપુ નીચેની પરસાળમાંથી જતો હતો, ઉપરથી વચેટ વહુરાણીની દીકરી લીલા ઊતરતી હતી. એને જોઈને બોલી, "ઊભો રહે ને, તારું નામ શું? ત્રિપુ કે?"

અપુએ કહ્યું, "મા અપુ કહીને બોલાવે છે. આખું નામ શ્રી. અપૂર્વકુમાર રાય."

એને આશ્ચર્ય થયું. આ ઘરનાં બાળકો એને કદી યે બોલાવીને એની સાથે વાત કરતાં નહિ. લીલા પાસે આવીને ઊભી. કેવું સુંદર મોં હતું! રાણુ, ઓતસી, ઓમલા બધી દેખાવે સુંદર હતી પણ ત્યારે એમના કરતાં વધુ સુંદર કોઈને જોયેલ નહિ. આ ઘેર આવતાં એની આગલી કલ્પના બધી બદલાઈ ગઈ. ખાસ તો વચેટ વહુરાણી જેવી સુંદર સ્ત્રીની કલ્પના એને હતી જ નહિ. લીલા પણ મા જેવી જ સુંદર હતી. તે દિવસે મિજલસમાં એ પેલી રમૂજભરી કવિતા ગાતી હતી ત્યારે અપુ એની સામે ને સામે જોઈ રહ્યો હતો, કવિતા તો એણે બરાબર સાંભળી યે નહોતી.

લીલાએ કહ્યું, "તમે કેટલા દિવસથી અહીં આવ્યાં છો? પેલે વખતે તો મેં જોયેલ નહિ."

"અમે ફાગણ મહિનામાં આવ્યાં, આ ફાગણ મહિનો."

"ક્યાંથી આવ્યાં?"

"કાશીથી. મારા બાપુ ત્યાં જ ગુજરી ગયા ને! પછી."

અપુ જાણે હજી માની શકતો નહોતો. આખી ઘટના જાણે અવાસ્તવિક–અસંભવિત લાગતી હતી, લીલા, વહુરાણીની લીલા, એને બોલાવીને એની સાથે વાતો કરે છે! એનું શરીર પુલકથી ઝણઝણતું હતું.

લીલાએ કહ્યું, "ચાલ, મારા ભણવાના ઓરડામાં બેસીએ, માસ્તર મ'શાયનો આવવાનો વખત થયો છે. આવ!"

"હું આવું?" અપુએ પૂછ્યું.

"હા હા, કહું છું તો ખરી કે ચાલ. તું તો ભારે શરમાળ. મારો ભણવાનો ઓરડો જો તો ખરો! પશ્ચિમ તરફના વરંડા આગળ."

ઓરડો બહુ મોટો નહોતો પણ શણગારેલ હતો સરસ રીતે. પથ્થરના એક નાના ટેબલની બે બાજુએ ચામડાની ગાદીવાળી બે ખુરસીઓ, એક છબીવાળું નારીખિયું, નાના ખાનામાં ટાઇમ-પિસ ઘડિયાળ, ચોપડીઓ રાખવાનું એક કબાટ, આ દીવાલે ચાર પાંચ મઢાવેલા ફોટોગ્રાફ. લીલાએ ચામડાની એક એટેચીકેસ (સાથે ફેરવી શકાય તેવી પેટી) ખોલીને કહ્યું, "જો, આ મારાં ચિત્રો, માસ્તર મ'શાય ખરીદી લાવ્યા. ભાગાકાર આવડી જશે એટલે બીજાં લાવી દેશે. તને ચીતરતાં આવડે છે?"

અપુએ કહ્યું, "તને ભાગાકાર નથી આવડતા?"

"તને આવડે છે? તું કરે છે?"

અપુ સહેજ ગર્વ અનુભવતો બોલ્યો, "કરું છું." એ વખતે એના મોંનો જે ભાવ થયો તે ભાવમાં એ વધુ સુંદર દેખાયો.

લીલા હસીને બોલી, "તને ગમ્મતની સારી સારી વાર્તા આવડે છે?" પછી એના હોઠ નીચે આંગળી મૂકીને કહ્યું, "આ શું છે તને? તલ? તારા મોઢા ઉપર બહુ સરસ લાગે છે. તને કેટલાં વરસ થયાં? તેર? મને અગિયાર. તારા કરતાં બે વરસ ઓછાં."

અપુ બોલ્યો, "તે દિવસે તેં પેલી કવિતા મોઢે ગાઈ હતી, મને એ બહુ ગમી હતી."

"તને કવિતા આવડે છે?"

"આવડે છે. બાબાની એક ચોપડી છે. તેમાંથી શીખું છું."

"ગા જોઉં!"

લીલાનો કંઠ કેવો મીઠો હતો! એણે એવો સૂર ક્યાંક સાંભળ્યો હતો. અપુ માથું ડોલાવીને બોલ્યો—

"જે જનેર ખડ પેতে খেজুর চেটায় ঘুমিয়ে কাল কাটে
তাকে খাটপালঙ্ক খাসা মশারি খাটিয়ে দিলে কি খাটে?" *

પૂરું થતાં જિજ્ઞાસાભાવે એણે માથું હલાવ્યું, કહ્યું, "દાશુરાયના પાંચાલીગીતની કડી છે, મારી પાસે ચોપડી છે."

લીલા હસી હસીને ઊંધી જ પડે, કહે, "બહુ સરસ જાણે છે તું, બહુ હસાવે એવું."

લીલાને મોંએથી પ્રશંસા સાંભળીને અપુના આનંદની સીમા ન રહી. એ ઉત્સાહથી બોલ્યો, "બીજું ગાઉં? બીજાં ય

---

* જે ખડ પાથરીને ખજૂરની ચટાઈ ઉપર સૂઇ કાળ વિતાવે છે તેને સારાં ખાટપલંગ કે મચ્છરદાની આપ્યે શું વળે?"

આવડે છે." પછી છત તરફ જોઈ થોડોક વિચાર કરીને પછી ગાવા લાગ્યો.

મુનિર ચિંતા ચિંતામણિ નાઇ અન્ય આશા
નિષ્કર્મ--લોકેર ચિંતા તાસ આર પાશા
ધનીર ચિંતા ધન આર નિર્ધનબ્બએર ધાક્કા
જોગીર ચિંતા જગન્નાથ; ફકિરેર ચિંતા મક્કા
ગૃહસ્થેર ચિંતા બન્તય રાખતે ચારિ ચાલેર ઠાટ્ટા
શિશુર ચિંતા સદાય માકે પશુર ચિંતા પેટ્ટા *

આ બધી કડીનો અર્થ લીલા સમજી શકી નહિ. પણ ફરી વાર હસી હસીને બેવડ થઈ ગઈ. એ બોલી, "થોભ, લખી લઉં."

લીલાએ એટેચીકેસમાંથી કલમ કાઢી કહ્યું, "અપુ! બોલ તો!"

અપુ ફરીને બોલવા લાગ્યો, થોડી વાર પછી આશ્ચર્ય પામીને બોલ્યો, "શાહી લીધા વિના કેવી રીતે લખે છે?"

લીલા બોલી, "આ ફાઉન્ટન પેન છે. શાહી વારે વારે લેવી ન પડે, આની અંદર શાહી ભરી હોય–ખબર નથી?"

લીલાએ અપુના હાથમાં કલમ આપી. અપુ ફેરવી ફેરવીને જોઈને બોલ્યો, "વાહ, શાહીમાં બોળવી જ ન પડે!"

"એમ નહિ, શાહી ભરી લીધો હોય છે. જો, દેખાય છે?"

"સરસ, જોઉં!"

"તને આપી, સાવ આપી." હસીને લીલા બોલી.

---

* મુનિને ચિંતા હોય છે. ચિંતામણિ (ભગવાન)ની, બીજી આશા નહિ. નિષ્કર્મીને ચિંતા પત્તાં અને પાસાની; ધનવાનને ચિંતા ધનની અને નવ્વાણુના ધક્કાની; યોગીને ચિંતા જગન્નાથની, ફકીરને ચિંતા મક્કાની; ગૃહસ્થને ચિંતા ચારે ખૂણાના ઠાઠને જાળવવાની, માને ચિંતા બાળકની; અને પશુને ચિંતા પેટની.

અપુ આશ્ચર્ય પામીને લીલા તરફ જોઈ રહ્યો. પછી સંકોચથી બોલ્યો, "ના, હું ન લઉં."

"કેમ?" લીલાએ પૂછ્યું.

"ઊંહું."

"પણ કેમ?

"ના."

લીલાને થોડું દુ:ખ થયું. "લે ને! હું બાપુજી પાસે બીજી માગી લઈશ. લેને તું આ. જોઉં તારો હાથ, બસ! હવે પાછી ન લેવાય."

અપુને આ સાચું જ નહોતું લાગતું એણે કહ્યું, "તને કોઈ વઢશે તો?"

લીલા બોલી, "ફાઉન્ટન પેન આપી દેવા સારુ? કોઈ ન વઢે. માને કહીશ, અપૂર્વને આપી. બાપુજીની પાસેથી બીજી લઈ લઈશ. બાપુજીનો ફોટો જોવો છે? જો પેલા તારીખિયા પાસે ટિંગાય છે, થોભ, ઉતારું!"

તે પછી બીજા પણ બે ત્રણ ફોટા લીલાએ બતાવ્યા. કબાટમાંથી કેટલીક ચોપડીઓ કાઢીને બતાવી. "માસ્તર મ'શાયે લઈ આપી. તું કઈ નિશાળે જાય છે?"

અપુ તો કાશીમાં થોડા દિવસ નિશાળે જઈ શક્યો હતો એ જ. પછી નહોતું જવાયું. બોલ્યો, "કાશીમાં તો જતો, અહીં હવે નથી જતો." વાત કહેતાં એને સંકોચ થતો હતો એટલે છેલ્લું વાક્ય એ એવા સૂરે બોલ્યો કે જાણે નિશાળે ન જવામાં બહાદુરી હોય.

એક ચોપડીમાં ખૂબ ચિત્રો હતાં. અપુએ કહ્યું, "ચોપડી વાંચવા દઈશ?" લીલા બોલી, "લે ને! મારી પાસે તો બીજી કેટલી યે છે. 'મુકુલ'ની ત્રણ વરસની ફાઈલ છે, માના ઓરડાના કબાટમાં, લાવી દઈશ, વાંચજે."

અપુએ કહ્યું, "મારી પાસે ચોપડી છે, લઈ આવીશ."

લીલા બોલી, "ચાલ તારા ઓરડામાં જઈએ."

લીલાને પોતાની ઓરડીમાં લઈ જવામાં અપુને શરમ લાગવા માંડી. ત્યાં સામાન પણ કંઈ નહોતો. ફાટેલ ઓશીકાની ગાદી અને વળગણી ઉપર શરીર લપેટવાની શણની શાલ. છતાં લીલા ત્યાં ગઈ. અપુએ પોતાની ટીનની પેટી ખોલીને એક ચોપડી હસતાં હસતાં બતાવીને ગર્વથી કહ્યું, "મેં લખ્યું છે. જો આ મારું છાપેલું નામ છે."

લીલા એકદમ ઝડપીને બોલી, "જોઉં જોઉં."

એ હતું કાશીની નિશાળનું સામયિક પત્ર. હરિહર છોકરાનું છાપેલું લખાણ જોઈ શક્યો નહિ. તેના મૃત્યુ પછી ત્રીજે દિવસે એ પ્રગટ થયું હતું. લીલા વાંચવા લાગી. અપુ પાસે બેસી ઊંચું જોઈ લીલાની પાછળ પોતાની આંખ ફેરવતો વાંચેલું લખાણ ફરીને પોતે મનમાં મનમાં વાંચતો હતો. પૂરું કરીને પ્રશંસાત્મક દૃષ્ટિએ લીલાએ અપુની સામે થોડી વાર જોઈ રહીને કહ્યું, "સરસ છે, હું આ લઈ જાઉં છું, માને દેખાડીશ."

અપુને સંકોચ થયો. એણે કહ્યું, "ના —"

પણ લીલાએ સાંભળ્યું નહિ. પત્ર હાથમાં જ રાખ્યું. પૂછ્યું, "નિશ્ચિંદપુર લખ્યું છે, એ નિશ્ચિંદપુર ક્યાં?"

"નિશ્ચિંદપુર અમારું ગામ – પહેલાં અમારું ત્યાં ઘર હતું. કાશીમાં તો અમને વરસ જ થયું."

એ વખતે નાની મોક્ષદા આવીને ઓરડીમાં ડોકું કરીને બોલી, "ઓ મા! બેનબા અહીં બેઠાં છો? અરે હું અભાગણી, પણે માસ્તર બાબુ બેઠા બેઠા થાક્યા, હું ઉપર નીચે બધા

ઓરડાઓમાં શોધી શોધીને – શું ખબર પડે તમે આ ગંધારા તબેલામાં આવી આવીને —"

લીલા બોલી, " તું જા, હું આવું છું. જા --"

મોક્ષદા બોલી, " આ કંઈ બેસવાની જગ્યા છે? અમારું પણ અહીં માથું દુઃખી આવે. આ તો ઘોડાર – ઘોડાને રહેવાની જગ્યા. એને ન કદી વાળે-ઝૂડે કે ન ધુએ. ઊંહુંહું, ગંધ મારે છે કંઈ! આવો જલદી બહાર આવો."

લીલા બોલી, " નથી આવતી જા. આજે હું ભણવાની નથી, જા કહે. કોણે તને અહીં બકબક કરવાનું કહ્યું? જા કહે માને!"

મોક્ષદા ગણગણતી ચાલી ગઈ. અપુએ કહ્યું, " તમારાં બા કંઈ કહેશે નહિ? એને એમ કેમ કહ્યું?"

બીજે દિવસે બપોરે એ ઊંઘતો હતો. કોઈકના હલબલાવવાથી જાગી ગયો, જુએ તો લીલા એની પથારી પાસે બેઠી બેઠી હસે છે. એ જમીન ઉપર ચટાઈ પાથરીને સૂઈ ગયો હતો. લીલાએ ઊંધાં ઘૂંટણિયે બેસીને એને હલબલાવીને જગાડ્યો હતો. હજી યે એ જ ભાવથી એની સામે જોતી હતી. હસીને બોલી, "વાહ! આમ બપોરે સૂએ છે? મેં બહારથી બૂમ મારી, અંદર આવીને જોઉં તો ઊંઘે —"

અપુ આંખ ચોળતો ચોળતો એકદમ બેઠો થયો. બોલ્યો, " સવારે વાંચવા ન આવી? હું તો બધું ફરી વળ્યો, તું ક્યાં ય નહિ."

લીલાએ અપુના હાથમાં એની નિશાળનું પત્ર આપીને કહ્યું, " કાલે રાત્રે માને વાંચી બતાવ્યું બધું. માએ જાતે પણ વાંચ્યું." આનંદથી અપુને બધે અંગે પુલક આવી. એને બહુ જ શરમ અને સંકોચ થયાં. વચેટ વહુરાણીએ એનો લેખ વાંચ્યો!

લીલા બોલી, "ચાલ મારા ભણવાના ઓરડામાં. તારે માટે 'સખા – સાથી' બંધાવીને રાખેલ છે."

અપુએ વળગણી તરફ જોયું. એનાં સારાં લૂગડાં હજી યે સુકાયાં નથી. જે પહેર્યાં હતાં તે પહેરીને બહાર જઈ શકાય નહિ. કહ્યું, "અત્યારે નહિ આવું."

વિસ્મયથી લીલાએ પૂછયું, "કેમ?"

અપુએ હોઠ દબાવીને હસતાં હસતાં માથું હલાવ્યું, એને ખબર નહોતી કે એમ કરતાં એનું મોં વધુ સુંદર લાગતું હતું.

લીલા વિનતિભાવે બોલી, "આવ ને!"

ફરી અપુ મોં મચકાવીને હસ્યો.

"ઓહો ભાઈ, તું તો બહુ! એક વાર ના થઈ પછી હા કહેવાનો નહિ, એમ ને? ઠીક ઊભો રહે, ચોપડી હમણાં—"

અપુ હસવું દબાવી ન રાખી શકતાં ખડખડ હસી પડયો.

લીલાએ પૂછયું, "આટલું બધું કેમ હસે છે? શું થયું છે, બોલ ને! કાંઈ નહિ ન બોલ તો; સાચું કહે—"

અપુએ હસતે ચહેરે વળગણીને આંખના ઇશારાથી બતાવી જ, બોલ્યો નહિ કાંઈ.

હવે લીલા સમજી. વળગણી પાસે જઈ કપડાંને અડીને એ બોલી, "થોડાં તો સુકાયાં છે. તું બેસ, હું ચોપડી લાવું. ફાઉન્ટન પેને લખે છે? કેમ, સારું લખાય છે ને?"

પછી કેટલી યે વાર બંને લીલાએ લાવેલી ચોપડી જોતાં બેઠાં. ચટાઈ ઉપર ચોપડી ખુલ્લી રાખી બંને એકમેકને અડીને ઘૂંટણિયાં પર ચોપડી ઉપર ઊંધાં પડી ઝૂકીને જોતાં હતાં. લીલાના રેશમ જેવા મુલાયમ વાળ અપુના ખુલ્લા શરીરને અડીને શરીરમાં ઝણઝણાટી ફેલાવતા હતા. એકાએક મોં ઊંચું કરીને લીલાએ પૂછયું, "તને ગીત આવડે છે?"

અપુએ માથું હલાવ્યું.

"તો ગા જોઉં !"

"તને આવડે છે ?"

"થોડું થોડું, કેમ વિવાહને દિવસે નહોતું સાંભળ્યું ?"

નાની મોક્ષદા ઓરડીમાં ડોકિયું કરીને બોલી, "અરે ! અહીં છે બેનબા ! મને ય લાગ્યું હતું. ઉપર નથી, ભણવાની ઓરડીમાં નથી. હવે ઠીક, આવો જોઉં, આ દૂધ પી જાઓ ! પછી બસ; હાથમાં લઈને શોધતાં હેરાન થઈ ગઈ."

મોક્ષદાના હાથમાં રૂપાના નાના પ્યાલામાં એક પ્યાલો દૂધ હતું. લીલા બોલી, "અહીં મૂકી જા. આવીને પછી પ્યાલો લઈ જજે."

મોક્ષદા ચાલી ગઈ. ફરી ચોપડી જોવાનું ચાલ્યું. વચ્ચે લીલાએ હાથમાં દૂધનો પ્યાલો લઈને અપુને કહ્યું. "અધું તું પી."

અપુ શરમાઈને બોલ્યો, "ના–"

"તારી તો બધી વાતમાં ખુશામત કરવી. આમ કેમ કરે છે? અમારી મુલતાની ગાયનું દૂધ પી જો, ખીર જેવું દૂધ છે. ડાહ્યો છોકરો !

અપુ આંખ મટમટાવીને બોલ્યો, "ઊંહ, ડાહ્યો છોકરો ! તું બહુ મોટી ખરી ને !"

લીલા દૂધનો પ્યાલો અપુના મોં આગળ લઈને માથું હલાવીને બોલી, "હવે શરમ કામ નહિ આવે. લે હું આંખ મીચી જાઉં."

અપુએ એક ઘૂંટડો ભરીને મોં લઈ લીધું અને હોઠે લાગેલ દૂધ લૂછી નાખતાં નાખતાં તે હસી પડ્યો.

લીલા બાકીનું દૂધ પોતે પી ગઈ અને પછી હસી પડી.

"બહુ મીઠું દૂધ છે, નહિ ?"

"મારું એઠું કેમ પીધું ? બીજાનું એઠું પિવાય ?"

"મારી મરજી." થોડી વાર પછી કહ્યું. "તું કહેતો'તો, તને ચીતરતાં આવડે છે; ધૂળ આવડે છે. બતાવ જોઉં મને, કેટલી છબી ચીતરી છે ?"

## ૩૦

જેઠ મહિનાની અધવચમાં સર્વજયાએ મહેનત કરીને અપુને જનોઈ અપાવવાની વ્યવસ્થા કરી. પારકું ઘર, પરસાળના એક ખૂણામાં ગુપચુપ વિધિ પતાવવાની. બ્રાહ્મણી માસીએ લાડુ ભાંગવામાં મદદ કરી. એ એક બ્રાહ્મણ રસોયણ બાઈને નોતરું આપ્યું. બહારનાઓમાં વીરુ ગુમાસ્તો અને દીનુ ખજાનચી હતા. જનોઈનું પતી ગયા પછી કેટલેક દિવસે અપુ પોતાની ઓરડીમાં બેઠો બેઠો લીલાએ આપેલ "મુકુલ" ની ફાઈલ વાંચતો હતો. તે વખતે ઉઘાડા બારણામાંથી કોઈ અંદર આવ્યું. અપુ પોતાની આંખોને માની ન શક્યો. "આ શું, વાહ, ક્યારે?—"

લીલા કૌતુક અને સ્મિતભરી આંખે ઊભી રહી. અપુ બોલ્યો, "વાહ, તું યે ઠીક છે! કહી ગઈ'તી કે કલકત્તાથી સોમવારે આવીશ! કેટલા સોમવાર ગયા? પાછા આવવાનું નામ જ નહિ."

લીલા હસીને જમીન પર બેસી ગઈ. બોલી, "કેવી રીતે આવું? નિશાળમાં દાખલ થઈ'તી. બાપુજીએ દાખલ કરાવી દીધી. પિતાજીને શરીરે ઠીક નથી. હવે અમે કલકત્તા જ રહેવાનાં ને! હમણાં થોડા દિવસની રજા છે એટલે માની સાથે આવી. ફરી બુધવારે જવાનું છે."

અપુના મોં પરથી હાસ્ય ઊડી ગયું, "તમે હવે અહીં નહિ રહો ?" એણે પૂછ્યું.

"બાપુજીનું શરીર સારું થયે પાછાં આવશું." લીલા બોલી. પછી હસીને બોલી, "આંખ જરા બંધ કર તો ?"

અપુ બોલ્યો, "કેમ ?"

"તું બંધ કર ને !"

અપુએ આંખ બંધ કરી કે એના હાથમાં કંઈક વજનદાર ચીજ આવી પડી. આંખ ઉઘાડતાં જ લીલા ખડખડ હસી પડી. "કેવી મજા !" એક પૂડાની મોટી પેટી અપુના ખોળામાં આવી પડી હતી. પેટી ઉઘાડીને લીલાએ બતાવ્યું : અંદર સુંદર ધોતિયું, ચાદર, અને રંગીન રેશમી ઝભ્ભો હતાં. લીલા હસતાં હસતાં બોલી, "માએ આપેલ છે. કેવાં છે ! તારી જનોઈ માટે."

ધોતિયું, ચાદર અને ખાસ કરીને તો ઝભ્ભો, કીમતી હતાં. પહેરવાનું તો એક બાજુ રહ્યું, અહીં આવ્યા પહેલાં અપુએ આવાં કપડાં જોયાં પણ નહોતાં.

લીલા અપુના મોં સામે જોઈને બોલી, "એક મહિનામાં તારું મોં બદલાઈ ગયું છે, વધુ મોટું દેખાય છે. જોઉં, નવા બ્રાહ્મણની જનોઈ ? પછી કાન વીંધ્યા કે નહિ ? મારા નાના મામાના દીકરાને જનોઈ દેતા'તા ત્યારે એ તો રડતો હતો."

વચ્ચે વાત અટકાવી અપુ 'મુકુલ'ને આગળ કરીને બોલ્યો, "આ વાત વાંચ તો !"

લીલા બોલી, "શું છે, જોઉં ?"

અપુએ વાંચી સંભળાવ્યું, 'દરિયાને તળિયે સ્પેન દેશનું એક ધનરત્નથી ભરેલું વહાણ બે ત્રણ વર્ષ પહેલાં ડૂબી ગયું હતું. હજી સુધી એની શોધ ચાલે છે. કોઈ નક્કી સ્થળ બતાવી શકતું નથી.' આટલી વાત વાંચતાં એને બહુ રસ પડ્યો.

એ બોલ્યો, "કોઈ એને કાઢી શકતું નથી. એમાં કેટલા રૂપિયા છે, ખબર છે? એકમ, દશક, શતક, સહસ્ર, દશ સહસ્ર, લાખ – પચાસ લાખ પૌંડનું સોનું રૂપું...એક પૌંડ એટલે તેર રૂપિયા. ગુણાકાર કર જોઉં." પછી એકદમ એક કાગળ લઈ ગુણાકાર કરવા લાગ્યો, "જો, કેટલા રૂપિયા?" પહેલાં પણ એણે આ હિસાબ કાઢ્યો હતો. સંતોષભાવે બોલ્યો, "મોટો થઈને હું ત્યાં જઈશ, જઈને જોઈશ, બરાબર બહાર કાઢી દેખાડીશ. હજી કોઈને પત્તો મળ્યો નથી."

લીલા સમજી ન શકી. બોલી, "તું જઈશ? કયે ઠેકાણે જઈને શોધીશ, કહે જોઉં?"

"આ જો લખ્યું છે, 'પોર્તોપ્લાતાની બાજુના સમુદ્રમાં,' ત્યાં જઈને કાઢીશ."

વાત વાંચીને એને થયું હતું, સારું છે કે હજી કોઈ શોધી શક્યું નથી. બધા બધું બહાર કાઢી લેશે તો એને માટે શું રહે? મોટો થશે ત્યારે એ શું બહાર કાઢશે? એ જાય ત્યાં સુધી એ રહે!

લીલા નાની હતી પણ બુદ્ધિશાળી હતી. વિચાર કરીને બોલી, "પણ તું એમના જેવું વહાણ ક્યાંથી મેળવશે? તારે તારું પોતાનું જુદું વહાણ જોઈએ. એ લોકોના જેવું—"

"એ તો થઈ રહેશે, વેચાતું લઈશ. ત્યારે મારી પાસે રૂપિયા નહિ થાય, શું?" અપુના આ જવાબથી લીલાને સંતોષ થયો. પછી એણે દલીલ ન કરી.

થોડી વાર રહીને બોલી, "તું કલકત્તા ગયો છે?"

માથું ધુણાવીને અપુ બોલ્યો, "ક્યારે ય નથી જોયું. બહુ મોટું શહેર છે? આના કરતાં ય મોટું?"

લીલા હસીને બોલી, "આના કરતાં ક્યાં ય મોટું!"

"કાશી કરતાં ય મોટું?"

"કાશી મેં જોયું નથી."

પછી તે અપુને લઈને પોતાની ભણવાની ઓરડીમાં આવી. એક ચોપડી બતાવીને બોલી, "જો કેવાં ફૂલઝાડ ચીતર્યાં છે! કેવું છે ડ્રાઈંગ!"

થોડી વારે અપુ બોલ્યો, "મારે સૂઈ જવું છે, માથું દુઃખે છે."

લીલા બોલી, "ઊભો રહે, હું એક મંતર જાણું છું, માથું મટાડવાનો, જોવો છે?" પછી બે હાથની આંગળીઓથી એણે કપાળ એવી રીતે દબાવવા માંડ્યું કે અપુ હસી પડ્યો. "ઓહ! ગલગલિયાં થાય છે." લીલા બોલી, "મારા મોટા મામાના દીકરાને કુસ્તી શિખાડવા એક પહેલવાન આવે છે તેણે શીખવ્યું. સારું નથી લાગતું? મટી જાય છે ને?"

કેટલાક દિવસ પછી લીલા ફરીથી કલકત્તા ચાલી ગઈ.

*

અપુ માને ખૂબ કહીને એક નાની નિશાળમાં દાખલ થયો. જે મોટા રસ્તા ઉપર એમનું મકાન હતું ત્યાંથી થોડે દૂર ડાબા હાથ ઉપર નાની ગલીમાં ભોંયતળિયાના મકાનમાં નિશાળ હતી. પાંચેક શિક્ષકો, ભાંગેલ પાટલીઓ, હાથાભાંગેલ ખુરસી, તેલ-શાહીથી ખરડાગેલ પાટિયાં, જૂના નકશા—આટલો જ નિશાળનો સામાન. નિશાળની સામે જ ખુલ્લી ગટર. અપુના વર્ગની બારી-માંથી બહાર જોતાં બાજુના ઘરની રેતી ચૂનાના કામ વિનાની કોરી ઈંટો નજરે પડે. નિશાળે જતાં જતાં એ જુએ. ભંગીઓ ગટર સાફ કરવા આવે છે, ઠેકાણે ઠેકાણે કાદવ જામ્યો છે. આખો દિવસ નિશાળમાં એક પ્રકારની બંધ હવાની વાસ બહાર આવે,

બાજુમાં એક હિંદુસ્થાની ભાડભુંજો બપોર પછી કોલસાને આંચ દે. કાચા કોયલાના ધુમાડાની મીઠી મીઠી વાસ બહાર આવે, અપુના માથામાં કંઈક થાય, નિશાળની બહાર નીકળ્યા પછી એ નીકળે નહિ.

એને ગમતું નથી, જરા ય ગમતું નથી. શહેરનાં આ ઈંટ-ચૂના-સિમેંટમાં એને શ્વાસ ચડે છે. શ્વાસ રૂંધાતો લાગે. કશાકના અભાવથી જીવ આકુળવ્યાકુળ થાય. એને સમજાતું નથી કે અભાવ શેનો છે?

રસ્તા ઉપર ઘાસ બહુ ઓછું, ઝાડપાન ઝાઝાં નહિ, અહીં-તહીં બે ચાર જેટલાં જ. રેતીનો રસ્તો, પાકી ગટર, બે ઘરોની વચ્ચેની જગ્યામાં કચરો, મેલું પાણી, ચીંથરાં. કાગળ, એવો ગંદવાડ. એક દિવસે તે તેની સાથે ભણનારને ઘેર ગયો હતો, ઈંટનું બેઠા ઘાટનું મકાન હતું. ઓસરી ઉપર એક એક ઓરડામાં એક એક ભાડૂત રહે. દરવાજે જૂના પડદા. રસ્તાની જમીનથી મકાન એક વેંતથી વધુ ઊંચું નહિ હોય, એ કારણે ભેજ મટતો નથી. ઘરમાં હવા - પ્રકાશનું તો નામ જ નહિ. આંગણું બહુ લપસણું. બધાં ઘરોમાં એકી વખતે જ ચૂલા સળગાવાય. એ જ કોલસાની મીઠી ગંધ. અપુ મૂંઝાઈ ગયો. મનમાં એવું થઈ ગયું કે એ લોકોએ એને બેસવાનું કહ્યું તોપણ એ વધુ બેસી શક્યો નહિ, રસ્તા ઉપર આવ્યો ત્યારે જ કંઈક સ્વસ્થ થયો.

ઘેર આવતાં પણ એ જ બંધિયારપણું-ઊલટું કંઈક વધુ. અહીં ઈંટ - ચૂના - સિમેંટ-આરસ છેક ઉંબર સુધી. અપુને માટી જોયા વિના ચેન ન પડે. અહીં જે માટી છે તે પણ જુદી જાતની છે. જે માટી સાથે એને ઓળખાણ હતી તે માટી જ આ નહિ. આ ઘરમાં હાલવા - ચાલવાની પણ છૂટ ક્યાં છે? ચોરની પેઠે

રહેવું પડે છે, કોઈ કંઈ કહેશે, ઊંચે સાદે વાત કહેવાય નહિ, બીક રહ્યા જ કરે.

રોજ દફતરખાનામાં જઈને અપુ જોતો કે બુઢ્ઢા ખજાનચી બાબુ લોખંડી ભોગળવાળી ઘોલકા જેવી એક અંધારી ઓરડીમાં બેસી રહેતા. લાલ કાપડના બાંધેલા ચોપડાઓનો ઢગલો પડખે પડ્યો હોય, લાકડાની હાથપેટી સામે રાખી આખો દિવસ ડોસા એક મેલા ઢીલા થઈ ગયેલા તકિયાને અઢેલી બેસતા. ઓરડીમાં એટલું બધું અંધારું કે દિવસે પણ એરંડિયાનો એક દીવો બળતો હોય. ગિરીશ ગુમાસ્તો જમાખાતું સંભાળતો. નીચી પાટ ઉપર મેલી ચટાઈ પાથરી હોય અને ચારે તરફ કપડાના બાંધેલા ઢગલાબંધ ચોપડા હોય. એ ઓરડીમાં ખજાનચીની ઓરડી જેવું અંધારું નહોતું. બે ત્રણ મોટી બારીઓ પણ હતી. પણ પાટ નીચે તમાકુની રાખ અને કાગળના કકડા વેરાયાં હોય અને છત ઉપર કરોળિયાનાં જાળાં અને ગ્યાસતેલના દીવાની મશ બાઝયાં હોય. જ્યારે વીરુ મુહરી મોટેથી પૂછે, "અરે રામદયાલ, જો તો, ગયા ઉત્સવમાં વાજાંપડઘમ ખાતે કેટલું ખરચ લખ્યું છે? ત્યારે કોણ જાણે કેમ પણ અપુના મનમાં એક અસહ્ય ઝંખના જાગી ઊઠતી!

સંધ્યાસમય છે, અપુ રમતના મેદાન પાસે આવીને જુએ તો ઘરનાં છોકરાં ઠેલણગાડી ઠેલવાની રમત રમતાં હતાં. ગાડી હમણાં જ તૈયાર થઈ હતી. એક ખુરસીને પૈડાં અને ડાંડા લગાવી ઉપર ગાદી જડીને સરસ ગાડી બનાવી હતી. મોટાં પૈડાં! ગાડી ચકચક થતી હતી. પાસે આવીને ઊભો ઊભો એ જોતો હતો. રોમેન બોલ્યો, "એય, એક વાર અમને બેસાડીને ઠેલ તો!"

આ ઘરમાં આવ્યા પછી અપુને આની બહુ ઇચ્છા રહ્યા કરતી. રાજી થઈને એ બોલ્યો, "હા ઠેલું, પણ પછી મને એક વાર બેસવા દેવો."

રોમેન બોલ્યો, " ભલે ઠેલ. જોરથી ઠેલજે."

ખૂબ વાર ઠેલ્યા પછી રોમેન એકાએક બોલ્યો, " બસ. આજે આટલું બસ, હવે નહિ. પછી ગાડી લઈને બધાં જતાં રહેતાં હતાં તે જોઈને અપુએ કહ્યું, " મને નહિ બેસાડો ? "

રોમેન બોલ્યો, " જા, હવે અત્યારે નહિ. બહુ બેસ–બેસ કરવાથી ગાડી ભાંગી જાય, હવે બીજે વખતે. "

આઘાતથી અપુની આંખમાં પાણી આવી ગયાં. આશાએ આશાએ એણે સૌને કેટલું જોર કરીને ઠેલ્યાં હતાં !

બોલ્યો, " તમે તો કહ્યું હતું કે મારા વારામાં મને બેસવા દેશો. મેં બધાંને કેવાં ઠેલ્યાં ! તે દિવસે પણ છેવટે મને નહોતો બેસવા દીધો !"

રોમેન બોલ્યો, " શું કામ ઠેલવા આવ્યો'તો ? નહોતું ઠેલવું, જા, કોણે કીધું'તું કે બેસવા દેશું ? ગાડીના શું અમારે પૈસા બેસતા નથી ? "

એ બોલ્યો, " તમે જ નહોતું કહ્યું, સોન્તુએ પણ કહ્યુ'તું. ઠેલી ઠેલીને મારા હાથ રહી ગયા, અને મને...થોડી વાર પણ...વાહ, તમે ઠીક છો. "

" મેં કહ્યું નહોતું. જા જા, ભાગ. " રોમેન બોલ્યો.

" ફરરરર – જો જાય બગલો ! " સોન્તુ બોલ્યો અને મોટા બાજુના છોકરા ટેબુએ આવીને એકદમ એનું ગળું પકડયું અને પાછળ ધકેલતો બોલ્યો, " નહિ બેસાડીએ, જા, અમારી મરજી, જા તારી ઓરડીમાં, કેમ આવે છે અહીં રમવા ? "

ટેબુ અપુથી ઉમરમાં નાનો, તેના હાથે થયેલ અપમાનને લીધે કે બધાંએ કરેલી મશ્કરીથી ઉશ્કેરાઈ જવાને કારણે અપુનું માથું ફરવા લાગ્યું. એણે ટેબુના હાથમાંથી ઝટકો મારી ગળું

છોડવી લીધું અને એને ધક્કો માર્યો. ધક્કો લાગતાં ટેબુ લથડીને પાછળની દીવાલ જોડે અથડાયો, કપાળમાં વાગતાં થોડું લોહી નીકળ્યું અને ટેબુએ રાડારાડ કરી મૂકી.

નોકરચાકર, ખાનસામા, દરવાન – બધાં દોડી આવ્યાં. ઉપર મોટા બાબુ ઑફિસનું કામ કરતા હતા. તેઓ બેચાર જણા સાથે નીચે આવ્યા. દસ બાજુએથી દસ ઘડા પાણી આવ્યું, પંખા આવ્યા, પાણીની પટ્ટીઓ ને કેટલી ધમાલ !

ગડબડ ઓછી થતાં મોટા બાબુ બોલ્યા, "કોણે માર્યું ?" રામનિહોરાસિંહ દરવાને પાછળથી અપુને ધક્કો મારીને આગળ કરી મોટા બાબુ સામે ઊભો કર્યો. મોટા બાબુ બોલ્યા, "કોણ છે આ ? પેલી કાશીની બ્રાહ્મણીનો છોકરો કે ?"

ગિરીશ સરકાર આગળ આવીને બોલ્યો, "બહુ હરામી છે છોકરો ! એની દાદાગીરી આપ સાંભળો – પેલા નાટકને દિવસે જઈ બેઠો મોટા સાહેબોની જગ્યાએ, ઊઠવાનું કહ્યું તો વાદ કરવા લાગ્યો. એક દિવસ લાલ રેશમી ઝભ્ભો પહેરીને પેલા શેઠના ઘરના ખૂણા આગળથી સિગારેટ પીતો પીતો આવતો હતો. પારણામાંથી લક્ષણ !"

મોટા બાબુએ રોમેનને પૂછ્યું, "સવારે તમારા માસ્તર નથી આવ્યા ? વાંચવા-લખવાનું કાંઈ નહોતું ? મારી નેતરની સોટી લાવો તો કોઈ, તમને આની જોડે રમવાનું કોણે કહ્યું હતું ?"

રોમેન રડતલ મોંએ બોલ્યો, "એ જ આવે છે અમારી પાસે રમવાને વખતે, અમે નથી જતા. સોન્તુને પૂછી જુઓ ને ! આપના ચિત્રવાળું પેલું મેગેજીન વાંચવા માગતો હતો. બેઠકખાનામાં આવી બધાંને અડી અડીને જુએ."

ગિરીશ સરકાર બોલ્યો, "જુઓ તો ભાઈ સાહેબનો શોખ !"

હવે અપુનો વારો આવ્યો. મોટા બાબુ બોલ્યા, “નજીક આવ. કેમ માર્યો ટેબુને ...”

અપુનો જીવ તો આ પહેલાં જ ભયથી ઊડી ગયો હતો. ક્રોધમાં એણે ધક્કો માર્યો હતો ખરો પણ આટલી હદ સુધીની એની તૈયારી નહોતી. એ માંડ માંડ બોલી શક્યો, “પહેલાં મને ટેબુએ...”

એને પૂરું કરવા દીધા વિના મોટા બાબુ બોલ્યા, “ટેબુ કેવડો છે અને તું કેવડો છે એ ખબર છે ?”

સરખી વાત કરતાં આવડતું હોય તો અપુને પક્ષે કહી શકાય કે ટેબુની ઉમર નાની હોવા છતાં કામમાં એ અપુના મોટા કાકા નીલમણિ રાયના કરતાં પાકો હતો. વાત એવી થતી કે ટેબુ ઘરનાં બધાં છોકરાંને વિના કારણ હાલતાં ને ચાલતાં ખિજવે, પાછળથી આવી ટપલું મારે. અપુ રમવા ગયો એ જ એનો અપરાધ. પણ ઘર ભરાય એટલાં માણસોની કુતૂહલદષ્ટિની સામે, અને તેમાં ય મોટા બાબુની, એમની સામે એની જીભ તાળવે જ ચોંટી ગઈ. એ એટલું જ બોલ્યો. “ટેબુ પણ – મારો વાંક નહોતો ને – આવીને મારી – મને —”

મોટા બાબુ ગર્જના કરી ઊઠ્યા, “સ્ટુપિડ, ડેમ્પો છોકરા ! કોણે તને આ બાજુ આવી સૌની સાથે ભળવાનું કહ્યું હતું ? મારી સોટી ક્યાં ? આમ લાવો આગળ !”

સબાક કરતી એક સોટી વાંસા પર પડતાં એ અવાક્ થઈ મોટા બાબુ અને એમની ફરી ઊંચી થતી નેતર સામે જોઈ રહ્યો. જીવનમાં આ પહેલાં એણે કદી માર ખાધો નહોતો–બાબાનો પણ નહિ. એનું ભ્રમિત મન આ મારને સત્ય તરીકે માની શક્યું નહિ. પછી અજ્ઞાત મનના જોરે સોટીને પકડી લેવા એણે હાથને લાંબો

કર્યો પણ એમાં એ ફાવ્યો નહિ. નેતરના સબોસબ શબ્દે ટેણુ પણ પોતાના માથાની પીડા ભૂલીને જોવા લાગ્યો. રસોયણનો છોકરો ફરી આવી હિંમત ન કરે એ માટે મોટા બાબુ તેને બરાબર શિક્ષા કરી રહ્યા હતા. બીજી સોટી હોત તો કદાચ ભાંગી જાત પણ આ બહુ કીમતી હશે.

થોડી વાર શ્વાસ લઈ ને મોટા બાબુ બોલ્યા, "ઢગા જેવો છોકરો, આજથી ચેતવી દઉં છું. ફરી જો સાંભળીશ કે આ ઘરના કોઈ છોકરા સાથે ભળવા ગયો છે તો કાન-પકડીને એ જ વખતે ઘરની બહાર કાઢી મૂકીશ." પણ બીજાની સામે જોઈ ને બોલ્યા, "જુઓ છો ને ધીરેન બાબુ! વિધવા મા, સતીશ બાબુ મેનેજર કાશીથી તેડી લાવ્યા, થયું, બ્રાહ્મણની દીકરી છે, પણ જુઓ તો વડાઈ! મા ભઠિયારું કૂટે અને સાહેબ ઝભ્ભો પહેરી સિગારેટ પીતા ફરે!"

ધીરેન બાબુ બોલ્યા, "બધે એમ જ ચાલતું હોય છે. સિગરેટ પછી કોકેન આવશે, માની પેટી તોડશે, એનો કાંઈ નિયમ હોય છે? તેમાં વળી કાશીનો છોકરો!"

ઘરમાં કાંઈ બધી વાતો પહોંચી નહિ. પણ સર્વજયાએ અપુના મારની વાત સાંભળી-જરા વિસ્તારથી સાંભળી. શેઠાણીએ કહ્યું, "જો એવો ગુંડો હોય તો તો છોકરો—" ઇત્યાદિ. રસોઇથી પરવારીને મા ઓરડીમાં આવી ત્યારે અપુ નિશાળે ગયો હતો. માને કંઈ કહ્યું નહોતું. આવી વાત માને એ કહી શકે નહિ. ક્રોધ દુઃખ અને શરમથી માનું શરીર કંપતું હતું. આખે શરીરે જાણે ઝાળ ઊઠી હતી. ઓરડીમાં ન બેસી શકાતાં તે બહાર ખુલ્લી પરસાળમાં આવીને ઊભી.

એના અપુને શરીરે હાથ! જાણે હજી એ કહેતો હતો, "બા, તું સીડીની નીચેની ઓરડી પાસેથી નીકળીશ ત્યારે તને એવી

તો બિવડાવીશ !" એને કંઈ સમજ છે ? કેટલુંક વાગ્યું, કોણ એને ત્યાં સમજવા બેઠું હતું ! કોણ એનું રોવું સાંભળનાર હતું ત્યાં !

છાતી ફાટી પડી ને સર્વજ્યાને રડવું આવ્યું.

અંધાર-રાત ! આકાશમાં એકેક તારા ઝબૂક ઝબૂક થતા હતા. તબેલા આડે ઊગેલા આમલીના ઝાડથી હવા રોકાય છે. ઓસરીના ખૂણાની લોઢાની ભાંગેલી પાટી પાસે બેસી વાત યાદ કરી કરી રુદનવેગે તેનું આખું શરીર કંપવા લાગ્યું.

"ભગવાન ! ભગવાન ! એ મારું મોંઘું રતન છે, તું તો જાણે છે કે એક ક્ષણ વાર તે મારી આંખથી અળગો થતાં હું કેવી બેબાકળી થઈ જાઉં છું ! જે કાંઈ શિક્ષા કરવી હોય તે મને કર, ભગવાન ! એને કંઈ કહેશો નહિ, એથી મારી છાતી ફાટી જાય છે. ભગવાન, એ મારાથી સહેવાતું નથી."

સવારે જ અપુની નિશાળ છૂટી ગઈ. તેના વર્ગના છોકરાએ આગ્રહ રાખ્યો કે ફૂટબોલમાં અપુએ રેફરી બનવું. અપુ હરખાયો, આ શહેરમાં આવ્યા પહેલાં એણે ફૂટબોલની રમત જોઈ નહોતી. એને સારું રમતાં પણ આવડતું નહિ. છતાં એને જ બધા પસંદ કરતા. રેફરી થવાને ઘણે ભાગે એનું જ નામ બોલાય.

એણે કહ્યું, "ભાઈ, પેલી વિસલ લઈ આવું ઘેરથી, પેટીમાં પડી રહી છે. બરાબર ચાર વાગે મેદાનમાં આવીશ."

રસ્તે આવતાં અપુને સવારની વાત યાદ આવવા લાગી. આજે આખો દિવસ એને એ વાત યાદ આવ્યા કરી હતી. સિગરેટ પીતાં તે ગિરીશ સરકારની નજરે પડી ગયો હતો એ વાત તો બરાબર, પણ એ શું રોજ સિગરેટ પીતો હતો ? તે દિવસે વચેટ વહુરાણીએ આપેલ રેશમી ઝભ્ભો પહેરીને નિશાળે જતાં એકાએક ઇચ્છા થઈ ગઈ. બાબુ લોકો એવો ઝભ્ભો પહેરીને સિગરેટ પીતા હોય છે, પોતે પણ પીએ, એટલે ખાવાનું લેવાના પૈસાની

સિગરેટ લીધી. પણ એક દિવસ નિશ્ચિંદપુરમાં પીધી હતી ત્યારે સારી નહોતી લાગી, તે જ રીતે આ વખતે પણ સારી ન લાગી. એના મનમાં થયું હતું, ' ઊંહ, આ કરતાં તો દાળિયા લીધા હોત તો ઠીક. આ માણસો કેમ પીતા હશે ?' પણ ગિરીશ સરકારે તો વાત બરાબર જાણ્યા વિના કેવું કહી નાખ્યું ?

સારું છે કે લીલા અહીં નથી. એ હોત અને જોત તો કેવું ખરાબ ! માને પણ ઘણું કરીને ખબર પડી નથી. રખે માને ખબર પડી જાય એ બીકે તો એ જલદી જલદી નિશાળે ભાગી આવ્યો હતો.

લીલા કેટલા વખતથી આવી નથી ! એને ગયે એક વરસ તો થયું. એ આવે તોપણ એને એ લોકો હવે પોતાની સાથે વાતો કરવા દે ? ત્યાં ઉપર વાજું વાગતું સંભળાયું. સ્વરો કાને પડતાં તે આનંદમાં આવી જઈ ને મોં ઊંચું કરી બીજા મજલાની બારી નીચે રસ્તા ઉપર ઊભો રહ્યો. રસ્તા ઉપરથી ગાયનના શબ્દો બરાબર સંભળાતા નહોતા પણ સૂરો અજબ લાગતા હતા. નિશાળ, રમત, રેફરીગીરી, સવારનો માર—બધું મનમાંથી એકદમ અલોપ થઈ ગયું.

ગાયનના સૂરથી એનું મન એની મેળે ક્યાંય ઊડવા લાગ્યું. એ પણે નિશ્ચિંદપુરની નદીને કાંઠે ફરતાં કેટલી યે વાર જોતો, પેલે પાર નાનાં નાનાં લાલ ફૂલેભર્યાં વગડો, એની પાછળ ક્યાંય સુધી નીલ આકાશનો પટ ચીતરેલ હોય તેવાં ખેતરો. કોઈ સુકા ઝાડ ઉપર એકાદ પંખી—બધું ચિત્રમય. એ બધાં દૃશ્યોની પાછળ પેલો દેશ, બહુ જ દૂર દૂરનો દેશ—કયો દેશ એ ખબર નથી, કેવળ મનના આહ્‌લાદને વખતે એ યાદ આવતો.

જાણે કોઈક બોલાવે છે, કેટલે ય દૂરથી છલકાઈ જતા

આનદે પરિચિત સૂરમાં અવાજ આવે છે, "અપુઉઉ–ઉ–ઉ!"

*

નાની ઓરડીમાં આવતાં માએ પૂછયું, "વહેલો આવતો રહ્યો?" એણે કહ્યું, "ઉપલા વર્ગના છોકરાઓએ કહ્યું, 'રમતમાં જીત મળી એની ખુશાલીમાં અર્ધા દિવસની રજા.'"

મા બોલી, "આવ, નજીક બેસ. જરા વાર રહીને શરીરે હાથ ફેરવતાં ફેરવતાં આડીઅવળી વાત કર્યા પછી પૂછયું, "આજે એ લોકોએ તને શા સારુ બોલાવ્યો હતો? વઢયા હતા?"

"ના, સહેજ, ટેબુને થોડુંક લાગ્યું'તું એટલે બાબુએ બોલાવ્યો, પૂછયું, 'શું થયું'તું?'"

"વઢયા–બઢયા તો નથી ને?"

"ઊહું."

થોડી વાર મા ચૂપ રહી. પછી બોલી, "એક વિચાર આવે છે. અહીંથી ચાલ્યાં જશું?" આશ્ચર્યથી તે માની સામે જોઈ રહ્યો. પછી ખુશ થઈ ને બોલ્યો, "કયાં મા? નિશ્ચિંદપુર? એ જ ઠીક છે. ત્યાં જઈએ. ત્યાં હું મંદિરની પૂજા કરીશ. જનોઈ તો મળી ગઈ છે. પોતાનો દેશ, ઠીક થશે, અહીં નથી રહેવું."

સર્વજયા બોલી, "બે વરસથી એ જ વિચાર કરું છું. તું કહે છે ત્યાં જઈએ. પણ ત્યાં હવે શું છે? એક ઘર છે તે ય આજે ત્રણ વરસમાં વરસાદમાં પડી નહિ ગયું હોય? બીજું છે શું? બાપદાદાના વખતનું ઘર–હતી થોડી જમીન, એ ય–માથું મૂકવા જેટલી જગા યે કયાં છે? દુશ્મનને હસવાનો વખત દેવો–" થોડી વાર શાંત રહીને બોલી, "એક ઉપાય–કાશી જઈશું?"

વધુ નક્કી ન થયું. માએ હજી ખાધું નહોતું. નાહીને ફરીથી રસોડે ગઈ. અપુને એક વાત યાદ આવી. એનું ગળું સારું છે,

દીદી કહેતી હતી, નાટકમંડળીવાળો પેલો ભાઈબંધ પણ કહેતો હતો, જો એ કોઈક મંડળીમાં ભળે–શું એને કોઈ ન રાખે? અહીં માને બહુ તકલીફ છે. અહીંથી માને તે લઈ જશે.

કેવો તાપ છે! રસોડામાં નળના મોઢા આગળ ધુમાડાનાં ગૂંચળાં ઊઠે છે! નેવાં ઉપર તડકો...ઘરની અંદર તો વળી અંધારું. તબેલાનો અલમસ્ત સાઈસ હિંદુસ્થાનીમાં કંઈક બોલે છે. પથ્થરજડેલી જમીન ઉપર ઘોડાની ખરી પછડાવાનો ઠકઠક અવાજ આવે છે. પેલી ગટરની ગંધ આવ્યા કરે છે. માથું પાકી જાય છે–જાણે ઘા પડે છે. એને વિચાર થયો, "થોડું ઊંઘું, પછી ઊઠીને રમતના મેદાને જઈશ. બહુ બહુ તો અત્યારે ત્રણ થયા હશે. હજી તો સખત તડકો છે."

સૂતાં સૂતાં એને એક વિચાર વારે વારે આવતો હતો. આટલા દિવસ એવી રીતે એને વિચાર આવતો નહિ. આટલા દિવસ હૃદયના કોઈક ખૂણામાં અજ્ઞાતભાવે એ જાગતો પડચો હતો. આ બધા પછી એનું ગામ જાણે રાહ જુએ છે–એમની જ. ત્યાંથી નીકળતી વખતે ત્યાં પાછા ફરવાનો વિચાર જ નહોતો એ એ જાણતો હતો, છતાં હવે ઇચ્છા દબાવી દાબી શકાતી નથી.

પણ આજે બધી વાતોમાં ખાસ કરીને માની અને મોટા બાબુની વાતમાંની એમની નિરાશ્રયતા અને ગૃહહીનતા એની સામે સ્પષ્ટ સ્વરૂપે આવી. શું તેઓ કયારે ય એમને ગામ પાછાં નહિ જઈ શકે? કયારે ય નહિ? કદી યે નહિ?

આ પરભોમમાં, આ ગિરીશ સરકાર, આ ચોરની સ્થિતિ. છોકરાનો હાથ ઝાલી પરવશ, અકિંચન, આ જ રસ્તે ચિરકાલ... આ જ સદા હતું?

તબેલામાં બે સાઈસો વચ્ચે ઝઘડો વધ્યો હતો. રસોડાના

છાપરા પર ભાતની આશાએ કાગડાઓ ટોળાબંધ એકઠા થયા હતા. થોડી વારે એને વિચાર આવ્યો કે એક જ વાત મનમાં ક્યારની ઘૂંટાયા કરે છે, એક જ વાત. તબેલામાં ઘોડા જમીન પર ખરી પછાડ્યા કરે, કેમ જાણે જમીનની અંદર ઊતરી જવું હોય! ખૂબ ખૂબ ઊંડે નીચે નીચે જાણે કોઈક ખેંચી રહ્યું છે. ત્યાં ખૂબ શાંતિ છે, માથું દુઃખે એવું નથી, ખૂબ શાંતિ છે....

ઓહ! શું તડકો છે! દીદી–! આવા તડકામાં એની ઉજાણી ચાલે છે. એ કહે છે, ' દીદી, સૂઈ જા ને! આવા તાપમાં ઉજાણી ?'

રાણુદી કાન પાસે બેસી કેટલી કેટલી વાત કહી જાય છે. રાણુદીની ચમકારા મારતી મોટી આંખો અભિમાનભરી છે. નિશ્ચિંદ-પુરમાં એમનું ન ચાલે ? રાણુદી કે લીલા ?

હારાણકાકા વાંસની વાંસળી વેચવા માટે વગાડે છે, કેવી સરસ વગાડે છે! બાપાને એણે કહ્યું, “ એક પૈસાની વાંસળી લેવી છે બાપા, પૈસો આપશો ? ”

બાપા એના મોટા વાળ કાન ઉપર સરકાવીને એને હેત કરીને કહે છે, “ સરસ લખી છે તેં વાર્તા ! છપાય ત્યારે મને દેખાડ જે હોં !”

એ પૂછે છે, “ કોકેન શું બાપા ?” ગિરીશ સરકાર કહે છે, “હું કોકેન ખાવાનો. ”

બાપાના ગળામાં પદ્મબીજની માળા છે–કથક ઠાકુરના જેવી.

એમનું માઝેરપાડાનું સ્ટેશન. લાકડાના પાટિયા પર લખ્યું છે: મા–ઝે–ર–પા—ડા. આગળ પીઠ પર વજન લઈને

એ, પાછળ પાછળ મા, એના શરીર ઉપર રંગીન રેશમી ઝભ્ભો છે. આખો રસ્તો કેવી છાયાથી ભરેલ છે! આકાશમાં સંધ્યાના રંગ છે. પાકા ટેટાની સુગંધથી ભરી હવા છે.

નિશ્ચિંદપુરનો રસ્તો જાણે ખૂટતો નથી. એ ચાલતો રહે છે, ચાલતો રહે છે, ચાલતો રહે છે. એ અને મા. આ રસ્તે તે એકલો કદી નથી આવ્યો. રસ્તો તે ઓળખી શકતો નથી. "ઓ દાતરડા-વાળા કાકા! સાંભળો છો કે? નિશ્ચિંદપુરનો રસ્તો બતાવશો જરી, અમને! જોશડા નિશ્ચિંદપુર, વેત્રવતીની પેલી બાજુ છે!"

*

માએ ઘરમાં આવીને એને હલાવીને કહ્યું, "અરે અપુ, કેટલો વખત થઈ ગયો? ક્યારે રમવા જવું છે? ઊઠ-ઊઠ!"

માની બૂમથી અ હેં હેં કરતો ઊભો થઈ ચારે બાજુ જોવા લાગ્યો. 'ઓહ, કેટલો વખત થયો? તડકો છેક પહોંચ્યો?" માએ કહ્યું, "પૂછું છું, રમવા ક્યારે જવું છે? જઈ આવ્યો શું? કે કવખતે સૂઈ જ રહ્યો? તારી સિસોટી કાઢી દઉં?"

પેટીમાંથી સીટી બહાર કાઢીને માએ એની પડખે મૂકી, પણ અપુને રેફરીગીરી કરવા જવાની ઇચ્છા ન થઈ. ઘરની અંદર આવે ટાણે અંધારું! ઊઠીને બારી પાસે જઈ બહાર જોતો ઊભો. વખત ખૂબ થઈ ગયો હતો. કેવો અસહ્ય બફારો! તળેલાની વાસ વધુ ઉગ્ર બની છે. મોટા દરવાજા પરની ઘડિયાળમાં ટન ટન કરતાં કરતાં ઘણું કરીને છ ડંકા પડયા.

તળેલા ઉપર આકાશ છે, એની પેલી બાજુ પૂર્વ દિશાએ ખૂબ દૂર એમનું નિશ્ચિંદપુર છે.

કેટલા વખતથી નિશ્ચિંદપુર જોયું નથી! ત્રણ વરસ! કેટલો બધો વખત!

એને ખબર હતી કે દિવસ અને રાત નિશ્ચિંદપુર એને સાદ

પાડે છે, શાંખારીપુકુર વાંસવન સાદ પાડે છે, સોનાડાંગાનું મેદાન સાદ પાડે છે, કદમતળાવડીના પાણીનો ઘાટ સાદ પાડે છે, દેવી વિશાલાક્ષી સાદ પાડે છે!

બળેલ ઘરના મીઠા લીંબુની ગંધ! ફરીથી એ ઘરની છાયામાં પ્રદક્ષિણા કરશે? ફરીથી એના ઘરના વાડાના શિરીષ-સોંદાલી વૃક્ષોમાં પંખી બોલશે?

અત્યારે ત્યાં ઇચ્છામતિનું પૂર આવ્યું હશે. ઘાટ ઉપરના શીમળાના મૂળ સુધી પાણી આવી ગયું હશે. ઝાડીએ ઝાડીએ વનકલમીનાં ફૂલ બેઠાં હશે. જંગલી અપરાજિતાનાં ફૂલોએ જંગલની શિખાઓને છાઈ દીધી હશે.

એમના ગામના ઘાટ ઉપર એમના નિત્યના સ્થાને નિત્ય-નિયમ અનુસાર રાજુકાકા અત્યારે નાહવા બેસતા હશે. તરાપા ઉપર નવાં કેસૂડાંની ઘટા પાછળ કિનારે અક્રૂર માછીમાર માછલાં પકડવાની દોરી પાણીમાં નાખતો હશે. આજે ગુજરીનો દિવસ, ઠાકુરઝી તળાવના પેલા વડ નીચે પશ્ચિમ દિશાના ખોળામાં આગની લાલ કિનાર જેવો સૂર્ય બેસતો હશે અને એના ઝાંખા અજવાળામાં ગામનાં છોકરાં–પટુ, નીલુ, તિનુ, તોલા–બધાં ગુજરીથી પાછાં ફરતાં હશે.

અત્યારે હવે એના વૃક્ષોથી ઘેરાયેલા ફળિયામાં વનછાયા પથરાઈ હશે, કચ કચ કરતાં પંખી બોલતાં હશે, એ જ મીઠી શાન્ત નિઃશબ્દ સાંજ! પેલું પીળું પંખી આજે પણ આવીને પાંચિલના ઝાડની કૂણી ડાળ પર એ જ રીતે બેઠું હશે. માએ વાવેલ લીંબુ ઉપર કદાચ હવે તો લીંબુ પણ ફળતાં હશે.

થોડી વાર પછી ઘરની બહારની ભીંતો પર અંધારું ફેલાશે, પણ કોઈ ઘરમાં દીવો પ્રગટાવનાર નહિ હોય. વાર્તા કહેશે નહિ. નિર્જન ઘરના ઉંબરા આગળથી જ શરૂ થતા જંગલમાં ભૈરવ

ઘૂ ઘૂ કરશે, ગંભીર રાત્રે ઘર પાછળની બખોલમાં ઉપર પંખીનાં બચ્ચાં અવાજ કરશે. કોઈ ત્યાં ફરકતું પણ નહિ હોય. વાડાનાં ફૂલ ખીલીને પોતાની મેળે ખરી જતાં હશે. ફળ ઊગતાં હશે, પણ તેનો ઉપયોગ નહિ થતો હોય.

વનની ક્ષિતિજે એ અદ્દભુત સાંજ નીચે ઊતરશે, ચિરદિન, પણ બધું જુદું !

પેલા લોકોએ એને એટલો માર્યો હતો છતાં એની આંખમાં આંસુનું એક ટીપું પણ નહોતું આવ્યું. પણ અત્યારે અહીં બારીમાંથી બહાર નજર જતાં એના ગળામાં એકાએક ડૂમો ભરાઈ આવ્યો. આંખોની કિનારીએ આવી થોભેલાં પાણી ઊલટીને એના સુંદર ગાલ પર રેલાવા લાગ્યાં. આંખો લૂછવા હાથ ઊંચો કરતાં આકુળ સ્વરે મનમાં મનમાં એ બોલી ઊઠયો, " અમારે નિશ્ચિંદપુર જવું જોઈએ, ભગવાન! એવું કર કે અમે નિશ્ચિંદપુર જઈએ. નહિ તો હું નહિ જીવું, તારે પગે પડું–!"

પથદેવતા પ્રસન્ન હાસ્યે બોલ્યા, " મૂર્ખ બાળક! અમારો પથ કાંઈ તારા નિશ્ચિંદપુરના જંગલથી જ કે વીરુ રાયના ખખડધજ વડથી કે ખેયાઘાટની સીમા આગળથી જ પૂરો થતો નથી. અમારો રસ્તો તો જાય છે તારા સોનાડાંગા જંગલને, ઇચ્છામતિનાં જલને, પદ્મફૂલભર્યા મધુખાલી સરોવરને, વેત્રવતીનાં હોડકાંને વટાવીને આગળ આગળ કેવળ આગળ જ, દેશ છોડી વિદેશની દિશામાં, સૂર્યોદય છોડી સૂર્યાસ્તની દિશામાં, પરિચિતોના સમૂહને છોડી અપરિચિતોને માટે......

દિવસ રાત્રિ પાર કરી, જન્મ–મરણ પાર કરી, મા – વર્ષ મન્વંતર અને મહાયુગોને પાર કરી આગળ જાય છે......તમારું મર્મર જીવનસ્વપ્ન શેવાળથી છવાઈ જશે છતાં મારો પથ ખૂટશે નહિ – આગળ...આગળ...આગળ...આગળ જ ચાલ્યો જશે.

